# વિનોદ વિહાર





ધનસુખલાલ મહેતા

ૐ

# વિનોદ વિહાર.

[ સચિત્ર ]

( શ્રી હિમ્મતલાલ ગણેશજી અંજારિયા
એમ. એ., એલએલ. બી.
એમના પ્રવેશક સહિત.)


લેખકઃ—

**ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા,**

કું, સરલા અને મિત્રમંડળ. અસાધારણ અનુભવ અને
બીજી વાતો (હાસ્યકથા મંજરી ભાગ ૨ જો)
ભૂલના ભોગ અને બિચારો, મેટરલિંકના
નિબંધો વગેરેના લેખક, મુંબાઇ.



પ્રકાશકઃ—

**આર. આર. શેઠની કું.**

બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ,
કેશવ બાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ. ૨.

મૂલ્ય રૂા. ૨–૮–૦



ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા.

KRISHNA PRESS, BOMBAY 2.

વડિલ બંધુ ત્રિપુટિ

શ્રી. જયસુખલાલ મહેતા, એમ. એ.,

સ્વ. શ્રી. રણજીતરામ મહેતા, બી. એ.,

શ્રી. ગટુલાલ ધ્રુ, બી. એ.,

એમને

સવિનય, સસ્નેહ

અર્પણ.

# પ્રવેશક

શ્રીયુત ધનસુખલાલની કૃતિઓ લગભગ વીશ–બાવીશ વર્ષ થયાં ગુજરાતના વાચકો આગળ રજુ થયા કરી છે એટલે તેમની પ્રાથમિક પિછાન આપવાની રહેતી નથી. હાસ્યકથામંજરી, હું, સરલા અને મિત્રમંડળ, બિચારો અને ભૂલનો ભોગ ઉપરાંત સંભાવિત માસિકોમાં અવારનવાર આવતા તેમના લેખોથી ગુજરાતી વાચકવર્ગ પરિચિતજ છે. આ સંગ્રહ બહાર પડે છે તે પહેલાં પણ તેમની કૃતિ અને તેમની કળા સારી પેઠે સુજ્ઞાત થઇ ચૂકી છે અને સ્વ. રમણભાઈ પછીના મર્મવિનોદી લેખકોમાં શ્રી. ધનસુખલાલનું સ્થાન ઉંચું છે એમ તો નવલિકાસંગ્રહકાર શ્રી રામચંદ્ર શુકલે જણાવી પણ દીધું છે. તેઓ પોતાના સંગ્રહમાંના લેખકોની પિછાન આપતાં પા. ૧૨૧ મે લખે છે "હાસ્યરસના લેખો લખવામાં પ્રથમ પંક્તિએ બીરાજનાર આ ભાઇ (ધનસુખલાલ) છે. ભદ્રંભદ્ર તથા હાસ્યમંદિરમાં જે હાસ્યરસનો ચિતાર આપણે જોઇએ તે ઉત્તમ કોટિનો છે, અને એ પ્રકારને અનુસરનાર મર્મવિદ્ ધનસુખલાલ છે." શ્રી ધનસુખલાલના લખાણમાં વ્યાપી રહેલો 'હાસ્યરસ' ભદ્રંભદ્ર તથા હાસ્યમંદિરમાંના હાસ્યરસના ચિતારથી ઘણીઘણી વિગતોમાં જૂદો પડે છે, તોપણ તે ખરેખર સ્વ. રમણ-ભાઇના હાસ્યરસના ચિતાર જેટલોજ ઉત્તમ કોટિનો છે, એમાં તો કશોજ શક નથી. આ સંગ્રહમાંજ કનૈયાલાલની કલા પા. ૮૭, સભાનો અહેવાલ પા. ૧૨૮, સાચાં ભાષણો પા. ૭૫ કે સંપેતરાં પા. ૫૯ પરથી આપણે જોઇ શકીએ કે કેટલાક 'સ્વ'માં વધારે પડતો પણ તદ્દન ખોટો વિશ્વાસ રાખી, બીજાનું કામ બગાડનારા, અને છતાં તે પોતે બગાડયું છે એમ નહિં માનનારા મનુષ્યવિશેષોને આપણી પાસે જેવી સરળતાથી અને સચોટ અસરથી સ્વ. રમણભાઈ ખડા કરી શકતા, તેવીજ રીતે શ્રી ધનસુખલાલ પણ કરી શકે છે; જે

ચિત્ર તે દોરે છે તે આપણી આગળ આબેહૂબ ખડું થાય છે; તેવા મનુષ્યવિશેષ કેટલા હાસ્યપાત્ર છે તે બરાબર બતાવી આપે છે, પણ છતાં કોઈ પણ અમુક વ્યક્તિ તરફ આપણામાં અણગમો કે તિરસ્કાર પેદા થતો હોય એમ લવલેશ પણ લાગતું નથી. સ્વ. રમણભાઈમાં એ કળા ઉંચી પ્રતિની હતી એમ તેમના સઘળા વાંચનારાઓ અને પ્રશંસકો જાણે છે; શ્રી ધનસુખલાલમાં પણ તે કળા અજબ સફ-ળતા મેળવી શકી છે એમ બતાવનારા ઘણા પ્રસંગો આપણને મળી આવે છે. આ ઉપરાંત એક વધુ વાત. સ્વ. રમણભાઈના કરતાં શ્રી ધનસુખલાલ એક વાતમાં તો સારી પેઠે આગળ વધે છે.

સ્વ. રમણભાઈના હાસ્યપ્રસંગો અને હાસ્યકારણ થતાં પાત્રો સામાન્ય જનતામાંના નથી કે જીવનના નિત્યના પ્રસંગોમાં આપણા સમાગમમાં આવનારાં નથી, પણ તે ખાસ સમુદાયમાંથી અને પ્રસં-ગોમાંથી ચુંટી કાઢવામાં આવ્યાં છે. સ્વ. રમણભાઈનું ભદ્રંભદ્ર લો. અમુક સમુદાય, એવા દૃઢ અને મક્કમ વિચારોથી પોતાના જીવનને ઘડી રહેલ જણાય છે કે તેમના–તે ખાસ સમુદાયના–ખાસ જીવનમાં પેસી ગયેલી જીવનઘાટી કેટલી બધી અજુગતી છે, કેટલી બધી અસ્વીકાર્ય છે, કેટલી બધી એકતરફી છે, કેટલી બધી વિષમતા ઉત્પન્ન કરનારી છે એ બતાવવા સ્વ. રમણભાઈ પ્રવૃત્ત થાય છે અને તેમની હાસ્યપાત્ર વર્તણુકને સફળતાથી ચીતરી, લોકસમસ્તમાં તેમના જીવનને હાસ્યકારણ બનાવી મૂકે છે. આમ કરવાની કળા બધાને હાથ આવતી નથી. સ્વ. રમણભાઈને તે કળા સિદ્ધ થઈ ચૂકી હતી અને તેથી તેઓએ એવા એવા ઘણા ખાસ પ્રસંગો આપણી આગળ રજુ કરી તેમને આપણી વચ્ચે ચિરંજીવ બનાવી દીધા છે. 'ભદ્રંભદ્ર', 'પાટીઆં વાંચનારા,' 'આંજણી' વગેરે વાંચતાં આપણે અવશ્ય મા-નીએ છીએ કે જે રીતનું લખાણ છે તેજ રીતનું વર્તન જીવનમાં કરનારા જવલ્લેજ છે–જુજજ મળે છે; જ્યાં ત્યાં તે આપણને મળી આવતા નથી. જીવનના સતત વહી રહેતા પ્રવાહમાં તેવા પરપોટાઓ

નથી હોતા એમ નહિં; કોઇ કોઈ મળી આવે છે, અને આબેહૂબ તેવાજ નહિં, પણ અમુક અમુક અંશે તેમને મળતા પરપોટાઓ તો વારંવાર નજરે તરે છે; તેમ હોવા છતાં તે માત્ર પરપોટાજ છે; પરંતુ જીવનના પ્રવાહના સતત વહેનમાં માલમ પડતી તરંગ-લહરી નથી.

આમ સ્વ. રમણભાઇ જ્યારે એક સમુદાયના કે ખાસ પ્રસંગના જીવનને હાસ્યકારણ બનાવે છે ત્યારે શ્રી ધનસુખલાલ જનસમાજના સતત વહેતા જીવનપ્રવાહની તરંગ લહરીમાંની એકાદને બતાવી, તેમાં રહેલો મર્મવિનોદપ્રદ અંશ પ્રકટ કરે છે. સંસારની ઉપાધિ, રવિવારની રજા, જગતકર, કાપડિયાની દુકાને, મગનભાઇની વાત; એ આ સંગ્રહમાંનીજ વાતો લઈને જરા જોઈશું તો જણાશે કે સંસારની ઉપાધિમાંના પ્રસંગ એક કે બીજી રીતે ઘણાં ઘણાં ઘરોમાં અનુભવાયા હશે; રવિવારની રજાનો પ્રસંગ પણ મુંબાઈના પરામાં જીવન ગાળનારી જનતાના સામાન્ય અનુભવની વાત છે; જગતકર જેવા વિરલાઓ ઘડી ઘડીમાં તમે જોઈ શકશો; કાપડિયાની દુકાને માત્ર પૂછવા ખાતરજ ચડનારા, કે પોતાને થોડો વખત ગાળવો છે માટેજ પૂછનારા રોજરોજ મળી આવશે અને મગનભાઈની પેઠે પોતાની વાત કહેતાં કહેતાં નહિં થાકનારા ઘણા ભાઈઓ દરેક મિત્રમંડળમાં ઉઘાડી અને ખાનગી ટીકાને પાત્ર થયા કરતા હશે.

સંસારના હમેશના જીવનમાં એક ઉંડો, કોઇવાર ગંભીર કે કોઇવાર હલકો, પણ અચૂક મર્મવિનોદી પ્રવાહ ચાલુ રહેલો છે; તે પ્રવાહને શોધી કાઢી, પ્રવાહમાંની સર્વસામાન્ય તરંગ લહરીમાંથી મર્મવિનોદી અંશ તારવી કાઢી, સફળ અને રસભરી રીતે તેને પ્રકટ સ્વરૂપે બતાવી તે તરફ આપણું ધ્યાન ખેંચવું એ કાર્ય એક પ્રભુદત્ત શક્તિવાળી અને મર્મવિનોદભર દ્રષ્ટિવાળાથીજ થઈ શકે છે. શ્રી ધનસુખલાલમાં આ જાતની દ્રષ્ટિ ઉંચી પ્રતિની છે. એ દ્રષ્ટિની કદર હજી સુધી ગુજરાતી સાહિત્યમાં કે ગુજરાતી વાચકોમાં થઈ હોય

એમ લાગતું નથી. એવી દ્રષ્ટિવાળા લેખકો ગુજરાતમાં નથી થયા એવું નથી. આ દ્રષ્ટિ પ્રેમાનંદના મામેરામાં ઠેકઠેકાણે જોઇ શકાય છે; નવલરામમાં ક્યાંક ક્યાંક દ્રષ્ટિગોચર થાય છે; શ્રી. મુનશીના ‘ગોમતિ દાદાનું ગૌરવ'માં અને મસ્તફકીરના ‘પાપાનગરના પોચા'માં આ દ્રષ્ટિની હાજરી જાણી શકાય છે; છતાં પણ હરહમેશના સામાન્ય જીવનના પ્રસંગમાં મર્મવિનોદી અંશો ઘણી ઘણી વાર માલુમ પડે છે એ હકીકત તરફ ગુજરાતી લેખકોની નજર હજી ગઇ જણાતી નથી, અને ઉપર ગણાવ્યા તેવા કોઇ કોઇની નજર તે તરફ ગઇ છે તો તેની કદર જોઈએ તેવી થઈ નથી એમ લાગી આવે છે.

શ્રી ધનસુખલાલના લખાણ પરથી એક બીજી વાત પણ તારવી કાઢવાની જરૂર છે. આજ સુધી એમજ મનાયું છે કે હાસ્યરસના લખાણ કાંઇક વિચિત્ર, કાંઇક દોષરૂપ, કાંઇક અધુરૂં કે કાંઇક કઢંગું અણધાર્યું અને અણઘટતું હોય તોજ ઉદ્‌ભવ પામે. સ્વ. રમણભાઈનાં લખાણોમાં જોઇશું તો ક્યાંક કાંઇક વિચિત્ર, દોષરૂપ, ટીકા કરવા લાયક, અધુરૂં કે કઢંગું લાગવાને લીધેજ લખાણોની પ્રવૃત્તિ થયેલી માલમ પડશે.

સાદા સામાન્ય પ્રસંગો—જે હરહમેશ બન્યા કરતા હોય તેવા-માંથી મર્મવિનોદી અંશ શોધી કાઢી, તેને આનંદ આપનાર અને રસ જમાવનાર બનાવવો એ મર્મવિનોદી લેખકની ખાસ ખૂબી ગણાવી જોઇએ. તેવી ખૂબી ગુજરાતમાં આજસુધી જો કોઇએ જણાવી હોય તો તેમાં પહેલા આવે સ્વ. નવલરામ અને બીજા આવે આ સંગ્રહના લેખક શ્રી ધનસુખલાલ. ટ્રેનમાં પા. ૪૦, સંપેતરાં પા. ૫૯, પરોપકારનું પરિણામ પા. ૬૪, ચાલુ જમાનો પા. ૭૧, સિંહ કે શિયાળ પા. ૧૦૭ વગેરેમાં સામાન્ય પ્રસંગોમાંથી પણ કોઈ કોઈ વાર કેવા મર્મવિનોદી અંશો મળી આવે છે એ શ્રી ધનસુખલાલે સરસ રીતે બતાવ્યું છે. નાનાં છોકરાંને હસાવવા માટે ચાળા કરવા, ગાલ ફુલાવવા, નાક બતાવવું વગેરે કરવામાં આવે છે તેમ મોટા

માણસોને હસાવવા કાંઈ ચાળા કે ખાસ ચેષ્ટાઓ જરૂરનાં થઈ પડે છે એ ખરૂં છે. પરંતુ તે તો જ્યાં અટ્ટહાસ્યના કડાકા કરાવવા હોય ત્યાં જરૂરનાં જણાય. લખાણમાં અટ્ટહાસ્યના પ્રસંગો લાવે એ હાસ્ય રસિક લખનાર ગણાય તેની ના નહિં, પણ જે ગંભીરતાથી, શાંતિ ભર્યા વાતાવરણમાં, સામાન્ય પ્રસંગોની હાસ્યમયતા પ્રદર્શિત કરે અને મોઢાંના ખડખડાટ હાસ્ય નહિં, પણ દિલના વિસ્મય ભર્યાં સ્મિત હાસ્ય વહેવરાવે તે પણ ઉંચી જાતનોજ હાસ્યરસિક લેખક ગણાય એમાં કોઇને શંકા હોવી જોઇએ નહિં. હાસ્યરસના લખાણોમાં હસાવે તેવાં લખાણો કરતાં સ્મિત કરાવે અને મર્મને રમાડે અને કાયમનો વિનોદ આપે તેવાં લખાણો વધારે કિમ્મતી ગણાય છે એ જ્ઞાન ગુજરાતને હજી તો મેળવવાનું છે એમજ લાગે છે. આવાં લખાણ જેને 'મર્મવિનોદી' (Humorous) કહી શકાય તેવાના લખનાર (Humorist—મર્મવિનોદી લેખક) ગુજરાતમાં હજી ઘણા થોડાજ પ્રમાણમાં છે. તેવા લેખકોમાં અગ્રસ્થાને ગણાવા જેવી શ્રી ધનસુખલાલમાં લાયકાત છે એમ આ સંગ્રહ વાંચનાર સ્વીકારી શકશે એમ ખાતરી છે.

નિર્દોષ આનંદ આપનારા પ્રસંગો ઉપજાવી કાઢવાની તેમની કળા એ શ્રી ધનસુખલાલમાં ત્રીજી ધ્યાન ખેંચે તેવી વાત છે. ચર્ચ-ગેટથી ગ્રાંટરોડ પા. ૩૫, બાપની બુદ્ધિ પા. ૪૬, કેમ? પા. ૧૧૨, છોકરાની છબી પા. ૧૩૨ વગેરે પ્રસંગો જોઈશું તો વિનોદ અને ગમ્મત ખાતરજ ઉપજાવી કાઢેલા તે પ્રસંગો લાગશે. નથી તેમાં કોઈની વિચિત્રતાનું વર્ણન, નથી કોઇ પર ટીકા, નથી કાંઈ ખાસ ઉદ્દેશ કે ખાસ ધ્યેય–માત્ર આનંદની ખાતર આનંદ; વાચકોને વિનોદ ભર્યા વાતાવરણમાં બે ઘડી ગમ્મત આપવી એજ ઉદ્દેશ–તદ્દન નિર્દોષ, અને છતાં અસંભવિત તો નહિજ. 'સાહિત્ય'માં નારદ તખ-લ્લુસથી લખનારા ગૃહસ્થે આવી કેટલીક વાતો લખી છે; તેમાંની 'નવલિકા સંગ્રહ' માં શ્રી શુક્લે 'હું કેમ પરણ્યો?' એ લીધી છે.

તે વાતો જેમ એકલા નિર્દોષ આનંદ માટેજ લખાયેલી છે તેમજ શ્રી ધનસુખલાલની પણ કેટલીક વાતો લખાયેલી છે. વાર્ત્તા છે છતાં તે સામાન્ય કથા કે વાર્ત્તા હોય તેવી નથી. વિનોદ અને આનંદ આપવા માટે યોજાયેલી તે વાતો વાચકને હળવો બનાવે છે, આનંદી બનાવે છે, બે ઘડી આનંદ આપે છે અને બસ તેટલોજ તેનો ઉપયોગ અને તેટલામાંજ તેની સફળતા.

આવા મર્મવિનોદી લખાણમાં ગંભીર વિચારને પણ શ્રી ધનસુખલાલ સ્થાન આપી શકે છે. લાગણી, ચિંતનથી પરિણમતો આવેશ, અને આંદોલનોના અનુભવો તેમાં લખી, તે તે પ્રસંગને મર્મવિનોદી બનાવી, મર્મવિનોદને ગંભીર અને ગંભીરતાને મર્મવિનોદી બનાવવાની સફળ કળા પણ શ્રી ધનસુખલાલમાં આપણે જોઈ શકીએ છીએ. 'પ્રતિમાની પ્રતિજ્ઞા' એ અમુક અંશે આવી જાતની વાત છે અને અન્યત્ર પ્રકટ થયેલ તેમની 'બીજવર' તેમજ 'ભૂતના ભડકા' એ કૃતિઓ ગંભીર ચિંતનાત્મક પ્રસંગોને કેવી ગંભીર રીતે મર્મવિનોદી બનાવી શકે છે એ બતાવી આપે છે. ખરા મર્મવિનોદી લેખકનેજ આવી કળા સિદ્ધ થઈ શકે છે. ગંભીર પ્રસંગની ગંભીરતાને બરાબર જાળવી રાખી, તેના ચિંતાભર્યા ચિંતનાત્મક અંશોને મર્મવિનોદી બનાવવામાં જે મર્યાદા અને અંકુશ જોઇએ તે શ્રી ધનસુખલાલની કળાને સુલભ છે અને તેથીજ એવાં લખાણને પણ તે સર્વ રીતે સફળ બનાવી શકે છે.

શ્રી ધનસુખલાલ પ્રસંગોત્પન્ન મર્મવિનોદ નહિં, પણ સ્વભાવગત મર્મવિનોદ જોઈ શકે છે, અને તેથીજ તેઓ સર્વના અનુભવમાં લગભગ હમેશાં આવ્યા કરતા જીવન પ્રસંગોમાંથી, મર્મવિનોદી ભાગ તારવી કાઢી આપણી આગળ રજુ કરે છે. હાસ્યરસના જુદા જુદા અંગોમાં, આ મર્મવિનોદને પકડી કાઢવાનું અંગ બહુજ સૂક્ષ્મ છે પણ તેની સાથે બહુ કિંમતી છે. હાસ્ય ઉત્પન્ન કરાવવા માટે, હાસ્યોત્પાદક અંશો પ્રકટ કરાવવા માટે, જગતમાંની વિચિત્રતાઓને

તે હાસ્યમય બને તેવી રીતે પૃથગ્જનની આગળ રજુ કરવા માટે, દરેક લેખકને પહેલાં તો મર્મવિનોદી બિન્દુઓને જોઈ જાણી લેવા માટે, અત્યંત ઝીણી, વિવેક ભરી, અંતઃપ્રવેશી નજર જોઈએ; તે નજર હોય તો તેટલાથીજ કાંઈ સફળતા મળી જતી નથી. તે મર્મ-વિનોદી બિન્દુને બરાબર દોરી બતાવવા માટે ચિત્રકારની રેખાઓને સ્પષ્ટપણે ચીતરવાની કળા જોઈએ: સ્પષ્ટ, બહાર પડતી રેખાઓને બરાબર દોરી હોય, તો પણ જો આગળ પાછળની ભોં જોઈએ તેવી તૈયાર ન હોય, તો જોનારાઓના પર ધારેલી અસર થઈ શકતી નથી; અને આવા સમગ્રચિત્રને દોરવામાં જે સભ્યતાની, વિવેકની, ભાષા શુદ્ધિની, ભાષા પ્રૌઢિની, અને જનસ્વભાવની ઉચ્ચ ભાવના-ઓને વળગી રહેવાની ચારિત્ર્ય વિશુદ્ધિ જોઇએ તે બધી સામગ્રી ન હોય તો મર્મવિનોદી બિન્દુઓનું દર્શન કે જ્ઞાન સફળ રીતે મર્મ-વિનોદી લેખમાં કે મર્મવિનોદી ચિત્રમાં ઉતરતું નથી, અને પરિણામે ધારેલી અસરવાળો શિષ્ટ લેખ જગતને મળતો નથી. આપણા હમણાં હમણાં ખેડાતા આ પ્રકારના સાહિત્યમાં આવા દાખલાઓ આપણને વખતો વખત મળી આવે છે. 'દેવોને ખુલ્લા પત્રો' ના લખનારમાં, જીવનમાંના મર્મવિનોદી બિન્દુઓને પકડી કાઢવા જેવી ઝીણી અને અંતઃપ્રવેશી નજર આપણે જોઈ શકીએ છીએ, પરંતુ વિવેક અને મર્યાદાઓના સંસ્કાર અને તેવા સંસ્કારથી પ્રાપ્ત થતી શિષ્ટતા નહિ હોવાને લીધે તે પત્રો આપણે હાથમાં લઇએ, વાંચી જઇએ, પણ એક નિસાસા સાથેજ તે મૂકી દઇએ છીએ, અને પ્રભુદત્ત સૂક્ષ્મ નજરના બીજને યોગ્ય ખેતર અને સંસ્કારી ખાતર નહિ મળવાથી અસંતોષકારક રીતે ઉગેલું જોઇને આપણે નિરાશ થઇએ છીએ.

મંર્મવિનોદી લખાણ મનુષ્ય સ્વભાવના વિચિત્રપણાની વિરૂપ-તાથી થાય છે એવું કાંઈ નથી. મનુષ્ય સ્વભાવની સાધારણ દશામાં પણ મર્મવિનોદી વલણો પુષ્કળ પ્રમાણમાં વસી રહેલાં હોય છે, પણ સામાન્ય માણસની દ્રષ્ટિ તે વલણો જોઈ શકતી નથી—કોઈ કોઈ

દ્રષ્ટિ તે વલણો જોઇ શકે પણ તેને મૂર્તસ્વરૂપમાં પ્રકટ કરી શકતી નથી; કોઈ કોઈ દ્રષ્ટિ જુએ, અને મૂર્તસ્વરૂપમાં ઉતારી પણ શકે, પણ તે સ્વરૂપને શિષ્ટ અને સફળ અવતાર આપી શકતી નથી. જેમ કવિઓ જગતમાં વ્યાપ્ત સૌંદર્ય અને રસપ્રચુર પ્રસંગોને પોતાની સૂક્ષ્મ દ્રષ્ટિથી જોઇ લઈ, કલ્પનામિશ્રિત રંગોથી તેને આબેહૂબ કરી, પોતાની સંસ્કારી ભાષામાં જગત આગળ રજુ કરે છે, તેમજ મર્મવિનોદી લેખકો પણ મર્મવિનોદી અંશોને જોઇ લઈ, આગળ પાછળની અનુકૂળ ભોં તૈયાર કરી, તે અંશોને શુભ સંસ્કારથી વિશુદ્ધ કરી, વિવેકની મર્યાદાથી આબેહૂબ અને રૂચિકર સ્વરૂપમાં જગત આગળ રજુ કરે છે. જેમ સંસ્કાર અને પ્રતિભાના પ્રમાણમાં કવિની સફળતા અને ઉચ્ચ વા નીચ ભૂમિકા ગણાય છે તેમજ મર્મવિનોદી લેખકોમાં સંસ્કાર અને વિવેકદ્રષ્ટિની સમજ પ્રમાણે તેમની ઉચ્ચ વા નીચ કોટિમાં ગણતરી થાય છે. શ્રી ધનસુખલાલની આ દ્રષ્ટિનો ઉલ્લેખ આગળ કરવામાં આવ્યો છે; ટ્રેનમાં અમુક અમુક વ્યક્તિઓ ભેગી થાય, દરેક જણ પોતપોતાની વાતમાં અત્યંત ઉગ્ર લાગે, પણ બીજાના દ્રષ્ટિબિન્દુની વાત તો જરાયે લક્ષમાં લઈ ન શકે, અને છતાં દરેક જણ પોતપોતાને અત્યંત વિચારશીલ અને તટસ્થ માને તેવું, તેમજ આચરણમાં આચરવું કાંઇ અને મોંએથી બોલવું કાંઇ એ મનુષ્ય સ્વભાવના દર્શન આપણને રોજે રોજ થયા કરે છે. પરંતુ તેવા પ્રસંગને મૂર્તસ્વરૂપ આપી વાચક આગળ રજુ કરવામાં જે યોગ્યતા અને જે શક્તિ જોઇએ તે કાંઈ બધામાં હોતી નથી. જેમનામાં તેવી શક્તિ હોય તે મર્મ-વિનોદી લેખક તરીકે બહાર પડી શકે છે. શ્રી ધનસુખલાલ આવા આવા પ્રસંગોને ઝીણી વિવેકબુદ્ધિથી પારખી કાઢી, તેને ચિરંજીવ સ્વરૂપ આપી, વાચક આગળ ખડા કરે છે અને આમ કરતાં એક સફળ મર્મવિનોદી લેખક તરીકે માન પામે છે.

મનુષ્ય સ્વભાવમાં અમુક જાતની વિચિત્રતાઓ પણ ભરેલી

છે, અને તે વિચિત્રતાની વિરૂપતાને આપણી નજર આગળ ખડી કરી, અમુક વ્યક્તિ અમુક વખતે અમુક રીતે જ વર્તે છે એ બતાવવા ઘટતા પ્રસંગો ઉપસ્થિત કરી તે તે વ્યક્તિને આપણા એક જુના ઓળખીતા તરીકે પરિચિત બનાવી દે છે. શ્રી ધનસુખલાલની આવી વ્યક્તિ તે તેમનાં પાત્ર કનૈયાલાલ અને સ્નેહવદનઃ આ બે પાત્રોમાં મનુષ્ય સ્વભાવમાં માલમ પડતી સાધારણ સ્થિતિના મર્મ-વિનોદી અંશોથી આલેખાયેલી, મનુષ્યસ્વભાવની વિચિત્રતાની વિરૂપતા આ બે પાત્રોમાં સરસ રીતે ગુંથી દેવામાં આવી છે અને તે પાત્રો, ખરા, આપણને વખતો વખત મળતા મનુષ્યોના દાખલાઓ હોવા છતાં, તેના જેવાજ સર્વ વિચિત્રતાઓના નિધાન-રૂપ મનુષ્યો શોધવા જઈશું તો તો આપણે નિરાશ જ થઈશું. જૂદી જૂદી વ્યક્તિઓમાં જૂદી જૂદી વિચિત્રતાઓનાં જે દર્શન થાય છે, તેવી બધી વિચિત્રતાઓને, તેની વિરૂપતા વધારે પ્રકટ કરી, એક વ્યક્તિમાં સમાવી દેવાની કળા દાખવવામાં આવે ત્યારે જ આવી વ્યક્તિ પેદા કરી શકાય છે. આવી કળા પણ શ્રી ધનસુખ-લાલમાં જે પ્રમાણમાં જોઈ શકીએ છીએ તે પ્રમાણમાં ગુજરાતી લેખકોમાં 'ભદ્રંભદ્ર'ના લેખક સિવાય બીજા કોઈ પણ લેખકમાં આપણે હજી સુધી જોઇ શકયા નથી.

મર્મવિનોદ માટે જે જે જૂદા જૂદા નમુનાઓ અને ક્ષેત્રો મળે તેમાંથી શ્રી ધનસુખલાલે હજી થોડાં થોડાં જ હાથ ધરેલાં છે—કેટલાંક તો માત્ર અમુક વાનગી તરીકે જ અજમાવેલાં છે.

તેવા ક્ષેત્રમાં એક ક્ષેત્ર 'નકલ કરવાનું ક્ષેત્ર છે—જેને 'પ્રતિ-કૃતિ' એવું નામ તેઓ આપે છે તે છે. ગુજરાતી સાહિત્યમાં તો મર્મવિનોદી લખાણ જ હજી શરૂઆતની દશામાં છે એટલે પ્રતિકૃતિ જેવાં લખાણ થોડાં હોય એ સ્વાભાવિક જ છે. શ્રી ધનસુખલાલના વાંચવામાં શ્રી ચંદ્રશંકર પંડયાનો 'ચંદ્રનું એક દર્શન અને અદર્શન'

એ લેખ આવ્યો, અને તે ઉપરથી તેમાં તે લેખના મૂળ સ્વરૂપને સાચવી રાખી, તે લેખના અંતર્ગત ભાવને મર્મવિનોદી સ્વરૂપ આપી, તેવા કાલ્પનિક અર્ધકવિત્વ ભર્યા લેખોને નમુના તરીકે ગણી સામાન્ય લેખકો પણ લખવા મંડી પડે તો પરિણામે કેવી હાસ્યજનક સ્થિતિ આવી પડે એવો ખ્યાલ આપવા, મૂળ લેખકના પ્રયત્નને જરા મર્મવિનોદી વલણ આપી, શ્રી ધનસુખલાલે 'અંધકારનું એક દર્શન અને અદર્શન' એ લેખ લખ્યો. પરંતુ આવા લેખોમાં મૂળ વાંધો એક હમેશ માટે જ રહી જાય છે. તેવા લેખોનું મર્મવિનોદી સ્વરૂપ સંપૂર્ણ રીતે સમજવા માટે મૂળ લેખ વાંચેલો હોવો જોઇએ. એ ન વાંચ્યો હોય તો મર્મવિનોદી ઘાનો બધો પ્રહાર હવામાં ઘા કરવા જેવો નિષ્ફળ થઈ પડે છે. અલબત્ત, 'પ્રતિકૃતિ'માં ગુણ હોય તો તે સુવાચ્ય બની રહે છે, પણ તેની મજા તો નેવું ટકા ઓછી થઈ જાય છે.

આવા લેખો ગુજરાતી સાહિત્યમાં ઘણા થોડા છે. 'ઓલિયા જોશી'એ 'ઝેર ગયાં ને વેર ગયાં, ને કાળા કેર ગયા કરનાર' એ લીટીથી શરૂ થતી કવિ દલપતરામની કવિતાની પ્રતિકૃતિ 'એમ ગયા ને હેમ રહ્યા, વળી એવાના હેવા રણકાર' અચ્છી મર્મવિનોદી રીતે કરી છે, અને તેજ કાવ્યની જરા જૂદી રીતની પ્રતિકૃતિ સાહિત્ય માસિકના પુ. ૩. અંક ૧૧, પાને ૫૪૫ મે 'હુલ્લકરથી ઉત્તેજન મળતું, ગાયકવાડ ખરા ગુણગાન' એ ઓલિયા જોશીની કંપનીના એક શેરહોલ્ડરે લખી છે તે પણ ધ્યાન ખેંચે તેવી છે. કવિ દલપતરામની આ કવિતા ઘણી ઘણી પ્રતિકૃતિઓને જન્મ આપવા કારણ બની છે; તેમાંની રાષ્ટ્રિય ભાવનાવાળી પ્રતિકૃતિઓમાં મર્મવિનોદી અંશ કરતાં કટાક્ષનો અંશ ઘણો વધારે પડતો હોવાથી અહિં તેની નોંધ જરૂરની ગણી નથી.

'કટાક્ષ લેખન' એ મર્મવિનોદી લેખનથી ઘણી ઘણી રીતે જૂદું પડે છે. કેટલાક તો એમ પણ માને છે કે આછી પ્રતિનો

કટાક્ષ તો મર્મવિનોદી લેખમાં પણ સૂક્ષ્મ રૂપે હોવો જ જોઈએ. મર્મવિનોદ અને કટાક્ષ વચ્ચે નાનામોટાપણાનો જ ભેદ છે, કડવામીઠાપણાનો જ ભેદ છે; બાકી કટાક્ષનો અત્યંતાભાવ હોય તો તો મર્મવિનોદ પણ લુખો લુખો લાગે છે. આ પક્ષની ચર્ચામાં ઉતરવાની અહિં જરૂર નથી. શ્રી ધનસુખલાલના મર્મવિનોદની પિછાન સંપૂર્ણપણે આપવા જઈએ, તો તો આવા આવા અનેક પ્રશ્નો ઉપસ્થિત થાય, અને 'હાસ્યરસ'ના અંગ ઉપાંગની ચર્ચામાં ઉતરવું જોઇએ. આવી ચર્ચાની બહુ જરૂર છે એ વાત ખરી છે. 'હાસ્ય મંદિર'માંનો રમણભાઈનો નિબંધ અદ્વિતીય છે અને હજી ઘણા વખત સુધી અદ્વિતીય જ રહેશે. તો પણ હવે અનેક રૂપે સમૃદ્ધ થયેલા અને થતા જતા ગુજરાતી સાહિત્યમાં હાસ્યરસ વિષે એક સંપૂર્ણ નિબંધની બહુ જરૂર છે એ વાત પણ સમજી શકાય તેવી છે; તો પણ તે કામ કરવાવાળો કોઈ યોગ્ય લેખક નહિં નીકળી આવે ત્યાં સુધી તો આપણે રાહજ જોવાની છે. સ્વ. રમણ-ભાઈએ પોતાના લેખમાં અંતમાં આશા રાખી છે કે 'ગુજરાતી સાહિત્ય જેમ વૃદ્ધિ પામતું જશે તેમ હાસ્યથી ઉછળતું અને મલકાતું જશે એ અભિલાષ નિરાધાર નથી.' આ અભિલાષ પૂરી કરનારા ઘણા ઘણા લેખકો હમણાં ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કરવા પ્રવૃત્તિમાન થઇ ચૂક્યા છે. શ્રી એોલિયા જોશી, શ્રી જાગીરદાર, શ્રી મસ્ત ફકીર, શ્રી ધૂમકેતુ, શ્રી દ્વિરેફ, શ્રી મુનશી, સૌ. લીલાવતી અને વખતો વખત માસિકોમાં અને સાપ્તાહિકોમાં પણ લખનારા હાલ હાલ દ્રષ્ટિગોચર થતા જાય છે. જેમ જેમ લખનારાઓ નીકળતા જશે તેમ તેમ હાસ્યરસની ચર્ચા પણ પગભર થતી જશે અને નજીકના ભવિષ્યમાં જ કોઈ સમર્થ ચર્ચાશાસ્ત્રી સર્વાંશે સંપૂર્ણ નિબંધ પણ આપણને આપશે એમ આશા રહે છે.

એક લેખ અથવા કાવ્યકૃતિની જેમ આવી પ્રતિકૃતિ થઈ શકે છે તેમ અમુક પ્રતિના ગ્રંથોની પણ તેવી પ્રતિકૃતિ થઈ શકે છે.

'એક ઐતિહાસિક નવલકથા' એ તેવી જાતનો પ્રયત્ન છે એમ સમજાય છે. ઐતિહાસિક નવલકથા લખનારાઓ વસ્તુ ગુંથતાં પ્રારંભમાં કેવો છબરડો વાળે છે, અને પછી ઉકેલ નહિં આવતાં કેવા અણુજુગતા કે કાંઈ ખુલાસો નજ આપી શકાય તેવા ગોટાળા વાળે છે એ શ્રી ધનસુખલાલની 'નવલકથા' માં ઈસારા રૂપે સારી રીતે બતાવાયું છે. 'નવલકથા' અધુરી મૂકીને તો શ્રી ધનસુખલાલે બહુ સુંદરતાથી પ્રસંગને અધર લટકાવી મૂક્યો છે અને તેમ કરતાં જણાવ્યું છે કે ઘણી નવલકથાઓમાં ખરા પ્રસંગો તો ખાસ લટકતા જ રહે છે, જોકે લેખક તે પ્રમાણે કહેતા કે બાહ્ય દેખાવ કરતા નથી. પોતાના ઉપજાવેલા કરોળીયાનાં જાળાં જેવાં જાળાંમાં વસ્તુ ફસાઈ જાય, ગુંચાઈ જાય, ઉકેલ મળે નહિં, પછી ગમેતેમ આડુંઅવળું ઠોકી બેસારે અને પરિણામ અધર લટકતું રહેતું હોય તોપણ તે સમજવા કે સ્વીકારવા તત્પર હોતા નથી. આવા લેખકોને શ્રી ધનસુખલાલે પરિણામ લટકતું રાખી સારી સલાહ આપી લાગે છે.

ઉપજાવી કાઢેલી કાલ્પનિક બાબત પરથી તાદૃશ ચિતાર આપી મર્મવિનોદી વાત લખવી એ ખરેખર મુસ્કેલ છે, અને પ્રભુદત્ત પ્રતિભા વાળો લેખકજ તેમાં સર્વાંશે સફળતા મેળવી શકે છે. પણ ખરેખરી બનેલી બાબતને રસભરી રીતે મર્મવિનોદી સ્વરૂપ આપવું એ તો વળી ઓરજ મુસ્કેલ છે. ઉપજાવી કાઢેલી વાતમાં તેના ઉપજાવનારનો કાંઈક કાબુ હોય છે, પણ બનેલી ખરી હકીકત પરથી લખનારને તે સ્વતંત્રતા પણ હોતી નથી. તેવી વાતને મર્મવિનોદી સ્વરૂપમાં તાદૃશરૂપે ખડી કરવામાં બહુ ઉંચી જાતની કળાની અપેક્ષા છે. શ્રી ધનસુખલાલે 'પ્રેમનાં પ્રાયશ્ચિત' એ વાત ખરી રીતે બનેલા પ્રસંગનીજ વાત છે એમ પોતે કહ્યું ન હોત તો તો તે વાત માની શકાતજ નહિં. તેવા વાસ્તવિક પ્રસંગને કળાકાર તરીકે સુંદર સ્વરૂપ આપી, જુવાનીના જુસ્સાની, જુવાનીની હિમ્મતની, જુવાનીના ઉન્માદની અને જુવાનીની બેદરકારીની જે છાપ પાડી છે તે ખરેખર ઉગતી

જુવાનીનાં એક એકાંકી નાટક જેવીજ સચોટ બની રહે છે.

આ સંગ્રહના વાંચનારા અવશ્ય જોઈ શકશે કે સ્વ. રમણભાઈની અભિલાષા પૂરી પાડવામાં, અને શ્રી રામચંદ્ર શુકલે પ્રથમ પંક્તિએ બીરાજવાનું જે માન આપ્યું છે તે સાચવવામાં શ્રી ધનસુખલાલ સારી પેઠે પ્રયત્નશીલ અને ભાગ્યશીલ થયા છે. તેમના લખાણના વિષયો વિવિધ છે; તેમના લખાણની પદ્ધતિ રસભરી, સરળ અને સચોટ છે; તેમના લખાણનાં વસ્તુઓની ગોઠવણ અને વિકાસ આહ્‌લાદજનક છે, તેમના પેદા કરેલાં પાત્રો આકર્ષક અને વિનોદભંડાર છે, તેમનો મર્મવિનોદ ઉંડો, પણ સતત પ્રવાહી છે. તેમને હાસ્ય કે વિનોદ માટે ચાળાચેષ્ટા કે ગડબડગોટાળા કરવા પડતા નથી; તેમની ભાષામાં ગ્રામ્યતા, શિથિલતા કે ક્લિષ્ટતા નથી, તેમ આડંબર, શુષ્કતા કે રસહીનતા પણ નથી. સુવાચ્ય, સીધી, સરળ અને સહેલી ભાષા પરનો તેનો કાબુ તેના મર્મવિનોદી લખાણને સફળ કરવામાં બહુ મદદરૂપ બની રહ્યો છે. હાસ્યરસના વિવિધ ક્ષેત્રોમાં તે સારી રીતે ઘૂમી શકે છે, અને ખાસ કરીને મર્મવિનોદી લખાણ માટે તો તેમના જેટલી વિશાળતા અને તેમના જેટલી સમૃદ્ધિ હજી સુધી ગુજરાતી સાહિત્યમાં કોઈ એક લેખકે બતાવી હોય એવું લાગતું નથી.

હાસ્યરસના પ્રથમ ઉપાસક અને ગુજરાતી સાહિત્યમાં તો લગભગ પહેલાજ લેખક શ્રી સ્વ. રમણભાઇની કૃતિઓ સુવિખ્યાત છે. તેમની વિદ્વત્તા, તેમનો અભ્યાસ, તેમની પ્રભુદત્ત શક્તિ એવાં ઉંચી પ્રતિનાં છે કે તેમનાં લખાણમાં જે એક જાતનું શિષ્ટત્વ અને સંસ્કારિત્વ ઓતપ્રોત થયેલું માલમ પડે છે તે તો હજીસુધી કોઈપણ લેખકમાં દ્રષ્ટિગોચર થતું નથી. શ્રી ધનસુખલાલની કૃતિ ઘણી રીતે ઉંચી પ્રતિની હોવા છતાં, જે શિષ્ટત્વ અને સંસ્કારિત્વ રમણભાઈની કૃતિઓને દીપ્તિ અને ગાંભીર્ય આપી રહેલ છે, તે શિષ્ટત્વ અને તે સંસ્કારિત્વ શ્રી ધનસુખલાલની કૃતિઓને મળેલ હોય એમ લાગતું નથી. જેમ માણસ પોતાના ચહેરા અને પોતાની કાન્તિને ફેરવી શકતો

નથી, તેમજ અમુક જાતની લેખનશૈલી અને લેખનપ્રતાપને પણ ફેરવી શકતો નથી. રમણભાઇમાં રહેલાં તે શિષ્ટત્વ અને સંસ્કારિત્વને લીધે હજી સુધી તો રમણભાઈજ શ્રેષ્ઠ સ્થાન ભોગવતા રહ્યા છે, અને જો કે રમણભાઇએ નહિ ખેડેલા એવા વિવિધ ક્ષેત્રોમાં વિચરવાને લીધે, શ્રી ધનસુખલાલ વૈવિધ્યમાં તો રમણભાઈથી ઘણી રીતે આગળ ગયેલા છે તો પણ અનામધેય, અવર્ણનીય, સંસ્કારજ્ઞેય અને વ્યક્તિ વિશિષ્ટ શિષ્ટત્વ અને સંસ્કારિત્વમાં તો રમણભાઇ પછીને સ્થાનેજ બીરાજતા જણાય છે.

સ્વ. રમણભાઇ અને શ્રી ધનસુખલાલ સિવાય હાસ્યરસની કૃતિઓના લખનાર હમણાં હમણાં સારી સંખ્યામાં બહાર પડયા છે. રમણભાઈના લખાણો શરૂ થયાં તે પહેલાં ગુજરાતી સાહિત્ય એ પ્રતિના લખાણમાં બહુ કંગાળ હતું. તે કંગાળીયત દૂર કરવા રમણભાઈ અને ધનસુખલાલ ઉપરાંત પણ ઓલિયા જોશી પોતાના અખાડાના ચાર ખંડ ઉભા કરી ગુજરાતીઓને સાત્વિક આનંદ આપી રહ્યા છે. સાહિત્ય, સમાજ, સંસાર અને ધર્મનીતિના પ્રસંગોમાં હાસ્ય-રસિક તત્વોનાં જે કાંઈ દર્શન તેણે કર્યાં છે તે વાચકો આગળ રજુ કર્યાં છે. મસ્ત ફકીરના બે સંગ્રહો બહાર પડયા છે. શ્રી છોટાલાલ જાગીરદારે ફૂઈબા અને ઉંધીયું બહાર પાડયાં છે. શ્રી ખંધેડીયાએ સારા જથ્થામાં વાંચન પૂરૂં પાડયું છે, શ્રી કિશોર વકી-લની વિનોદ વાટિકામાં, શ્રી રાયચુરાની દાલ ચીવડાની વાતોમાં અને શ્રી છગનલાલ પંડયાના હાસ્યજનક વાર્તાલાપમાં, આ કંગાલીયત દૂર કરવા માટે પ્રયત્નો થતા માલમ પડે છે. આ ખાસ લેખો સિવાય બીજી જગાએ પણ મર્મવિનોદી તત્ત્વ ક્યાંક ઉપર ઉપરનું અને ક્યાંક સારા પ્રમાણમાં જોઈ શકાય છે. શ્રી ધૂમકેતુના તણ-ખામાં, બટુભાઈ ઉમરવાડીયાના વાતોના વનમાં, દ્વિરેફની વાતોમાં, રણજીતરામની દાલત તથા માસ્તર નંદનરામની વાતમાં, સૌ. લીલાવતી મુનશીના રેખાચિત્રોમાં, મુનશીની મારી કમલા અને બીજી વાતોમાં:

આમ વિવિધ જગાએ વિવિધ રંગમાં મર્મવિનોદી લખાણ પ્રગટ થતું જાય છે. અને જો કે હાસ્યરસનાં જૂદાં જૂદાં અંગોમાંનાં ઘણાં થોડાં જ વિકાસ પામતાં જણાય છે, તો પણ આજ સુધીમાં થયેલાં લખાણો કાંઈ નિરાશાજનક નથી. કવિતામાં પણ 'પ્રતિકૃતિ' રૂપે તેમજ અસલ રૂપે પણ કાંઈક કૃતિઓ રચાઈ છે. કવિ મોટાલાલનો પ્રભાતનો તપસ્વી એ એક પ્રતિકૃતિ તરીકે અને શ્રી નરસિંહરાવની સરજતરાજની સુષુપ્તિ સ્વતંત્ર કાવ્ય તરીકે મર્મવિનોદી લખાણના વાચકોએ ગણતરીમાં લેવા લાયક કૃતિઓ છે. આજ સુધી પ્રગટ થયેલી સર્વ કૃતિઓની સમાલોચના અને પરીક્ષા કરી, એક સંપૂર્ણ લેખ ગુજરાત વર્નાકયુલર સોસાયટી કે ફૉર્બસ સભા જેવી કોઇ સંસ્થા લખાવે તો તત્સંબંધી અદ્યતન સાહિત્ય પર સારો પ્રકાશ પડે.

શ્રી ધનસુખલાલનો પોતાનો ફાળો આ પ્રતિના લખાણમાં કાંઈ નાનો સુનો નથી. હું, સરલા અને મિત્રમંડળ, હાસ્યકથા મંજરી ભાગ બીજો, બિચારો અને ભૂલનો ભોગ, એ આજ સુધી પુસ્તક રૂપે પ્રગટ થઇ ચૂકેલા પ્રયત્નો છે અને આ 'વિનોદવિહાર'થી એક સારો ઉમેરો થાય છે. શ્રી ધનસુખલાલના લખાણોમાં પોતાની સ્વતંત્ર કૃતિઓ ઉપરાંત કેટલાક અન્ય લેખકોની કૃતિના ભાવવાહી અનુવાદ છે અને કેટલાંક અન્ય લેખકો ઉપરથી સૂચિત છે. અલબત્ત, સ્વતંત્ર કૃતિ કરતાં આવી કૃતિઓની કિંમત ઓછી અંકાય છે તે ખરૂં છે; તોપણ આપણે ખાસ જોવાનું છે તે તો એ કે અમુક કૃતિઓ કેટલે અંશે ગુજરાતી છે. જો ગુજરાતી સ્વરૂપ સારી રીતે મળી શક્યું હોય, જો ગુજરાતી સાહિત્ય તેવી કૃતિથી સમૃદ્ધ થતું હોય, જો ગુજરાતી વાચક તે લખાણ રસથી, આનંદથી વાંચી શકતો હોય, તો પછી અમુક લખાણ ભાષાંતર છે કે અનુવાદ છે માટે પરોપજીવી છે એમ કહી તેને ઉતરતું સ્થાન આપવું એમાં કાંઇ ડહાપણ લાગતું નથી. જો ભાષાંતર કે અનુવાદ ભાષાંતર કે અનુવાદ તરીકે ક્ષુદ્ર હોય, આપણી ભાષામાં સ્વીકાર્ય ન

હોય, આપણા સંસ્કારને અનુકૂળ ન હોય, આપણને તે વાંચવા રૂચિ ન થાય તેવું હોય તો તો તેને ભાષાંતર કે અનુવાદ ગણી તેને બાજુ મૂકીએ એમાં યોગ્યતા છે. પણ જો આખું સ્વરૂપજ ગુજરાતી થઇ જતું હોય તો તે અનુવાદ હોય તોપણ આપણે સ્વીકાર્ય છે. મૂળ બીજામાંથી હોય તેમાં આપણને હાનિ શી છે? મૂળને ગુજરાતી સ્વરૂપ, શુદ્ધ, સંસ્કારી, સર્વાંગ સુંદર, સંપૂર્ણ ગુજરાતી સ્વરૂપ આપી શકાયું હોય, તો તો તે આપણે શિરસાવંદ્ય શા માટે ન ગણવું, તેનો મુક્ત હૃદયે સ્વીકાર શા માટે ન કરવો એ સમજી શકાતું નથી. અલબત્ત, જે લેખક સ્વાશ્રયી થઈ, પોતાનું વસ્તુ આપણા સંસારમાંથી ઉપજાવી, આપણા વિચારને અનુકૂળ થઈ, આપણા સંસ્કારને પોષે અને વિકસાવે, તે અવસ્ય બહુમાન્ય છે; પણ અંગ્રેજી કે જર્મન, પરસ્યન કે જાપાનીઝ, હિન્દી કે બંગાળી, મરાઠી કે ઉર્દુ એવા ગમે તે સાહિત્યમાંથી રૂચિકર વિચાર કે વિષય શોધી, પસંદ કરી, તેને સંપૂર્ણ ગુજરાતી સ્વરૂપમાં આપણને આપે તે લેખક સાહિત્યના ક્ષેત્રમાં ઉતરતો છે એમ માનવાને કારણ નજ હોવું જોઇએ. અસ્તુ. શ્રી. ધનસુખલાલની અમુક કૃતિઓ બીજા પરથી સૂચિત છે, ભાવવાહી અનુવાદ છે, સંસ્કાર પોષક ભાષાંતર છે. જો શ્રી ધનસુખલાલ પ્રભુદત્ત પ્રસાદીને પરિણામે આપણા જીવનમાંથી યોગ્ય પ્રસંગો શોધી પોતાની મર્મવિનોદી વાતો આપી શકે તો અતિ ઉત્તમ. અને તેમ પણ તેઓ ઘણે પ્રસંગે કરી શકયા છે એમ આ સંગ્રહજ પૂરતો પુરાવો પૂરો પાડે છે. પણ જો તેમ બધી વેળા થઈ ન શકતું હોય તો ચર્ચગેટથી ગ્રાંટરોડ કે મગનભાઇની વાત, ગંભીર ભૂલ કે બાપની બુદ્ધિ, જગતકર કે પ્રતિમાની પ્રતિજ્ઞા એવી એવી વાતો સંપૂર્ણ ગુજરાતી સ્વરૂપમાં આપણને આપે તો તેમાં આપણને પોતાને કાંઇ હાનિ નથી, ગુજરાતી વાચકને વિનોદ અવસ્ય મળે છે અને આપણી મર્મવિનોદી સમૃદ્ધિમાં ઉમેરો થાય છે. આવું હોવાથી, અમુક કૃતિ પરાશ્રયથી જન્મી છે એ વસ્તુસ્થિતિએ આપણને નિરાશ ન કરવા

જોઇએ. આપણે આશા રાખીશું કે પોતાની મધુકર વૃત્તિને પણ સારી રીતે બહલાવે અને સ્વતંત્ર બને ત્યારે તેમ, તેમજ બીજેથી વસ્તુ વિષય શોધી, તેને સંપૂર્ણ ગુજરાતી સ્વરૂપ આપી, શ્રી ધનસુખલાલ પોતાની કૃતિઓ આપણને વધારે ને વધારે પ્રમાણમાં પૂરી પાડતા રહે.

આ સંગ્રહને ગુજરાતી વાચકવર્ગ યોગ્ય સત્કારથી વધાવી લેશે એવી આશા છે.

લક્ષ્મીનગર<br>ખાર.<br>તા. ૧૦–૨–૧૯૩૧ } હિમ્મતલાલ ગણેશજી અંજારિયા.



# અનુક્રમણિકા.

## :: બાલસાહિત્યનાં સુંદર પુસ્તકો ::

| | |
|---|---|
| બાળ વાર્તાવલિ ભા. ૧ લો હંસા મ્હેતા કૃત સચિત્ર | ૧-૦-૦ |
| " ભા. ૨ જો " " | ૧-૮-૦ |
| બાવલાનાં પરાક્રમો " " | ૧-૦-૦ |
| બાળકોનો આનંદ ભા. ૧ થી ૨ દરેકના | ૦-૧૦-૦ |
| મૂરખો | ૦-૮-૦ |
| ચતુરસીંગ | ૦-૬-૦ |
| બાળવાર્તા ભા. ૧ થી ૫ ગિજુભાઈ કૃત દરેકના | ૦-૪-૦ |
| કિશોર કથાઓ ૧ થી ૨ દરેકના | ૦-૬-૦ |
| ગલગોટા શ્રી દેશળજી પરમારકૃત સચિત્ર | ૦-૧૦-૦ |
| ટહૌકા " " | ૦-૫-૦ |
| ટચુકડી સો વાતો ભા. ૧ થી ૫ | ૫-૮-૦ |
| ડોશીમાની વાતો | ૦-૮-૦ |
| દાદાજીની વાતો | ૦-૧૦-૦ |
| મોતીની માળા | ૦-૧-૦ |

લખો :—

**આર. આર. શેઠની કું. બુકસેલર્સ.**

કેશવબાગ, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ.

# વિનોદ વિહાર.

## સંસારની ઉપાધિ.

જમાનો બદલાયો છે. પતિ એ પત્નીના દેવ, પતિ એ ગૃહનો રાજા, પતિ એટલે ગુણનો ભંડાર, ડહાપણનો દરીઓ, જ્ઞાનનો ઢગલો, સંસ્કૃતિનો ડુંગર વગેરે પુરૂષો વરસોથી સાંભળતા આવેલાં મીઠાં વાકયો ક્રૂર કાળના ઝપાટામાં આવી સમુદ્રને તળીએ જઈ પડયાં છે. હક્ક તે તો પુરૂષોનાજ, જવાબદારી તે સ્ત્રીઓનીજ એ સંસારની સુંદર વ્યવસ્થા આજ કથળી ગઈ છે. જ્યાં જુઓ ત્યાં-શું યુરોપમાં કે શું અમેરીકામાં, શું આફ્રિકામાં કે શું એશીઆમાં, શું ચંદ્રમાં કે શું મંગળમાં આ ઘડીએ નવાંજ વાકયો, નવાજ સિદ્ધાંતો. નવીજ ભાવનાઓ, નવીજ વ્યવસ્થાઓ આપણા જીવનમાં ઓતપ્રોત થઈ ગયાં છે.

પુરૂષો, સાવધાન થાઓ! તમારા નિરંકુશ તંત્રની સામે બંડખોરો જાગ્યા છે. જાગ્યા છે એટલુંજ નહિં પણ તમારો રાજમુગટ પણ તમારે માથેથી ઉતરી એમને માથે ચઢવાની તૈયારીમાં છે. કોઈ પણ વર્તમાનપત્ર ઉઘાડશો-પછી ભલે તે દૈનિક હો કે સાપ્તાહિક હો કે માસિક હો કે ત્રૈમાસિક હો કે છેવટે વાર્ષિક હો-તો તેમાં સંસારમાં

સ્ત્રીઓની પદવી, રાજ્યદ્વારી ક્ષેત્રમાં સન્નારીઓનું સ્થાન, સાહિત્યના જગતમાં સ્ત્રીઓનો હિસ્સો વગેરે વગેરે લેખો આ દુનીઆમાં પુરૂષો જેવાં પ્રાણીઓ અસ્તિત્વ ધરાવે છે એ બાબતનેજ બાજુએ ખસેડીને લખાયેલા તમારી દ્રષ્ટિએ પડશે. ભાષણોનાં ભાષણકર્તાઓ પણ (ખેદની વાત તો એ છે કે એ ભાષણકર્તાઓમાં મુખ્ય ભાગ તો પુરૂષોનોજ હોય છે—આ બધો દ્રોહ નહિં તો શું ? ) "બહેનો"નો શબ્દજ આગળ ધરતા જણાય છે. જાણે અત્યાર સુધી 'બહેનોની' આટલી બધી મદદ લીધી નહતી એથી દુનીઆ ચાલીજ નહતી અને હવેજ તે ચાલવા માંડી હોય ને !

ચાલી જતી સત્તાને જોઈ રહેવાથી—અસહાય સ્થિતિમાં જોઈ રહેવાથી ઉત્પન્ન થએલ આવેશમાં ને આવેશમાં આટલું લખાયું તો ખરૂં—પણ હવે ? આ દિવસે દિવસે ભયંકર થતી જતી સ્થિતિનો અંત આણવા માટે આપણે પુરૂષોએ શા ઉપાયો યોજવા ? મહાત્માજીએ સૂચવેલ શાંતિમય અસહકારનું શસ્ત્ર આપણને મદદગાર થાય ખરૂં ? સ્વરાજપક્ષના હથીઆરોથી આપણને વિજય પ્રાપ્ત થાય ખરો ? લીબરલોની 'ભિક્ષાનદેહિ'ની વૃત્તિ આપણે કેળવીએ તો આપણા ગયેલા હક્કમાંથી થોડાક આપણને પાછા મળે ખરા ? ઉપાયો શોધવાની જરૂર છે અને તે પણ ત્વરાથીજ શોધ્યે છુટકો. પણ તેવા ઉપાયો કોઈ વિદ્વાન શોધે, તેની સારી નરસી બન્ને બાજુ આપણે પરિષદો ભરીને, કમીટીઓ સ્થાપીને, રીપોર્ટો તૈયાર કરીને તપાસીએ અને ત્યારકેડે સુધારાવધારા સાથે આપણે આ ઉપાયો જીવનના વ્યવહારમાં મુકીએ ત્યાં સુધી દરેક છુટી વ્યક્તિએ આ વિષયમાં શું કરવું ? પડઘો પડે છેઃ 'શું કરવું' ?

આ ઉપાયો આવે—આપણને પ્રાપ્ત થાય તે પહેલાં અથવા તો તે દરમીઆન મેં તો એકજ સુત્ર મારે માટે મારા મુદ્રાલેખ તરીકે સ્વીકારી લીધું છેઃ "સ્ત્રીઓ જે કંઈ કાર્ય કરે તે સારૂં, પુરૂષો કંઈ કરે

તે બધું ખોટું. યશ મળે તો સ્ત્રીનો અને અપયશ મળે તો તે આપણે લઈ લેવો. હકકો બધા સ્ત્રીઓના, જવાબદારી બધી આપણી !"

બસ; આટલું જો આપણે ધ્યાનમાં રાખી લઇએ તો પછી આપણા જીવનમાં બહુ કલેશ સંતાપ નહિં ઉત્પન્ન થાય. અલબત્ત, કેટલાક દોઢડાહયા એમ કહેશે કે આતો ગુલામીનો મંત્ર છે, ભલે કહે! એમ તો આપણે પણ 'સર નાઈટ'ના ઇલ્કાબ લેનારાઓને કહીએજ છીએને ! તેઓ ક્યાં તેમને જતા કરે છે !

કેટલાકને આપણી સ્થિતિનું આવું વર્ણન કંઇક અતિશયોક્તિવાળું લાગશે. પણ તેમ નથી. નાનામાં નાના પ્રસંગથી માંડી મોટામાં મોટા બનાવમાં અત્યારની સ્થિતિમાં પુરૂષોને નસીબે તો ખાસડાંજ છે. જેમ સમુદ્રના એક ટીપાંનું પૃથકકરણ કર્યાથી આપણે આખા મહાસમુદ્રના પાણીનું બંધારણ જાણી શકીએ છીએ તેમ એક નજીવા પ્રસંગ ઉપરથી આપણે આ પ્રશ્નનું ખરૂં સ્વરૂપ જાણી શકીએ તેમ છીએ. આવોજ એક નાનો પ્રસંગ હું અહિં આપું ?

× × × ×

શનીવારની સવાર હતી. ઉતાવળમાં હજામત પુરી કરી રહ્યા કેડે હું ઝડપથી સ્નાનગૃહ ભણી પ્રયાણ કરી રહ્યો હતો. ટુવાલ, પહેરણ, સાબુ, ઓફીસ લઇ જવાનો રૂમાલ વગેરે પોતપોતાને સ્થાને ન હોવાથી સ્વાભાવિક રીતે મારા ગભરાટમાં વધારો થતો જતો હતો. ટ્રેન વખતસર પકડાશે કે નહિં એ વિચારથી ગભરાતો ગભરાતો હું મારી દોડધામમાં પણ મોટા ઘાંટાથી "વૈષ્ણવ જન તો તેને કહીએ"નું ભજન ખમાચ–સારંગ–ભૈરવી–વાઘેશ્વરી કાનડાની મિશ્ર ધૂનમાં અને ત્રિતાલ–ઝંપા–ધ્રુપદના સમિશ્રણથી ઉભ થયેલ કોઇ અદભૂત તાલમાં ગાતો હતો તેવામાં તે ગાનમાં ભંગાણ પડયું. પત્નીશ્રીએ રસોડામાંથી કહ્યું: " તમે ગાઓ છો એ સારી વાત છે પણ આજે રાતના મણીબહેનને ત્યાં ગરબા છે તે તમારા ધ્યાનમાં છે ? બરાબર નવ વાગે

શરૂ થવાના છે માટે પાછા ઓફીસમાંથી નીકળી રખડી–રઝળી અહિંજ નવ વાગે ન આવતા !"

મારા સંગીતમાં ભંગ પડયો. હું બોલ્યો. "હું શનીવારે બપોરે બે વાગે છુટી જાઉં છું એટલે ચાર વાગે તો ઘેર હાજર થાઉં છુંજ. પાંચ વાગેથી ગરબા શરૂ થતા હશે તોપણ મારા તરફથી તમને અડચણ નહિં આવે."

વાદવિવાદ વધુ નહિ ચાલ્યો. હું ઓફીસે ગયો અને ત્યાંથી ચાર વાગે પાછો આવ્યો. તે વખતે પત્નીશ્રી એમના કોઇ બહેનપણીને ત્યાં મળવા ગયાં હતાં. કુંચી પડોશીને ત્યાં આપવાનું ભુલી ગયેલાં એટલે હું ઓટલેજ બેઠો. બરાબર છ વાગે પત્નીશ્રી હાથમાં શાકની ઝોળી હલાવતાં આવી પહોંચ્યાં. મને જોઇને જરાક શરમીંદાં તો પડી ગયાં પણ એટલામાં એમનો અંતરનો અવાજ બોલી ઉઠયો "હમણાજ આવ્યા હશો !"

"મને આવ્યાને બરાબર એક કલાક ને ત્રેપન મીનીટ થઇ." ઘડીઆળ જોઇને મેં જવાબ આપ્યો.

"હેંહેંહેંહેં ! સુર્ય પશ્ચિમમાં ઉગ્યો તો કે શું ?" આટલું બોલીને બારણું ઉઘાડી પત્નીશ્રી ઘરમાં દાખલ થયાં.

"હવે અત્યારે હજી રસોઇ કરવાનો આરંભ થશે એટલે ઓછામાં ઓછો એક કલાક તો લાગશેજને ! એટલામાં જરા લટાર મારી આવું ?" મેં પૂછયું.

"જરા શું કામ ? બે ચાર કલાક ફરી આવોને ! જીંદગીમાં કોઈકવાર ગરબા જેવી મઝા આવે તેમાં પણ તમારી લટારો અમને સુખે નહિં જવા દે" જવાબ મળ્યો.

મેં સમયસુચકતાથી લટારનો વિચાર જતો કર્યો. રસોઈ ધીમે ધીમે થઇ. વાતોના ગપાટા મારતાં મારતાં અમે જમ્યાં. જમી રહ્યા પછી ઘડીઆળમાં જોયું તો બરાબર આઠ થયા હતા. મેં પાનસોપારી

સંબંધી વાત છેડી જોઈ પણ "ઉતાવળમાં પણ તમારી બધી સોઈ સચવાવીજ જોઈએ" એવા ઉત્તરથી ઉત્તેજીત થઈ મેં હાથેજ પાન સોપારી બનાવવા માંડયાં.

પત્નીશ્રીએ પોતાનું લુગડાંનું કબાટ ઉઘાડયું. તેની આસપાસ બે ઝગમગતા દીવા મુકયા અને પછી કેવી જાતનો પોષાક પહેરવો એ વિશે પોતાના મનમાં તેમજ મારી જોડે વાદવિવાદ કરવા માંડયો. બરાબર પા પા કલાકને આંતરે હું વખત કહેતો જતો હતો. ત્રીજી વખત મેં કહ્યું ત્યારે જવાબ મળ્યો; "તમને ગરબામાં જવાની એટલી બધી લાલ્ય હોય તો ઉડીને ચાલવા માંડો! મારાથી એમ ધાડાધાડમાં જવાય નહિં. અને એમણે નવનો ટાઇમ આપ્યો તે કંઈ અમે એમના નોકર-બોકર છીએ કે તેજ ટાઇમે બરાબર પહોંચીએ. ગરબા ન ગવડાવવા હોય તો ભલે નહિં ગવડાવે!"

આમ કરતાં આખરે સાડાનવે ઘરમાંથી અમે નીકળ્યાં. મારા એક હાથમાં એક ફાનસ અને બીજા હાથમાં મોટો ડંડુકો શોભી રહ્યાં હતાં. રસ્તામાં અમારા જેવી ટુકડીઓ ઘણી મળી. પોણા દસે બરાબર ગરબા જ્યાં ગવાતા હતા ત્યાં અમારી બધી ટુકડીઓ જઇ પહોંચી. હજી બરાબર 'ઑડિયન્સ' ભરાયું નહતું. માત્ર પાંચ છ સ્ત્રીઓજ આવી હતી. સાત આઠ પુરૂષો, જાણે સ્ત્રી વર્ગનાં બુટ સાચવવા આવ્યા હોય તેમ એકેક ફાનસ લઇને આઘે સાદડી ઉપર બેઠા હતા. અમારી ટુકડીઓ જઇ પહોંચી એટલે ગરબા ગવડાવનાર મણીબહેન આવકાર આપવા આવ્યાં. "કેમ, બહેનો, બહુ મોડું?"

ટુકડીમાંથી પાંચ છ સ્ત્રીઓ (એમાં મારાં પત્ની પણ હતાં!) બોલી ઉઠી. "તમે ક્યાં નથી જાણતાં! આપણે ગમે તેવો ટાઈમ રાખીએ પણ તે પળાવવો મરદોના હાથમાં છે ને! ઑફીસથી ઘેરજ સાડાઆઠે આવે એટલે પછી જમવાનું કરવાનું એમાં કૈં વખત જણાય છે!"

"હા. બ્હેન, હા, સંસારની ઉપાધિઓ તો એકલી આપણા માથા ઉપરજ છેને! પુરૂષોને ક્યાં કૈં ચિંતા છે!" મણીબ્હેને, હાંફલા ફાંફલા થઇને બધી વ્યવસ્થા કરવામાં મશગૂલ થઇ રહેલ એમના પતિ પ્રત્યે કૈંક કટાક્ષ મારતાં કહ્યું.

હું ફાનસ અને લાકડી લઇને બીજા પુરૂષો બેઠા હતા તે તરફ વળ્યો, અને તેમની સાથે વાતોમાં ભળ્યો. વાતમાં ને વાતમાં જણાયું કે ચિંતા વીનાના બધાજ પુરૂષો પાંચ કે છ વાગતામાં ઘેર જઇ પ્હોંચ્યા હતા!



# મગનભાઈની વાત.

## સ્ટેશન ઉપરનો અનુભવ.

"આ તમારો ભાગ—ઉપાડો, " કેશીયરે પેટીમાંથી સીલવાળું પૅકેટ મગનભાઇના હાથમાં મૂકતાં કહ્યું. "વધારે આવે તો ચાલે ખરૂં કે ?"

" હારે. એની કોણ ના કહે તેમ હતું ? ! " મગનભાઇએ પોતાના મહીનાના પગાર રૂા. ૧૫૦ ના પૅકેટને ગજવામાં મૂકતાં કહ્યું.

આ પ્રમાણે દરેક માસની છેલ્લી તારીખે મગનભાઇ અને કેશીયર વચ્ચે મેશર્સ જોન ફીલીપસનની કંપનીની ઑફીસમાં વાત થતી હતી. આ વખતે પણ આ પ્રમાણે વાત થઇ. મગનભાઇ પૅકેટ ગજવામાં મૂકીને પોતાના ટેબલ ઉપરના કાગળીયાંઓ ગોઠવીને ઑફીસથી સ્ટેશન તરફ જવા નીકળ્યા. રસ્તામાંથી કૈંક અરચુરણ પરચુરણ વસ્તુઓ ખરીદીને મગનભાઇ ચર્ચગેટ આવી પહોંચ્યા, જ્યાં આવતાંજ " Show your Season tickets please " નું પાટીયું નજરે પડયું. પોતે પાસ બદલાવવાનો ભૂલી ગયા હતા તે યાદ આવ્યું અને તેથી ટીકીટ લેવા ટીકીટ ઑફીસ ભણી વળ્યા.

ટીકીટ ઑફીસ આગળ પુષ્કળ ભીડ હતી એટલે ચીડાતા ચીડવાતા મગનભાઇએ ગજવામાંથી ટીકીટના પૈસા આગળથી કાઢી રાખવા ગજવામાં હાથ ઘાલ્યો પણ તરત તેમને જણાયું કે બધી

વસ્તુઓ ખરીદવામાં પરચુરણ બધું ખલ્લાસ થઇ ગયું છે અને પેલાં પૅકેટમાંથીજ ગીની વટાવવી પડવાની; એટલે ભીડમાંથી દૂર જઇને મગનભાઇ એક ખુણામાં ઉભા રહ્યા. એક હાથમાં છત્રી હતી, બગલમાં 'સાંઝ' અને 'ક્રૉનિકલ' હતાં અને ખરીદેલી વસ્તુઓ જુદી જુદી રીતે હાથમાં પકડેલી હતી એટલે જાકીટના અન્દરના ગજવામાંથી પૅકેટ કાઢતાં જરા મુશ્કેલી નડી. પણ આખરે જેમતેમ કરતાં કાઢયું અને ત્હેને ફાડીને અન્દરથી એક ગીની કાઢીને પૅકેટ પાછું તેજ ગજવામાં સેરવી દીધું.

આટલું કરીને પાછા ટીકીટ ઑફીસ આગળ જતાં મગનભાઈની નજરે પાંચ છ શકમંદ ચ્હેરાવાળા મનુષ્યો પડયા. તેમાંનો એક મગનભાઇ ભણી જોઇ રહ્યો પણ ઉતાવળમાં મગનભાઇએ તેના ઉપર ઝાઝું ધ્યાન આપ્યું નહિં.

ભીડ કૈંક ઓછી થઇ એટલે મગનભાઇએ ગીની ધરી અને ટીકીટ માગી તેજ વખતે તેના જમણા ખભાને સ્હેજ ધકકો વાગ્યો. પાછળ જોતાં પેલા પુરુષોમાંથી બે જણા હાથમાં પૈસા ધરીને ટીકીટ લેવાને માટે ઉત્સુકતા બતાવતા હોય તેમ જણાયા. તરતજ તેની બીજી બાજુએ બાકી રહેલા ત્રણ જણા ધક્કા મુક્કી કરવા લાગ્યા.

"જરા સબુર કરો, મને મારા પૈસા લેવા દો." મગનભાઇ કૈંક ચ્હીડવાતા બોલ્યા.

"પણ અમારે પણ ટીકીટ લેવાની છે ને." એક પુરૂષે સ્હામો જવાબ આપ્યો.

"પણ મને તો લઈ લેવા દો." મગનભાઇ તપી જતાં બોલ્યા.

બાકીના પૈસા લેતાં મગનભાઇ પાછા ફર્યા અને ગુસ્સામાંજ બોલ્યા. "ચાલો, રસ્તો કરો, ખસો."

આ બધું ફક્ત થોડી ક્ષણમાંજ બની ગયું અને મગનભાઈને એમ લાગ્યું કે આ વાક્યથી કૈંક તકરાર ઉભી થશે પણ તે નહિં

ગણકારતાં મગનભાઇએ આગળ ધસારો કર્યો. પણ તરતજ પેલા માણસોએ તેને જગ્યા કરી આપી તેથી તેને જરા આશ્ચર્ય લાગ્યું. પણ એટલામાં ધમ ધમ કરતી ટ્રેન આવી પહોંચી એટલે ઝડપથી સ્ટેશન ઉપર જઇને મગનભાઇ ડબામાં ચઢી બેઠા અને ગાડી ઉપડતાંજ ન્યુસપેપર વાંચવામાં મશગુલ થઇને પેલો બનાવ ભૂલી ગયા.

પણ રાતે વાળુ પછી જ્યારે બધાં છોકરાં સુઇ ગયાં અને પોતે એક સીગાર સળગાવીને આરામ ખુરશી ઉપર પડયા ત્યારે તે વાત તેમને યાદ આવી અને પોતાની પત્નીને તે વાત કહી.

"મને પીસતાળીસેક થવા આવ્યાં અને હમણાં હમણાં કસરત પણ બીલ્કુલ છોડી દીધી છે તેમ છતાં પણ તે વખતે મને એવો ગુસ્સો લાગ્યો હતો કે પેલા માણસોને હું જરૂર ઠોકી પાડત. પણ એ લોકો એમ જલ્દીથી કેમ ખસી ગયા હશે ?"

"તમે લ્હડવાનું જોર બતાવ્યું તેથીજ હશે.' પત્નીએ કહ્યું.

"હા—વખતે એમ પણ હોય. કોઈ કોઈ વખત મિજાસ બતાવવો કામનો છે." મગનભાઈ પોતાના શરીર સ્હામું કૈંક મગરૂબીથી જોતાં બોલ્યા.

થોડીવાર પછી સિગાર પીને મગનભાઇ ઉઠયા અને ગજવામાંથી પેલું પૅકેટ કાઢવાને ખીંટી આગળ ગયા. ગજવામાં પૅકેટ ન હતું ! મગનભાઇનો ચ્હેરો ફીકકો થઇ ગયો.

"કેમ કેમ ? શું છે ?" પત્નીએ પૂછ્યું.

"હં; હવે મને ખબર પડી.' મગનભાઇએ કહ્યું.

"શેની ? "ગભરાઇને પત્ની બોલી ઉઠી.

"મારો પગાર ! ગયો ! ઉઠાવી ગયા !!"

"હેં ! શું કહો છો ?!"

"હા, હવેજ મને સમજણ પડી. પેલા ચાર માણસોએ મારી સાથે તકરાર ઉઠાવી એટલે બીજા બે જણે ગજવામાંથી પૅકેટ

ઉઠાવ્યું. તેથી જ એ લોકો એકદમ પલાયન થઇ ગયા. અરે, હું કેવો બેવકુફ!" મગનભાઇ નિરાશાથી હાથ અફાળતા ઓરડામાં આમ તેમ આંટા મારવા લાગ્યા. નવ ગીની ચોરાઇ ગઇ હતી તે બહુ મોટી વાત ન હતી તેમ છતાં છેક નાની સુની પણ નજ કહેવાય. વળી ધોળે દીવસે લુંટાવામાં પણ શોભા નહતી. પત્નીએ દિલાસો આપવા કહ્યું. "હશે જે થયું તે ખરૂં; પણ ચોર હોંશિયાર તો ખરા!"

બીજો ઉપાય ન હતો એટલે એજ રીતે સંતોષ માનીને વ્યગ્ર ચિત્તે મગનભાઇ સુઇ ગયા.

---

## ખ્યાતિ.

બીજેજ દિવસે સ્હવારે પોલિસ કૉન્સ્ટેબલની મુલાકાત લેવાઇ. તરત વાત શરૂ થઇ: "જુઓને, બે જણે જમણી બાજુથી ધક્કો માર્યો અને ચાર જણાએ ડાબી બાજુથી મ્હને હડશેલ્યો." એવી રીતે વાત પુરી કરી અને આખરે મગનભાઇએ કહ્યું. "આહા! જો ફરીથી હું તેમને મળું તો તેમને ખોખરાજ કરી નાંખું."

"હશે, હવે કૈં નહિં, તેમને પણ બૈરાં છોકરાં પડેલાં છે ને–તેમનું ભરણ પોષણ કરવાનું કેની?" કૉન્સ્ટેબલ દિલાસો આપતાં સ્હેજ હશીને બોલ્યો.

"પણ તમે એમાંના કોઇને ફરીથી જુઓ તો ઓળખો ખરા કે?" કૉન્સ્ટેબલે પુછ્યું.

"હા હા, પેલાં ચપટાં નાક અને રતાશ પડતા વાળવાળાને તો હું જરૂર ઓળખું."

"મેં એને વિશે આગળ ઉપર સાંભળ્યું છે ખરૂં. કૈં નહિં, જે હશે તે હું તમને જણાવીશ, સાહેબજી." કૉન્સ્ટેબલે બધી હકીકત ડાયરીમાં લખી લેતાં કહ્યું.

મગનભાઈ ત્યાંથી ઑફીસમાં ગયા. તેમને તો એમજ લાગ્યું કે રૂપિયા પાછા મળવાના નથીજ પણ પોતે પોતાની ફરજ બજાવી અને જરા મગજની ગરમી પણ શાન્ત કરી એટલે હવે હરકત નથી એમ ધારીને શાન્ત ચિત્તે ઑફીસમાં બેઠા.

અન્દર પેસતાંજ મગનભાઇએ રામનારાયણ બાબુ કરીને એક ક્લાર્ક હતો અને પોતાનો ખાસ સ્નેહી હતો તેને આ વાત કહી. "જુઓને બાબુજી, બે જણે જમણી બાજુથી ધક્કો માર્યો અને ચાર જણાએ" એ પ્રમાણે એક પણ શબ્દ મુકયા વિના આખી વાત કહી સંભળાવી.

"અરે વાહ! ધોળે દિવસે પણ આમ થાય એ તો જુલમ!" રામનારાયણ બોલ્યો.

"પણ મારે વીતી કેની?" મગનભાઇએ કહ્યું.

તે દિવસે મગનભાઇનું મન કામમાં ચોટયુંજ નહિં. ઑફીસના ઓરડે ઓરડે ફરી વળ્યા અને જ્યાં ત્યાં "પછી એમ થયું કે બે જણે જમણી બાજુથી ધક્કો માર્યો અને—" એવી રીતે પેલી વાત કહી સંભળાવી. સાંઝ સુધીમાં તો પોતાને તે વાત કહેતાં કહેતાં થાક લાગી ગયો.

પાછા ઘેર જતાં ટ્રેનમાં પોતાનો એક ઓળખીતો મળ્યો તેને વાત કહી સંભળાવી તેમ છતાં સાન્તાક્રુઝ ઉતરતાં ત્યાંના ટીકીટ કલેકટરને વાત કહેવાનું મન થયું તે દબાવી શકાયું નહિં એટલે તેને આખી વાત કહી.

"હારે, એ સાલાતો બહુ લુચ્ચા! કોઇથીબી પકડાય નહિં!" ટીકીટ કલેકટરે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

ઘેર જઇને પત્નીને બધી હકીકત કહી અને કહ્યું કે "મારી વાતે તો બધાંમાં બહુજ ખળભળાટ મચાવી મુકયો છે. આખી ઑફીસ-માં બધાંઓએ બીજી વાત કરી નથી."

મગનભાઇ ઘેર જઇને ફરવા જતા ન હતા પણ આજે ઘરમાં રહેવાયું નહિં. સ્હેજ નાસ્તો કરીને નીકળ્યા અને પાંચ છ જણને ત્યાં જઇને પેલી વાત "જૂઓને, બે જણે જમણી બાજુથી ધક્કો માર્યો અને ચાર જણાએ—" એ પ્રમાણે અથથી તે ઇતિ સુધી કહી સંભળાવી. ધીમે ધીમે તેને વાત કહેવામાં પણ એક જાતની હોંશિયારી આવી ગઈ હતી. સત્યને છેક અળગું ન કરતાં જેટલું ઉમેરાય તેટલું ઉમેરીને મગનભાઇએ પોતાની વાતને રસમય બનાવી દીધી હતી અને ઘેર પહોંચતાં સુધીમાં આઠેક વખત તે વાત કહેવાઇ ગઇ. ઘેર પહોંચતાં પત્નીની એક બહેનપણી આવી હતી તેને વાત કહી અને વાળુ પછી બેત્રણ પાડોશીને વારાફરતી તે વાત કહેવી પડી.

બીજે દિવસે ઑફીસમાંથી એ વાત બીજી ઑફીસોમાં પ્રસરી હતી તેથી કૈં પણ સંબંધ નહિં હોય તેવાં માણસો પણ મગનભાઈના ટેબલ આગળ ઉભરાવા લાગ્યાં અને "હેં, પેલી વાત ખરી છે?" કરીને પુછવા લાગ્યાં. તરતજ મગનભાઈ "જુઓને, બે જણે જમણી બાજુએથી—" કરીને વાત શરૂ કરી દેતા.

બપોરે ઑફીસમાં પેટ્ટીનો વડો મળ્યો તેણે ખાસ ઊભા રહીને પુછયું. "કેમ મી. મગનભાઇ, પેલી વાતનું શું?" મગનભાઈ આથી બહુજ ખુશ થઇ ગયા અને બહુજ છટાથી પેલી વાત બોલી ગયા.

સાંઝ સુધીમાં ચાળીશેક વખત વાત કહેવાઇ ગઈ હતી. હવે મગનભાઈને કંટાળો આવવા લાગ્યો પણ હવે છુટકો નહતો. વાત વધવા માંડી હતી. કોઇએ એમ વાત ફેલાવી હતી કે છ માણસોએ છરાઓ લઇને કોઇ અંધારી ગલીમાં મગનભાઇ ઉપર હૂમલો કર્યો હતો અને પોલિસના માણસો વચમાં નહિં પડયાં હોત તો ખૂનજ થાત. આ વાત ખોટી ઠેરવવાને મગનભાઇને પાછી પોતાની વાત કહેવી પડતી હતી. જેમ જેમ મગનભાઈ કંટાળતા ગયા તેમ તેમ વાતનું રૂપ વધવા માંડયું. રસ્તામાં ચાલતાં, ઘેર, ઑફીસમાં, ટ્રેનમાં, સ્ટેશન ઉપર જ્યાં ત્યાં એની એજ વાત. નહિં ઓળખતા માણસો પણ "કેમ

મીસ્ટર, પેલી વાત કેમ બની ?" કરીને મગનભાઇની આગળ આવીને ઊભા રહેતા અને જવાબમાં "જુઓને, બે જણે જમણી બાજુએથી—" થઇને આખી વાત નીકળતી.

મોદીને ત્યાંથી સામાન લેવા જતાં મોદીને વાત કહેવી પડતી, શાક લેવા જતાં ત્યાં પણ કહેવાતી અને ધીમે ધીમે તો રોજના આઠ દશ કાગળો લખીને બ્હારગામના સગાંવહાલાંઓને આખી વાત પહોંચાડાવવી પડતી.

ચાર પાંચ દિવસમાં એક ન્યુસપેપરમાં છપાયું કે "શ્રી મગનભાઈ નામના એક જાણીતા ગૃહસ્થના ગજવામાંથી નોટોનો ચોડો ગૂમ થઈ ગયો છે. આ ઉપરથી બહારગામના લોકો વધુ ઉશ્કેરાયાં અને ખરી રીતે કેટલા હઝાર રૂપિયા ગયા છે, મારામારીમાં શરીરને કેટલી ઇજા થઈ છે, હવે શરીરે કેમ છે વગેરે હકીકત વળતી ટપાલે જણાવજો એવી મતલબના કાગળો લખી લખીને મગનભાઇ ઉપર હૂમલા કરવા લાગ્યાં. રોજના કાગળોની સંખ્યા વધીને ચારગણી થઇ ગઇ.

પણ આખરે વખત વીતતાં વાત કૈંક ઠંડી પડી અને મગનભાઇને એમ લાગ્યું કે આમ કરતાં આખરે વાત ભુસાશે ખરી.



## વિચિત્ર શોધ.

એક દિવસ રાતે મગનભાઈએ પોતાનું જાકીટ કહાડયું એટલે અસ્તરમાં કૈંક ગઠ્ઠાજેવું જણાયું. તેમણે પોતાની આંગળીઓ તેના ઉપર ફેરવી જોઇ તો કૈંક કઠણ હોય તેમ જણાયું. તેમના હૃદયમાં અનેક જાતની ઉર્મિઓ થઇ આવી અને શરીરે પરસેવો જણાવા લાગ્યો. તેમને એમ થયું કે કૈંક વિચિત્રજ બનાવ બનવાનો છે.

બીજું કોઈ જોઇ નહિ જાય તેની સંભાળ રાખીને તેમણે જે ગજવું તપાસ્યું તેમાં કાણું જણાયું અને તેમાં હાથ ખોસતાં અસ્તર-

માં હાથ ગયો અને ધીમે ધીમે પેલું પૅકેટ બ્હાર આવ્યું. અન્દર નવ ગીની સલામત હતી!

પેલા છ જણાએ લુંટવાનો ઇરાદો તો કરેલોજ પણ આ પ્રમાણે પૅકેટ અસ્તરમાં થઇને પાછળ ચાલ્યું ગયેલું એટલે તે લોકો ફાવી શકયા નહિં. આમ નહોતું બનવું જોઇતું પણ હવે ઉપાય શો? પૈસા પાછા મળ્યા તેથી તેમને આનન્દ પ્રાપ્ત થવો જોઈતો હતો પણ કોણ જાણે શાથી તેમને કૈં ખુશાલી ઉત્પન્ન થઇ નહિં.

તેમને પ્રથમ એમજ વિચાર આવ્યો કે આ વાત છુપાવી દેવી નહિ તો પછી પેલી છ ચોરની વાતનું શું થાય? બૅન્કનોટના ચોડાનું શું થાય અને પછી તો બધાજ એમને બનાવે તે ખમાય શી રીતે?

બીજે દીવસે ઑફીસમાં પણ તેને તેજ વિચાર થયા કર્યો, હાથમાં રહેલા પૈસાનું શું કરવું? તે કેમ ખર્ચવા? આખરે તેણે પોતાના ખાસ મિત્ર રામનારાયણ બાબુને વાત છાની રાખવા સોગન ખવડાવીને બધી વાત કહી.

રામનારાયણને વાત સાંભળીને ઘણોજ આનન્દ થયો;

" પણ બાબુજી, આજે રાતે આપણે ગમે ત્યાં ગમત કરવા તો જઇએજ. ગમે તે નાટકમાં જઇએ અને ત્યાંથી તાજમહાલમાં જઇએ. કેમ આવશો?" મગનભાઇએ પૈસાનો રસ્તો કરવાનો માર્ગ શોધતાં કહ્યું.

"હા, આપણે કયાં ના છે?" રામનારાયણ બોલ્યો.

આ પ્રમાણે સ્હેલ કરીને જ્યારે મળસ્કામાં મગનભાઇ ઘેર પહોંચ્યા ત્યારે ખાસ્સો વીશેક રૂપીયાનો ખાડો પડયો હતો.

"ચાલો હવે એ વાતનો નિકાલ આવી ગયો." મગનભાઈએ સ્વસ્થ ચિત્તે વિચાર કર્યો.

પણ બીજેજ દિવસે જ્યારે પોતાની ઑફીસમાં એક કોન્સ્ટેબલ આવી પહોંચ્યો ત્યારે મગનભાઇનું ચિત્ત પાછું વિહ્વળ બની ગયું.

બીજી આડી તેડી વાત કરીને કૉન્સ્ટેબલે બે છબી કહાડીને બતાવી. "કેમ, આ માણસને તમે ઓળખી શકો છો ?" કૉન્સ્ટેબલે પૂછ્યું.

મગનભાઇ છબી જોઇને ચમક્યા. છબીમાં પેલા ચપટા નાક વાળાનુંજ ચિત્ર હતું. "હા, પેલા છ જણમાંના એકની આ છબી છે." તેમણે ધીમેથી કહ્યું.

"જેણે તમારા સો રૂપિયા ઉઠાવ્યા તેજ ! ?" કૉન્સ્ટેબલે પૂછ્યું.

"અંઅ—હા.

"કૈં શક પડતી વાત તો નથી ને ?

"ના એજ છે." મનમાં તો મગનભાઇને કૈં કૈં થવા લાગ્યું.

"તેણેજ તમને લુંટયા. મુંબાઇમાં જો સૌથી લફંગો માણસ જોવો હોય તો આજ છે. અમે તેને કાલેજ ઘડિયાળ ચોરતાં પકડયો. તમે જ્યારથી વાત કરી ત્યારથી જ મારી તો ખાત્રી હતી કે આ માણસ જ હોવો જોઇએ."

"હં. એમકે !" મગનભાઇ છત ઉપર બેઠેલી માખી ગણતાં બોલ્યા.

"અમે તેને પકડયો તેથી તમે ખુશ તો થયા હશો નહિં ? જ્યારે તમે ઑફીસમાં ફરિયાદ કરવા આવ્યા ત્યારે તો તમે બહુ ઉશ્કેરાઇ ગયા લાગતા હતા !" કૉન્સ્ટેબલે મગનભાઇના મ્હોં ઉપર બહુ આનન્દ નહિ જોયો તેથી પુછ્યું.

"નહિં, ખુશ કેમ નહિં હોઉં ?"

"થોડા વખતમાં અમે તને કોર્ટમાં ઉભો કરશું અને તમારા અને બીજા બે એક ગુનાહ મળીને તેને સારી રીતની સજા મળે તેવી ગોઠવણ કરશું."

"એટલે શું મારે આવીને કૉર્ટમાં તેની સ્હામા જુબાની આપવી પડશે ?"

વળી હાસ્તો, તેમાં તમને નુકશાન પણ શું છે? સવાસો રૂપિયા ચોરતાં તેને કૈં થયું ન હતું!" કૉન્સ્ટેબલે આશ્ચર્ય પામીને કહ્યું.

થોડી વાર પછી કૉન્સ્ટેબલ છબી લઇને અને મગનભાઇની વિચિત્ર વર્તણુકથી ખિન્ન થઇને ચાલ્યો ગયો.

હવે મગનભાઇ બહુ સંકડામણમાં આવી ગયા. પેલા ચોરનો ઇરાદો તો ચોરવાનોજ હતો પણ રૂપિયા પોતાની પાસે હતા એટલે એ જુબાની પણ કેમ આપી શકે?

પણ હવે એમાંથી પાછા હઠાય તેમ ન હતું. હવે આખી દુનિયાને સત્ય સમજાવવું અશક્ય હતું એટલે જે થાય તે ખરૂં એમ ધારીને મગનભાઇએ મન મનાવ્યું.

થોડાંક અઠવાડીયાં પછી પેલા ચોરનો કેસ ચાલ્યો અને જુબાનીઓ એવી સખત હતી કે પેલા ચોરનું કૈં ચાલ્યું નહિ. તેણે બીજા ગુનાહ કબુલ કર્યા પણ મગનભાઇના પૈસા લેવાની વાતનો ઇન્કાર કર્યો પણ તેનું કોણ માને? તે તો છ માસના સખ્ત કેદખાનામાં ડોકાઇ ગયો. પરંતુ મગનભાઇને તો ખોટી જુબાની આપતાં નવનેજાં પાણી ચડ્યું.

* * *

કોર્ટમાં પેલા માણસને છ માસની સજા થઇ તે વખત પછી છ માસ વીતી ગયા. મહિનાની છેલ્લી તારીખ આવી. પોતાનો પગાર લઇને મગનભાઇ ચર્ચગેટ સ્ટેશન ઉપર જઇ પહોંચ્યા ત્યાં પેલોજ ચપટા નાકવાળો માણસ તેમની કને આવી ઉભો રહી ગયો.

"કેમ સાહેબ. ઓળખાણ પડે છે કે?" પેલા માણસે પુછ્યું.

"હા, કેમ?" મગનભાઇએ ટુંકમાંજ પતાવ્યું.

"સાહેબ તમારી સાથે મારે કૈં અદાવત નથી પણ તે દિવસે તમે મારા સામી જુઠી સાક્ષી આપી તે સારૂં કર્યું? મે

તમારી કનેથી એક પાઇ લીધી ન હતી અને તે તમે જાણો છો પણ ખરા. તમે જે રીતે જુબાની આપી તે રીત ઉપરથીજ હું જાણી ગયો હતો કે તમે જાણી જોઇને જૂઠું બોલો છો."

"ચાલ, હવે એનું છે શું?" મગનભાઇએ જાણ્યું કે હવે જૂઠું બોલવામાં કાંઇ માલ નથી.

"જે ગુનોહ મેં કર્યોજ ન હતો તેને માટે તમે સજા ખવડાવી તેના પરિણામમાં મારાં છોકરાં અને બૈરી ઘેર ભુખે મરેછે માટે હવે તેમને જીવ આપવો એ તમારૂં કામ છે."

"હવે વધુ બોલ નહિં. એક વખત એક માણસને લુંટવો અને પછી તેની કને પૈસા માગવા! તારી પણ ઠીક ઉદ્ધતાઇ! પણ તારાં બૈરાં છોકરાની મને દયા આવે છે માટે લે કાંઈ આપું છું."

મગનભાઇએ ગજવામાં હાથ ઘાલ્યો પણ પાછી તેની તેજ કથા! ગજવામાં કૈંજ પરચુરણ ન હતું એટલે પાટલુનના ગજવામાંથી (હવે પેલું પૅકેટ પાટલુનના ગજવામાંજ મુકવામાં આવતું) પેલું પૅકેટ કહાડયું અને અન્દરથી એક પાંચ રૂપિયાની નોટ કહાડીને પેલા માણસને આપીને કહ્યું, "જો આ તારાં બૈરાં છોકરાંને માટે આપું છું હોં. જો જે, કૈં ખરાબ ઉપયોગ નહિં કરતો!"

"નારે સાહેબ ના."

"લે ત્યારે રસ્તો પકડ, હવે ફરીથી તારૂં મ્હોં બતાવતો નહિં.

પેલા માણસનો નોટ લેતાં હાથ સ્હેજ ધ્રુજ્યો. નોટ પડી ગઈ તે લેવા તે માણસ જરા નીચો વળ્યો અને પાછો ઉભો થતાં મગનભાઈના શરીર સાથે જરા અથડાયો. પછી "ભગવાન તમારૂં ભલું કરશે." કહીને એક ક્ષણમાં પેલો માણસ અદસ્ય થઇ ગયો.

તરતજ કૈંક પ્રેરણાથી મગનભાઇનો હાથ પાટલુનના ગજવામાં ગયો. ગજવું ખાલી! આસપાસ નજર કરી પણ પેલો માણસ જણાયો નહિં.

મગનભાઈ પ્રથમતો બ્હેબાકળાજ બની ગયા. વળી પાછી આજ હકીકત ! હાય હાય ! ઑફીસમાં બધા શું કહેશે, કૉન્સ્ટેબલ કેવો હસશે? ઘરમાં પોતાની સ્ત્રી પણ આ વાત માનશે કે નહિં! પોતે કેવો બેવકુફ! કૈં પણ સમજ્યો નહિં! આવા અનેક વિચાર મગનભાઈના વિહ્વળ હૃદયમાં ઉભરાઈ આવ્યા.

પણ એટલામાં તેમને એક વિચાર સૂઝ્યો. વિચાર આવતાંજ મગનભાઇનું હૃદય પાછું પ્રફુલ્લ બની ગયું અને મ્હોં ઉપર આનન્દ વ્યાપી રહ્યો. “ આ વાત કોઇને કહેવીજ શા માટે ? પોતાના હૃદયમાં શા માટે છુપાવી નહિ રાખવી ? બસ એમજ. ” આટલું મનમાં બોલીને આવેલી ટ્રેનમાં મગનભાઈ બેસી ગયા અને ન્યુસ-પેપર વાંચવામાં મશગુલ થઈ ગયા.

પેલી તરફ પેલા માણસના મિત્રમંડળ અને વખાણનારાઓમાં જ્યારે આ વાતની ખબર પડી ત્યારે બહુજ આનન્દ વ્યાપી રહ્યો અને તેની કીર્તિમાં સોગણો વધારો થઈ ગયો.



# રવીવારની રજા.

રવીવારની રજામાં શી મજા છુપાઈ છે એ તો માત્ર જેઓએ આખું અડવાડીયું ઓફીસમાં ગદ્ધાવહીતરૂં કર્યું હોય તેઓજ જાણે. બીજાઓ તો માત્ર અનુમાનજ કરી શકે. એવા એક મોંઘા, અણમુલા રવીવારે સવારના હું આરામખુરશી ઉપર બેસીને ધુમાડા કાઢતો હતો. મારી પત્ની પલંગ ઉપર બેસીને તકીઆના ગીલાફ બદલાવતી હતી. તેવામાં મેં પુછ્યું: "મધુ ! આજે નાટક જોવા આવે છે ? ચાલ જઈએ."

"તમારે નાટક જોવાની ખરેખરીજ ઇચ્છા છે ?" મધુએ સામો પ્રશ્ન પુછ્યો. "જો અમસ્થાજ તમે કહેતા હો તો તો માફજ રાખો. મને તો એવી અથડામણ ગમતી નથી. અને વળી આજ કેટલા રવીવાર થયાં કૈં ને કૈં કામ અને અડચણ આવ્યાજ કરે છે એટલે નીરાંતે બેઠાંજ નથી. એટલે હવે આજે તો બસ, આપણે આખો દિવસ શાંતિમાંજ ગાળીએ."

હું કુંવારો હોત, સ્ત્રીઓના સ્વભાવથી અપરિચિત હોત, માત્ર કવિઓએ વર્ણન કરેલ સ્ત્રીઓના સપનામાંજ રાચતો હોત તો મધુએ નાટક જોવાની નામરજી બતાવી અને પતિ સાથે બેસીને વાર્ત્તાલાપમાંજ વધારે આનંદ માન્યો એને લઇને મધુના પ્રેમપરાયણતા, સ્વાર્થત્યાગ, પતિ પ્રત્યેનો સ્નેહ વગેરે ગુણ સંબંધી હું એક મહાકાવ્ય લખી

નાખત. પણ હું પરણેલો છું એટલે મેં તો એટલુંજ જાણી લીધું કે મેં નાટકની પહેલી વાત કાઢી એટલે એના મગજે જુદીજ દિશા પકડી. પણ મને પણ નાટક જોવામાં ખાસ આનંદ હતોજ નહીં એટલે મેં એ બાબતમાં વાંધો ઉઠાવ્યોજ નહીં અને નાટકનું પ્રોગ્રામ ઉરાડીજ મુકયું.

બીજી દસેક મીનીટ અમે બહુજ શાંતિથી ગપ્પાં માર્યાં એટલામાંજ એક બાજુથી ઘડીઆળમાં આઠના ટકોરા પણ થયા અને બીજી બાજુથી અમારા બાલસ્નેહી ચીમનભાઈનો ઘાંટો શુદ્ધ સુરતી ઢબમાં સંભળાયો. "કેમ મદનભાઇ ઇ ઇ! ઉઠયા છો કે હજી ઉંઘોજ છો?"

હજી અમે આ ત્રાડ પુરેપુરી હૃદયમાં ઉતારી લઇએ નહીં તે પહેલાં તો ચીમનભાઇ હાથમાંની જાડી લાકડી ઠોકતા ઠોકતા, મોંમાંથી પાનની પીચકારી મારતા આવી પહોંચ્યા. "હા હા હા! મધુબહેન! મેં મારૂં વચન પાળ્યું કે નહીં? મદનભાઇ, કીદાડથી મધુબહેન મને અહીં આવવાનો આગ્રહ કર્યા કરતાં હતાં (અત્રે એટલું કહી દેવું જોઈએ કે આ માન્યતા સત્યના પાયા ઉપર રચાઇ નહોતી) પણ આપણે સબ બંદરકા વેપારી! અને આપણો જીવડો એક ને ઘરાક ઘણાં! એટલે ફુરસદ મળે ત્યારેને? પણ આજે કૈં ઇશ્વરેજ એવો તાલ કરી આપ્યો કે આપણે આ બાજુ ઉપડી આવ્યા. એ જરા બે ત્રણ દિવસને માટે સુરત ગઇ છે એટલે આપણને પુછનાર કોણ? અને મુંબઇમાં કોને ત્યાં જઉં, કોને ત્યાં જઉં એવો વિચાર કર્યા કરતો હતો ત્યાં મનમાં કૈં એમજ થઇ આવ્યું કે ચાલો, બસ, આજે તો મદનભાઇને ત્યાંજ ધામા નાખવા. પણ રસોઇમાં ઉતાવળ બુતાવળ નહિ કરતાં હોં કે! કારણ કે હવે આપણે તો છેક અંધારૂં થતાંજ પાછા મુંબાઇ ઉપડશું. ત્યાં કોણ રાહ જોવાનું હતું? રામો ઘાટી! હાહાહાહા!" આટલું કહેતાંજ ચીમનભાઇએ ડગલો અને ટોપી



રવિવારની રજા—કેમ મદનભાઈ હજુ ઉઠ્યા છો કે ઉંઘોજ છો?

ઉતારીને એક ખીટીએ ભેરવી દીધાં અને એક બીજી આરામખુરશી ખેંચીને તે ઉપર પડયા.

મેં અને મધુએ સામસામું જોયું. પણ આ સ્થિતિમાં બીજો ઉપાય નહતો એટલે કરવું પણ શું ?

ચીમનભાઈએ ન્યાતની ઝીણી ઝીણી વાતો મધુ સાથે ઉકેલવા માંડી અને નવેક વાગે સઘડી સળગાવશું તોપણ વાંધો નથી આવવાનો એવું એ બે જણાએ સર્વાનુમતે નક્કી પણ કર્યું. પોણા નવેકને આશરે મારી ઓફીસનાજ ચાર માણસો "હલ્લો, મદનભાઇ ! તમે ઠીક મળી ગયા." કહેતા આવી પહોંચ્યા. "આવો, આવો" કહેતાં મેં એમને બધાને બેસાડયા, મધુને આંખથી ચા મુકવાની નીશાની કરી. વાતમાં ને વાતમાં જણાયું કે એમને સાતાંકુઝમાંજ ઘર રાખવું હતું એટલે મને ભોમીયા તરીકે સાથે આવવાનો તેમણે આગ્રહ કર્યો. મારી ના કોઇ સાંભળે તેમ નહતું એટલે ચા પીવાઇ રહી એટલે હું તૈયારજ થયો. ચીમનભાઇએ મને ધીમેથી કહી દીધું. "ચાલો, એ પણ ઠીક થઈ ગયું. તમારો સવારનો વખત પસાર થઇ જશે અને તમે અહીં આવશો ત્યારે રસોઇ પણ તૈયાર થઇ જશે. અને હું અહીં છું એટલે તમારે બજારની ચીંતા તો રાખવીજ નહીં. હું બધાને પહોંચી વળું એમ છું. એમને જવાબની જરૂર નહોતી. મધુએ જતાં જતાં કહ્યું. "જેમ બને તેમ વહેલા આવજો." મેં ડોકું ધુણાવી હા પાડી અને પછી પેલા મિત્રોની સાથે હું ઘરો શોધવા નીકળી પડયો.

પહેલીથીજ હું જાણતો હતો કે એ લોકોને ઘર રાખવાનો વિચારજ ન હતો છતાં પણ સાથે સાથે ફેરવીને એમણે મારો દમ કાઢી નાખ્યો. આખરે બરાબર બાર વાગ્યાની ટ્રેનમાં મેં એમને વિદાય કર્યા. હું પાછો ઝડપથી ઘેર ગયો ત્યારે રસોઈ તો ક્યારની તૈયાર થઇ ગઇ હતી; પાટલા પણ મંડાઇ ગયા હતા અને ચીમનભાઇ કાંદા અને કેરીની કચુંબર કરવામાં રોકાઇ ગયા હતા. મેં ઝડપથી નાહી

લીધું અને પછી અમે પાટલા ઉપર બેસવાનો આરંભ કરતા હતા અને ચીમનભાઇ "મધુબહેન, તમે પણ સાથેજ જમવા બેસી જાઓને" એમ કહેતાં કહેતાં મધુને આગ્રહ કરતા હતા તેવામાંજ બારણું ઉઘડયું. અમે ત્રણેએ જોયું. "ઓહોહો ! મદનભાઇ ! તમે તો ભારે કરી ! કયાં છેક છુપાઇને બેઠા છો ? અમે તો તમારૂં ઘર શોધી શોધીને થાકી ગયા." આમ બોલતાં બોલતાં અમારી સાતમી પેઢીના સગા ધીરાભાઇ, તેમના પત્ની અને બે છોકરાં, તેમના નાનાભાઇ અને તેમના પત્ની અને એક નાનું છોકરૂં એટલાં માણસો આવી પહોંચ્યાં. તડકામાં ફરી ફરીને એમનાં મોં લાલચોળ થઇ ગયાં હતાં અને બે છોકરાં મોટેથી રડતાં હતાં એટલે એ બધાં બહુજ રખડયાં હશે એ વાત તો માની શકાય એવીજ હતી. મધુ રસોડામાંથી બહાર આવી. બધાંને બેસવાનું કહ્યું અને સાથે સાથે જમવાનું પણ કહ્યું.

"હાહાહા ! મધુ ! તેં ન કહ્યું હોત તોપણ અમે તો અહિંજ જમત, હોં કે !" ધીરાભાઈએ મોટેથી હસતાં હસતાં કહ્યું. "મદનભાઇ, તમે તો જાણો છો ને મધુ મારી આઘેની ભાણેજ થાય છે ! એ બિચારી તો શું જાણતી હોય ! અમે હજી કાલેજ મુંબાઈ આવ્યાં. તમે જાણતાં નથી ? અમે તો બધાં જાત્રાએ ઉપડયાં હતાં ! હવે મુંબાઇમાં ત્રણ ચાર દિવસ રહીને પાછાં સુરત ઠરીઠામ થઇ જઈશું. મધુને જાત્રાની છબી આપવાનું ભુલતી નહિ હોં ! નહિં તો વળી કોઇક દિવસ એ મહેણું મારશે કે મામા જાત્રા જઇ આવ્યા પણ એક છબી સરખી નહિં લઈ આવ્યા ! હા હા હા !"

મધુનું ધ્યાન છબીમાં તે વખતે નહોતું. તેણે તો ઝડપમાં ફરીથી રસોઈ કેવી રીતે કરવી એનો વિચાર કરવાનો હતો. આખરે રસોઇ થઇ. અમે દોઢ વાગે જમ્યા અને પછી બે વાગ્યાની ટ્રેનમાં ધીરાભાઇ અને તેમનું કુટુંબ પાછાં મુંબાઇ ઉપડી ગયાં.

મારો વિચાર થયો કે 'લાવ, હવે જરા કલાકેક ઉંઘી તો લઉં.' પણ જોઉં છું તો મારા પલંગ ઉપર ચીમનભાઇ ઘસઘસાટ ઉંઘતા

હતા ! હું આગલા ઓટલા ઉપરજ સાદડી નાખીને પડયો. મધુ પણ એવીજ રીતે સાદડી લઇ આવીને સુવાની તૈયારી કરતી હતી તેવામાં તેણે આઘેથી એક મોટું ટોળું આવતું જોયું. હું હજી તો સાદડી ઉપરથી બેઠો થઈને જોઉં છું ત્યાં તો નવ છોકરાં, પાંચ બૈરાં અને ચાર મરદોનું વૃંદ અમારે ઓટલે ચઢી ગયું. એ આખું ટોળું મધુના પીયરીયાં જે ચાલમાં મુંબાઈ રહેતાં હતાં તેજ ચાલમાં રહેતું એટલે સાંતાક્રુઝ જોવાને માટે અમારે ત્યાં આવી પહોંચ્યું હતું. ચીમનભાઇ તો ઉંઘમાં હતા એટલે એમને તો આથી કૈં હરકત પડી નહિ. પણ મારે તો કયા બેસવું અને કોની જોડે કેની વાત કરવી એની પણ મુંઝવણ થઈ ગઈ; કારણ કે હું આ ટોળામાંથી કોઇને પણ ઓળખતો નહોતો. એ ટોળાની આખાની મધુ દીકરી હોય તેમ તે ટોળું તો વર્તતું હતું અને એમાંના નવ છોકરાંઓએ પણ અમારૂં ઘર એમનુંજ ઘર છે એમ માની લીધેલું જણાતું હતું. હું ગભરાઈ તો ઘણો ગયો પણ મધુના માથા ઉપર ભાર મુકીને મારે નાસી જવું એ મને ઠીક નહિં લાગ્યું એથી હિંમત ધરીને હું તો એ ટોળાંની આગતાસ્વાગતા કરવામાં મચી પડયો. ચા થઈ. મમરા પણ વઘારવામાં આવ્યા, અને પછી અમે બધાં દરિયા તરફ ઉપડી ગયાં. ચીમનભાઈએ તો થાકી ગયાનું બહાનું કાઢીને ઘેરજ બેસવાનું પસંદ કર્યું.

અમે દરિએ ફર્યા અને સાંજે સાડાસાતની ટ્રેનમાં એ આખું ટોળું મુંબાઈ ઉપડી ગયું. રાતના હવે જમવું નહિં પણ માત્ર એકેક ચાનો કપ લઇનેજ બસ રાખવું એમ મેં સુચના કરી અને તેને ચીમનભાઇ અને મધુ બન્નેએ ટેકો આપ્યો. આજના આખા દિવસમાં પડેલી જહેમત વિશે અમે હસતાં હસતાં વાતો કરતાં હતાં એટલામાંજ મારા સાઢુભાઈ અને તેમનાં પત્ની આવી પહોંચ્યાં.

" અહો બહેન ! તમે અહિં કયાંથી, આટલે વાગ્યે ? " મધુએ પુછ્યું...

" અરે ભાઈ, કૈં વાતજ નહિં કરવાની," બ્હેને જવાબ દીધો. " અમે મુંબાઈથી તો બહુ વહેલાં નીકળેલાં. બોરીવલી ગયેલાં અને ત્યાં જરા મોડું થઈ ગયું. અમારે તો બોરીવલી જમીનેજ આવવું હતું પણ ત્યાં જરાક અડચણ જેવું જણાયું એટલે પછી મનમાં એમજ થઇ ગયું કે પાછાં મુંબાઇ જઇને જમીએ એના કરતાં સાંતાક્રુઝ જઇને મધુને ત્યાંજ જમીને જઈશું. તું પણ ઘણીવાર કહ્યા કરતી હતી ને ! "

આ સમસ્યા સમજવી મુશ્કીલ નહોતી એટલે મધુએ તરતજ રસોડામાં જઇને રસોઈ શરૂ કરી. રસોઇ તૈયાર થઇ. અમે રાતે સાડા નવે જમવા બેઠાં. ચીમનભાઈની ભુખ પણ ઉઘડી હતી એટલે તે પણ જમવા બેઠા. સાઢુભાઈ સાડાદસે મુંબાઈ ઉપડયા અને છેવટે ચીમન-ભાઈ સાડા અગીઆરની ટ્રેનમાં મુંબઇ જવા નીકળ્યા. જતાં જતાં કહેતા ગયા કે " આજ ખુબ આનંદ થયો હોં ! કેમ ખરૂંને ? વળી કોઇ દિવસ નીરાંતે આવી ચઢીશું. "

ચીમનભાઈ ગયા. અમે દીવા ઝાંખા કર્યા. ખમીસનું બોરીયું જમીન ઉપર પડી ગયું હતું તે લેવા હું વાંકો વળ્યો હતો એટલામાં મધુએ કહ્યું. " નાટક જોવા ગયાં હોત તો કૈં ખોટું નહોતું ! "

" હા, મને પણ હવે એમજ લાગે છે. " મેં જવાબ દીધો.

---

# ગંભીર ભુલ્ય

સુન્દરલાલ એકલો એકલો બડબડવા મંડયો, "મારે આ દિવાળીની રજા આખરે મારા કાકાને ત્યાં જ ગાળવી પડવાની! હાય હાય, રણછોડકાકાને ત્યાં દિવાળી! કેમ ગળાય ?"

"પણ કાકા સિવાય મારી ભવિષ્યમાં દશા પણ શી થાય !" વળી તેને વિચાર આવ્યો. "આ વખતે તેમનું ખાસ આમંત્રણ આવ્યું છે એટલે ત્યાં ગયા સિવાય છૂટકોજ નથી. અત્યાર સુધીનો કૉલેજનો ખર્ચ પણ તેમણે જ આપ્યો છે અને વકિલની જીંદગીમાં હજી કોણ જાણે ક્યાં સુધી તેમની મદદ લેવી પડશે એટલે તેમની ઇચ્છા વિરુદ્ધ કંઇપણ કાર્ય થઇ શકે નહિ. પણ આ વખતે રમણને ત્યાં જવાનું રાખ્યું હોત તો કેવો આનન્દ થાત—કેવી મઝા પડત ! પણ જેનો ઉપાય નથી તેનો અફસોસ કરવો શા કામનો ?" આમ વિચાર કરીને તે કાગળો લખવા બેઠો.

પુજ્ય કાકા રણછોડલાલજી,

તમારો આમત્રંણપત્ર વાંચીને મને ઘણોજ આનન્દ થયો. ધનતેરશની સવારે ત્યાં જરૂર આવી પહોંચીશ. હું કુશળ છું અને તમે તથા સૌ. મા. કાકીબા પણ ખુશી આનન્દમાં હશો એમ આશા છે.

લી. આજ્ઞાંકિત

સુન્દરના પ્રણામ.

"કેવો અસત્ય વાક્યોથી ભરપૂર કાગળ! મને ત્યાં દિવાળી ગાળવી પડવાની છે તે જીવપર આવવાનું છે. પણ કરવું શું?"

સ્નેહી મિત્ર રમણ,

તારૂં આમંત્રણ મળ્યું–અતિ આનન્દથી સ્વીકારત, પણ વચમાં એક વિઘ્ન આવી પડયું છે પેલા અમારા કાકાશ્રીએ મને પોતાને ત્યાં તેડાવ્યો છે એટલે ગયા સિવાય છૂટકો નથી. એ બે એકલાં ઘરડાં ડોસાંઓને ત્યાંની દિવાળી મારી કેવી જશે તેનો તો તને ખ્યાલ હશે જ. પણ અન્ય માર્ગ નથી એટલે લાચાર. દિવાળી પછી હું તને મળીશ. તમે બધાં મારા વતીનો વધુ આનન્દ કરજો એ જ.

લી. સુન્દરલાલની સલામ.

"ચાલો એતો થયું," સુન્દરલાલ મનમાં બોલ્યો. "પણ ટીકીટ એક છે અને કાગળ બે છે! આજે કાકાને જવા દ્યો; કાલે રમણનો વારો."

આટલું બોલીને બન્ને પાકીટને શરનામાં કર્યાં એટલામાં પાસે પડેલા ન્યુસપેપરમાં કંઇક વાંચવાલાયક જણાયાથી તે વાંચવામાં ચિત્ત ગયું. વાંચી રહ્યા પછી બહાર ઓટલા ઉપર આવીને ચાકરડીને બુમ મારી. "કેમ, તારો છોકરો બહાર જાય છે?"

"હાજી, હમણાં જ બજારમાં શાક લેવા જવાનો છે."

"જરા એને કહેજે કે આટલો કાગળ જરા સંભાળથી કોઈ ટપાલના થાંભલામાં નાખે."

"હાજી, લાવોને;" ચાકરડીએ કાગળ લેતાં કહ્યું.

ચાકરડી કાગળ લઇને ચાલી ગઈ અને સુન્દરલાલે પુનઃ વાંચવાનું શરૂ કર્યું. થોડીકવારે ન્યુસપેપર આઘું ખસેડીને બગાસું ખાધું.

"હજી બીજા બેત્રણ કાગળ લખવાના છે તે લાવને લખીજ નાખું," તેણે વિચાર કર્યો. "વળી પાછો ક્યારે લખીશ?"

આમ બોલીને ટેબલ આગળ ખુરશી ખસેડીને તે પાછો લખવા બેઠો અને પાછળ રહેલો પેલો કાગળ પાકીટમાં ઘાલવા જતો હતો એટલામાં તેને વિચાર થયો. “ અત્યારે કોઇક વાર્તા કે નાટકમાં હોય તો મારાથી ભુલ્યમાં કાકાનો કાગળ રહી ગયો હોય, અને રમણનો કાગળ કાકાને મોકલાયો—ઓ મારા બાપ ! આ શું ?” આટલું હજી બોલે છે એટલામાં તેની દૃષ્ટિ બાકી રહેલા કાગળ ઉપર પડી. “ પૂજ્ય કાકા રણછોડલાલજી—” અક્ષરો વંચાયા. “ ખરેખર તેમ જ બન્યું છે ! હાય હાય ! રમણ ઉપર લખેલો કાકા ઉપર જ ગયો. સત્યાનાશનો સામાન ! એ તો વાંચીને આકાશપાતાળ એક કરી નાંખશે ? ”

“ પણ હજી પેલો છોકરો ટપાલ નાંખવા નહિં ગયો હોય તો તો ઠીક, ” એમ વિચાર કરીને તે એકદમ ઓટલા ઉપર દોડયો અને ચાકરડીને બુમ મારવા લાગ્યો. “ તારો છોકરો નાંખવા ગયો કાગળ ? ”

“ હાજી, દશેક મીનીટ થયાં ગયોને ! ”

“ મારો કાગળ લેતો ગયો છે ? ” સુન્દરલાલે પૂછ્યું.

“ હાજી, લેતો ગયોને, એ કોઇદિ ભુલે એવો નથી. ” માએ પુત્રને માટે મગરૂર થતાં કહ્યું.

“ બળીરે એની સ્મરણશક્તિ, ” એટલું :દાંત પીસીને મનમાં બોલીને સુન્દરલાલે પુનઃ પૂછ્યું. “ દશેક મીનીટ થયાં ગયો કેમ ? ”

“ હાજી, પાંચ દશ થઇ હશે. ”

“ કયે રસ્તે ગયો ? ” વખતે હજી તેને પકડી પડાય એમ ધારીને સુન્દરલાલે પૂછ્યું. ઉત્તરમાં રસ્તો બતાવ્યો એટલે સુન્દરલાલે ઝડપમાં ટોપી અને ચમ્પલ ઘાલતાં જ તે માર્ગે કુચ કરી. પોસ્ટનો થાંભલો આવતાં આવતાં પા માઇલ દોડવામાં એક રેકર્ડ કરવાની અણી ઉપર આવી ગયો હતો પણ તેમ છતાં પેલો છોકરો રસ્તામાં

મળ્યો નહિં. વળી તેને મનમાં થયું કે વખતે છોકરાએ આવતી વખતે કાગળ નાખવાનો મનસુબો કર્યો હોય એટલે એવી જ ત્વરિત ગતિથી તે છેક શાક મારકીટ સુધી પહોંચી ગયો, જ્યાં પેલો છોકરો તેને મળ્યો.

"પેલો કાગળ! નાંખ્યો? ટપાલમાં નાંખ્યો?" તેણે ભરાતે શ્વાસે હાંફતાં હાંફતાં પૂછયું.

"હાજી; નાંખ્યોને! હું કોઇ દિવસ ભુલું નહિં. આપણી ગલીને નાકે જ થાંભલામાં નાંખ્યો."

પેલા છોકરાને કૈંક ઇનામની-કૈંક વખાણની આશા હતી પણ તે કયાંથી ફળીભૂત થાય! એટલામાં સુન્દરલાલને બીજો વિચાર સુઝયો. પેલા થાંભલા આગળ જઇને તપાસ કરી તો જણાયું કે રાતે ૮-૧૫ ને અમલે અન્દરથી કાગળો કાઢવામાં આવે છે તેથી ઘેર જઇને પાછો બરાબર આઠ વાગ્યે થાંભલા આગળ તે જઇ પહોંચ્યો. બરાબર સવા આઠે પોસ્ટમેન કાગળ લેવા આવ્યો.

"પોસ્ટમેન, મારો એક કાગળ ભુલ્યથી કોઈ બીજાનું સરનામું કરીને નંખાયો છે ને-તે મને પાછો આપશો?" સુન્દરલાલે વિનયથી પૂછયું.

"નહિં બને."

"પણ હું તને નિશાની બરાબર આપું તો કેમ? નહિં તો મારા બાર વાગી જશે." સુન્દરલાલે કહ્યું.

"અંહ; નહિં બને."

"એક અર્ધો રૂપિયો આપું." સુન્દરલાલ બોલ્યો.

"હવે માફ કરો શેઠ; મેં ના નહિં કહી કે એમ નહિં બની શકે."

"એક રૂપિયો આપું." સુન્દરલાલ બોલ્યો.

"અહિંથી જવું છે? કે પોલીસને ધાંટો પાડું?" પોસ્ટમેનનો

મિજાસ ગયો. સુન્દરલાલે ડહાપણથી સ્વગૃહનો માર્ગ શોધ્યો. ઘેર જતાં જ પેલી ચાકરડી તેને મળી.

" કેમ ભાઇ ! પેલો છોકરો મળ્યો હતોને ?" તેણે પૂછ્યું.

" હા. "

" કાગળ બરાબર નાખ્યો હતોને ?" વળી ચાકરડીએ પૂછ્યું.

" હા. "

" હું તમને કહેતી નો'તી કે એ ભૂલેજ નહિં ને—" ચાકરડી ઉત્સાહથી આગળ બોલવા જતી હતી. એટલામાં સુન્દરલાલ ઓરડામાં ઘુસી ગયો.

ઓરડામાં બેઠાં બેઠાં વિચાર કર્યો કે હવે શું કરવું ? કાગળ એમનો એમ જવા તો દેવાયજ નહિં, તેમ તે રાતે કાકાને ત્યાં મલાડ જઇને કાંઇ પણ કારણ વિના સ્હવાર સૂધી ખોટી પણ કેમ થવાય ? આ ઉપરથી ઠરાવ્યું કે સ્હવારે પહેલી લોકલમાં બેસીને મલાડ જવું અને ત્યાં કોઇ પણ પ્રકારે ટપાલવાળો ટપાલ લાવે તે પકડવી.

આ પ્રમાણેનો વિચાર કરીને આખી રાત જેમ તેમ કહાડી. સ્હવારે વ્હેલું ગ્રાન્ટરોડ જઇ ત્યાંથી મલાડ જઇને કાકાના વિશાળ બંગલામાં ધડકતે હૃદયે ગયો. હૉલના બારણામાં ભટ મહારાજ મળ્યા. "કેમ ભાઇ. અત્યારનું આવવું થયું ?" તેમણે પૂછ્યું.

" નારે અમસ્થાંજ," સુન્દરલાલે જવાબ આપ્યો. "કેમ, કાકા મઝામાં છે ને !"

" ના, તબીયત સારી નથી એટલે એતો આજે ઓરડામાંથી બહાર નીકળવાનાજ નથી, અને શેઠાણી કાલે રાતનાં કૈંક કામસર બોરીવલી ગયાં છે" ભટે કહ્યું.

" હં; કં નહિ; હું અહિં બેઠોછું" સુન્દરલાલે એટલું કહીને હૉલમાં ધામો નાખ્યો.

"સ્હાડાઆઠે ટપાલવાળો આવ્યો અને હૉલના બારણાની કાગળની પેટીમાં કાગળો નાખ્યા. સુન્દરલાલને મનમાં ગભરાટ થવા લાગ્યો, હવે પેટી ઉઘાડીને કાગળો જોવા શી રીતે? ધીમે ધીમે હિમત કરીને કોઇ દેખાતું ન હતું એટલે, બારણા સૂધી ગયો અને ધીમે રહીને ઢાંકણું ઉઘાડયું–ત્યાં સુન્દરલાલે ગભરાટથી પાછળ જોયું તો ભટ ચ્હાનો પ્હાલો લઇને આવ્યો હતો. "હં–અંહં મોતીરામ મહારાજ, આ પેટી પણ જરા વિચિત્ર છે હોં!" કૈંક ફીકું હસીને સુન્દરલાલે ધ્રુજતે હાથે પ્યાલો લીધો.

ભટ પાછો દૂર ગયો એટલે ઝડપથી ચ્હા પીને પાછું ઢાંકણું ઉઘાડયું. કહાડવા જતો હતો એટલામાં પાછો ખખડાટ થયો. ગભરામણમાં ઉમરાની ઠેશ વાગી અને ગબડી જતાં બચી ગયો. ભટ પાછો આવ્યો હતો.

"એંહેંહેં! મોતીરામ મહારાજ, પાછા કેમ આવ્યા? આ ઢાંકણાની સ્પીંગતો છેક જ આવી રહી છે!"

"હા જરા જુની થઇ છે! પણ લાવો મારે કાગળો ઉપર શેઠની કને લઇ જવા છે." આમ કહી પેટી ઉઘાડવા ભટ આવ્યો.

"હાય હાય, હવે? જો કાગળ પહોંચ્યો તો આપણું ભવિષ્ય અહિંજ નક્કી થઇ જવાનું! અરે પ્રભુ, હવે શું કરવું?" આમ વિચાર કરતો સુન્દરલાલ કૈંક યુક્તિ શોધવા લાગ્યો એટલામાં એને એક વિચાર સૂઝયો.

"જાઓને મહારાજ, જરા ઉપર શેઠને કહોને કે હું મળવા આવેલો છું; તમે ટપાલ લઇ જશો તો મારી સાથે વાત નહિં કરે." સુન્દરલાલે કહ્યું. આ યુક્તિ ફાવી. મોતીરામ કાગળો ત્યાં રહેવા દઇને ઉપર કહેવા ગયો. સુન્દરલાલે ઝડપથી બધા કાગળો તપાસ્યા. "અરે! આમાંતો કાગળ નથી. ત્યારે શું બીજી ડીલીવરીમાં આવવાનો? હા, એમ જ." મનમાં વિચાર થયો અને સુન્દરલાલ વિમાસણમાં પડયો. એટલામાં મોતીરામ ઉપરથી આવ્યો, અને હસતાં

હસતાં બોલ્યો, "હ્યો તમે તો મળવા આવ્યા ને શેઠે શું જવાબ કહેવડાવ્યો તે ખબર છે? એમણે તો કહ્યું કે સુન્દરને જઇને કહે કે એ શું નવરા હજામની માફક સ્હવારમા માથું ખાવા આવ્યો છે—સીધો પાછો મુંબઇ જઇ પહોંચ!"

હવે બીજો ઉપાય રહ્યો નહિં. મહારાજ સાથે થોડાક ગપાટા હાંકીને સુન્દરલાલ વીલે મ્હોંડે બંગલાના દરવાજા ભણી વળ્યો, પણ હવે શું કરવું? નક્કી એ કાગળ બીજી ડીલીવરીમાં આવવાનો— એટલે અગીઆર વાગે આવવાનો. તે વખત કાગળ શી રીતે લેવો? ટપાલવાળાને સ્હમજાવીને લેવાની ધારણ રાખવી મિથ્યા છે. મુંબઇ-માં થયું હતું તેવું થાય તો સજ્જડ ફજેતી થાય. વળી વિચાર કરીને સુન્દરલાલે યુક્તિ શોધી કહાડી. આ વખતની યુક્તિ જરા જોખમ વાળી હતી પણ બીજો ઉપાય ન હતો એટલે એ કર્યા સિવાય છૂટકો ન હતો.

સુન્દરલાલ ધીમે ધીમે તબેલા તરફ ગયો અને ત્યાંથી એક ખાલી કોથળો ઉપાડીને દરવાજામાંથી બ્હાર ચાલ્યો ગયો. ત્યાંથી આમતેમ આંટા મારીને દશેકને શુમારે પાછા આવીને દરવાજામાંથી થોડેક છેટે ઝાડીમાં સંતાયો. અગીઆર થવા આવ્યા એટલે ધીમાં ધીમાં પગલાં ભરતો ટપાલવાળો આવતો જણાયો. જેવો તે ઝાડી આગળથી પસાર થયો કે તરતજ સુન્દરલાલે કુદીને ટપાલવાળાને પેલો કોથળો પહેરાવી દીધો. ટપાલવાળો આ અચાનક હુમલાથી એવો ગભરાઇ ગયો કે તરત જમીન ઉપર ગબડી પડયો. હાથમાંથી કાગળ ઝુંટવતાં કે જોઇ લીધા પણ અન્દર પણ પોતાનો પેલો કાગળ ન હતો એટલે દીર્ઘ નિશ્વાસ મુકીને અને પેલા કાગળો ઉપર એક રૂપિયો મુકીને, ભગ્નહૃદયે સુન્દરલાલે દોટ મૂકી અને સ્ટેશને જઇ પહોંચ્યો. ત્યાંથી બીજી લોકલમાં મુંબઇ જઇ પહોંચ્યો.

"કાગળનું શું થયું હશે? વખતે રાતનાંજ એને પહોંચી ગયો હશે? કે હવે બીજે દિવસે મળશે?" આ પ્રમાણે અનેક તર્ક વિતર્ક

કરતો સુન્દરલાલ પોતાની ઓરડીમાં બેસી રહ્યો હતો, એટલામાં સાંજે ચાર વાગે ચાકરડીએ કહ્યું. "ભાઈ, જરા બહાર આવોતો; કોઇ ટપાલવાળો તમને મળવા માગે છે."

"અરે! ટપાલવાળો કોણ? મેં મલાડમાં જે પરાક્રમ કર્યું હતું તેની પોલીસોને ખબર પડી હોય એટલે તેઓ તો નહિં આવ્યા હોય?" આવા વિચારથી, ભયથી કંપતો સુન્દરલાલ બ્હાર ગયો. ટપાલવાળાએ સલામ ભરીને એક કાગળ તેના હાથમાં મૂક્યો. "લ્યો સાહેબ, આ તમારોજ કાગળ છે?"

કાગળ ઉપર નજર કરી તો "સ્નેહી મિત્ર રમણ" કરીને રમણ ઉપર લખેલો પેલોજ પત્ર! હર્ષથી સુન્દરલાલનું હૈયું ધડક ધડક થવા લાગ્યું. "અલ્યા આ કાગળ પાછો શી રીતે આવ્યો? અને તે પણ આવી સ્થિતિમાં?" એણે ટપાલવાળાને પૂછ્યું.

"એતો સાહેબ એમ થયેલું છે કે કોઇએ રૂનું પોતું ધાસલેટ-માં બોળીને સળગાવીને થાંભલામાં નાખેલું તેથી તમારૂં પાકીટ બળી ગયેલું એટલે હવે આ કાગળ ઑફીસમાં વાંચેલો અને નીચે લી. સુન્દર-લાલ" એમ લખેલું એટલે એ હું અહિં લઇ આવ્યો." ટપાલવાળો કૈંક ગભરાતો ગભરાતો બોલ્યો. એના મનમાં એમ કે સુન્દરલાલનો મિજાસ ખસી જશે.

પણ જ્યારે તેને બદલે સુન્દરલાલે હસતાં હસતાં તેના હાથમાં પાવલી મુકી ત્યારે તે બિચારો ઠંડોજ થઇ ગયો, અને મનુષ્યસ્વભાવની વિચિત્રતા વિશે ખ્યાલ કરતો પોતાને રસ્તે પડ્યો.

· · સાંજે ચાકરડીનો છોકરો સ્કુલથી પાછો આવ્યો ત્યારે તેને પૂછવાથી જણાયું કે જે થાંભલાની તપાસ સુંદરલાલે કરી હતી તે થાંભલામાં નહિં પણ ગલીને બીજે નાકે બીજા થાંભલામાંજ તેણે કાગળ નાખ્યો હતો. આથી ખુશ થઇને સુન્દરલાલે તેને આઠ આનાનું દારૂખાનું ભેટ આપ્યું.

એ દિવસ પછી કાકાનો કાગળ આવ્યો તેમાં લખ્યું હતું કે પોતાની તબિયત સારી નહિ હોવાથી પોતે એકદમ સુરત જવાના હતા તેથી સુન્દરલાલે દિવાળી ઉપર મલાડ જવાની તસ્દી લેવી નહિં. પણ એ નિરાશાનો કંઇક બદલો વાળવાની ઇચ્છાથી સ્નેહાળ કાકાએ કાગળ સાથે રૂા. ૧૦૦) મનીઓર્ડરથી સુન્દરલાલ ઉપર મોકલ્યા હતા! આથી બમણા હર્ષથી સુન્દરલાલ રમણલાલને ત્યાં દિવાળી ઉજવવા ઉપડી ગયો અને નાના બાળકની પેઠે ત્યાં તોફાન કરીને ખુબ આનન્દ કર્યો.

" મલાડમાં ટપાલવાળા ઉપર જબુન હુમલો ! તેથી થયેલો મલાડમાં ગભરાટ અકળાટ ! " એ મથાળાંથી દરેક ન્યુસપેપરમાં ચર્ચા ચાલી રહી પણ ગુનેહગાર પકડાયો નહિ અને રૂપીઓ એક પેલા ટપાલવાળાને મળેલો હોવાથી ઝાઝી ગડબડ થયા વિના એ ચર્ચા સુઇ ગઇ.



# ચર્ચગેટથી ગ્રાન્ટરોડ.

ચર્ચગેટથી ગ્રાન્ટરોડ જતી એક ટ્રેન એક દિવસ આશરે અડધો પોણો કલાક શાથી મોડી થઇ તે ઘણા લોક જાણતાં નથી. હું જાણું છું તેથી જણાવું છું.

ચર્ચગેટથી એક દિવસે રાતના સાડા અગીઆરે હું ટ્રેનમાં બેઠો. ફર્સ્ટકલાસના કમ્પાર્ટમેન્ટમાં આમ તેમ નજર દોડાવતાં બે આરશી, ચારેક છબીઓ અને બે નોટીસો જણાઈ. મેં થોડી વાર આરશીમાં મારૂં મ્હોં જોયું–થોડી વાર છબીઓ જોઈ અને પછી નોટીસ વાંચવામાં મન પરોવ્યું. નોટીસમાં લખ્યું હતું કે "ચાલતી ટ્રેન ઉભી રાખવી હોય તો આ સાંકળ ખેંચવી. દુરૂપયોગ કરવા માટે દંડ રૂ. ૫૦)."

આ નોટીસ વાંચીને મને એમાં સત્ય કેટલું છે તે જાણવાનું મન થયું. ટ્રેનને ત્રણસો વાર જવા દીધા પછી મેં સાંકળ ખેંચી. ખરેખર! સાંકળના યંત્રની ગોઠવણ ગમે તેવી હોય પણ તે વખતે તો તેણે બરાબર બજાવી. ગાડી ધડ્ડડ્ડ કરતી ઉભી રહી. ગાર્ડ-સાહેબ ફાનસ હલાવતા, દાંત પીસતા, ખૂન કોણે કર્યું, એ પ્રશ્ન પુછતા હોય તેવી ઉશ્કેરાયલી સ્થિતિમાં મારા ડબ્બા સૂધી આવી પહોંચ્યા.

"સાહેબજી! મી. ગાર્ડ," મેં કહ્યું.

"તમે સાંકળ ખેંચી, સાહેબ ?" ગાર્ડે દમમાં જ પુછ્યું.

"હાજી," મેં કહ્યું.

"કેમ ? કૈં માંદગીનું કારણ છે ?" ગાર્ડે પુછ્યું.

"નહિજી, રાત મઝેની 'ફાઇન' છે ! અરે, આકાશમાં તારા ઝગમગી રહ્યા છે તેમાં માંદગી કેવી ?" હું બોલ્યો.

ગાર્ડ આટલી વારમાં કમ્પાર્ટમેન્ટમાં ચડી આવ્યો હતો. "હં, કાંઈ ચસકી બસકી ગયું છે કે ?!" ગાર્ડે પુછ્યું.

"અરે ! વાહ !" હું બોલ્યો. "હમણાં જો મેં એમ કહ્યું હોય કે અંધારી ઘોર રાત છે અને વરસાદ ધો ધો પડે છે અને ડબ્બામાં ખૂન થયું છે તો હજી તમે એમ ધારતા હો તો–"

"ખૂન થયું હોય કે નહિં થયું હોય પણ એટલું તો યાદ રાખજો કે ધાંધલ જબરૂં થવાનું છે." ગાર્ડ તપતાં તપતાં બોલ્યોઃ– સાંકળ કેમ ખેંચી હતી ?"

"જુઓની થયું એમ કે," હું ગાર્ડને સમજાવતાં બોલ્યો, "મેં નોટીસ વાંચી તે ઉપરથી મને લાગ્યું કે, હું પચાસ રૂપીઆ ખર્ચી શકું એવી સ્થિતિમાં છું, તો શા માટે મજા નહિં લેવી ? મારા જેવા પૈસાદાર લોક એમ વાપરે નહિં તો પછી તમારી સાંકળ વાપરે કોણ ? અલબત્ત, પચાસ રૂપીઆ જરા વધુ પડતા કહેવાય પણ તે કિંમત રાખનારનું કામ છે; આપણે શું ? મી. ગાર્ડ ! તમારે આવા ઘરાક મહિનામાં કેટલાક આવે છે ? બહુ કે થોડા ? અને મારે પૈસા તમને જ આપવાના છે કે સ્ટેશને ઉતરીને કે હેડ ઑફીસમાં ?"

"એ બધું તમે આન્ટરોડ ઉતરશો ત્યારે તરત જણાઇ આવશે– સમજ્યાને ? હમણાં તો તમે તમારૂં શરનામું આપો !"

"એમાં કોણ ના કહે છે !? લ્યો, શરનામું લ્યો. આપું ?" એમ બોલીને મેં શરનામું આપ્યું. તે લઈને ગાર્ડ બબડતો, ફફડતો

પોતાના ડબ્બા ભણી ચાલ્યો. દરેક બારીમાંથી પુછાતા પ્રશ્નોમાંથી કોઈને પણ તેણે ઉત્તર આપ્યો નહિં, એટલે સૌએ પોતપોતાની મેળેજ તેનો ખુલાસો પોતાની ધૂન પ્રમાણે ગોઠવી દીધો.

મેં ટ્રેનને પાછી થોડોક વખત ચાલવા દીધી અને વળી પાછી સાંકળ ખેંચી. વળી પાછી ટ્રેન તો ધડ્ડ્ડ્ડ્ કરતી ઊભી રહી! આ વખતે ગાર્ડ તો ખરેખર ઘણો જ ચ્હીડવાઈ ગયેલો લાગતો હતો. તે દોડતો દોડતો મારા જ ડબ્બા આગળ આવ્યો અને મોટે ધાંટેથી બોલ્યોઃ—

"રાવસાહેબ!" તે બહુ જ ગુસ્સાથી બોલ્યો, "તમારા જેવા દારૂડીઆઓને લઈ જવાને ટ્રેન કોઈ પણ રીતે બંધાયેલી નથી સમજ્યા? તમે શું ધારીને આ પ્રમાણે સાંકળ ખેંચવાનું લઈ બેઠા છો?"

"લુક હીઅર મી. ગાર્ડ!" હું કૈંક ભપકાથી બોલ્યો, "તમે જરા ફાસ્ટ જાઓ છો હં! મેં મારી આખી જીંદગીમાં દારૂ ચાખ્યો નથી તેમ છતાં તમે દારૂડીઓ કહીને અપમાન આપો છો—અને તે પણ ફર્સ્ટક્લાસ પેસેન્જરને—જેને તમે પોતે જ રાવસાહેબ કહીને માન આપો છો તેવા પેસેન્જરને?"

"બસ થયું, હવે વધારે વાત નહિં જોઇએ." ગાર્ડ બોલ્યોઃ— "તમે સાંકળ કેમ ખેંચી?"

"રાતે આકાશમાં તારા ચમકી રહ્યા હોય, સમુદ્રના શાન્ત ચન્દ્રપ્રકાશમાં રમતાં હૃદયને ગૂઢ સન્દેશો કહેતા હોય, ચારચાર માળનાં મકાનોની અગણિત બારીઓમાંથી પડતું લાઇટ અન્દર રહેનાર મનુષ્યોના જીવન સંબંધી અનેક તર્કો ઉભા કરતું હોય તે વખતે આપણને એકાન્ત ન લાગે? તમારા જેવા ગૃહસ્થનાં હૈયાંની સાથે પરિચય પાડવા અમારાં હૈયાં ન તલસે? પણ જવાદ્યો એ વાત—મારી ઘડિયાળમાં કૈંઈ મને સમજણ પડતી નથી, પાંચ મીનીટ ફાસ્ટ છે કે સ્લો છે? જુઓને, હમણાં તમારી ઘડિયાળમાં કેટલા વાગ્યા છે? એટલે તે પ્રમાણે હું મારી ઘડિયાળને મૂકું. ઘડિયાળ હમણાંજ લીધેલી છે તેમ છતાં આમ કેમ થાય છે તે કૈંઈ સમજાતું નથી!"

"હમણાં સુધીમાં આશરે રૂ. ૧૦૦) તમારા નામના થઇ ચુક્યા છે. તમારી બેવકુફાઇને લીધે તમારે એટલા ઓકવા જ પડશે. પણ મહેરબાની કરીને હવે ફરીથી સાંકળ ખેંચતા નહીં. ખેંચશો તો ટ્રેન ઉભી નથી રહેવાની."

"નહિં મી. ગાર્ડ ! એમ નહિં બને !" મેં જવાબ આપ્યો, "જો હું સાંકળ ખેંચું અને ટ્રેન નહિં ઉભી રહે તો હું રેલ્વે કંપની ઉપર ફરીયાદ માંડીશ; આ નોટીસ ઉપર લખ્યું છે શા માટે ? અને જો ફરીયાદ માંડું તો પરિણામે, લોકો કહે છે તેમ તમને અને એંજીન ડ્રાઇવરને પેંડો જરૂર મળવાનો અને તે પણ પાણીવાળાં વસઇનાં નાળીએર સાથે ! મારે દોઢસો રૂપિઆ ખર્ચીને એટલી મઝા જોઇતી હશે તો સાંકળ ખેંચીશ જ; પણ હવે તમે જરા ઉતાવળ કરો અને ડ્રાઇવિરને પણ કહીદો કે એના બળદીયાને જરા જલ્દીથી હાંકી મુકે."

એટલામાં ગાર્ડના મગજમાં એક અમૂલ્ય વિચાર સ્ફુરી આવ્યો.

"મીસ્ટર !" તે બોલ્યો." તમે જરા તમારી ટીકીટ બતાવો જોઉં !"

"હાજી લ્યોને !" આટલું બોલીને મેં ચકચકતી રાતા રંગની થર્ડકલાસની ટીકીટ બતાવી !

"હં, હું એ જ ધારતો હતો, " તે બોલ્યો.

"પણ વધારે જે પૈસા થશે તે હું આપી દઇશ," હું બોલ્યો.

"તે નહિં બને; થર્ડકલાસમાં જગ્યા ઘણી ખાલી છે. નાહક હરામખોરી નહિં કરો."

"ચાલો તમારે વધુ પૈસા નથી લેવા, એ પણ ઠીક છે; કારણ કે તમે માગત તો પણ હું આપત નહિં !" મેં કહ્યું.

"હવે બધી ગરબડ મુકીને અહિંથી ઉતરી પડવું છે ?" ગાર્ડ બોલ્યો.

"એટલે મારે ક્યાં જવું ?" મેં પુછ્યું.

"ક્યાં ? થર્ડક્લાસમાં-જ્યાં તમારા જેવા શોભે ત્યાં !"

"નહિ જી; તેમ બને તેમ નથી, સૉરી !" મેં ઠંડે પેટે ઉત્તર વાળ્યો.

"તે બીજે સ્ટેશને બરાબર જણાશે." ગાર્ડ બોલ્યો.

"જુઓ, મી. ગાર્ડ !" ગાર્ડ પાછો જતો હતો એટલામાં હું બોલી ઉઠયો, "હું જુગારી નથી તેમ છતાં અત્યારે તમારી સાથે શરત મારવા તૈયાર છું. મને બીજે સ્ટેશને તમે આ ડબ્બામાંથી બહાર કહાડો તો મારે તમને પંદર રૂપિયા આપવા-કેમ કબૂલ છે ?"

"ચકરમ સાથે શરત મારવાથી શું ફળ ?"

"ઠીક ત્યારે, વેકો, ગુડનાઇટ !" હું બોલ્યો, "પેલા ડ્રાઈવરને જરા કહેજો કે ગાલ્લી જલ્દી હાંકે."

જ્યારે ટ્રેન મરીનલાઈન્સ ઉભી રહી ત્યારે હોહા હોહા થઈ રહ્યા પછી સ્ટેશન માસ્તર, ડેપ્યુટી સ્ટેશન માસ્તર, ટીકીટ કલેકટર, પોર્ટરો, બે ત્રણ સિપાઇઓ, આસપાસના બીજા પેસેન્જરો વગેરે મારા ડબ્બા આગળ આવી પહોંચ્યા. સ્ટેશન માસ્તરે ટીકીટ માંગી એટલે મેં ધોળા રંગની ફર્સ્ટક્લાસની ટીકીટ કહાડીને બતાવી !

સ્ટેશન માસ્તરે કૈંક ગભરાટથી, કૈંઇક ગુસ્સાથી, કૈંઇક અજાયબીથી ગાર્ડની સામા જોયું.

"પણ રસ્તામાં મેં બરાબર થર્ડ ક્લાસની ટીકીટ જોયેલી," કૈંક ચાટ પડી ગયો હોય તેવું મ્હોં કરીને ગાર્ડ બોલ્યો.

"હા, એમ પણ હોય," મેં કહ્યું "કારણ કે મેં ભુલમાં બે ટીકીટ ચર્ચગેટથી લીધેલી-એક ફર્સ્ટ ક્લાસની અને એક થર્ડ ક્લાસની. મને તમારા રેલ્વેવાળાઓની આ સમજણ નથી પડતી-તમે લોકો ટીકીટો વેચવા માટે રાખો છો અને મારા જેવા વધારે લે ત્યારે તમે ચ્હીડવાઓ છો ! આ સાંકળના પાંચ મીનીટના ઉપયોગને માટે રૂપિઆ પચાસ જેવી મોટી કિંમત રાખી છે તેમ છતાં અમારા

જેવા ગ્રાહક આવે છે ત્યારે તમે લોકો બૂમાબૂમ કરો છો !—અને સામું અપમાન આપો છો ! હું હજી બીજા પચાસ ખર્ચવાનો વિચાર કરતો હતો પણ જાઓ, હવે હું ખર્ચવાનોજ નથી. તમારા જેવા નગુણાઓને ખટાવવાથી શો ફાયદો ?"

બધા માણસોએ થોડોક વખત અંદર અંદર ગુસપુસ ગુસપુસ કર્યા પછી મારા ડબ્બાનું બારણું જોસથી બંધ કરીને વીખરાવા માંડયું. ગાર્ડે સીસોટી મારી અને ટ્રેન પાછી ચાલવા માંડી.

ગ્રાન્ટરોડ ઉપર સ્ટેશન માસ્તરની સાથે મારે અડધોએક કલાક વાતચીત થઇ અને મેં સો રૂપિઆની નોટ કહાડીને આપી.

પાછળથી ચર્ચગેટથી ગ્રાન્ટરોડ સુધીની થર્ડ કલાસની ટીકીટના પૈસા મેં માગ્યા પણ એથી સ્ટેશન માસ્તરનું ભેજું ચસકવા માંડતું હતું એટલે મેં તે વખતે માંડી વાળ્યું અને બારોબાર હેડ ઑફીસમાં લખ્યું. ત્યાંથી આખા કેસને માટેનો એક સખત ઠપકાનો કાગળ મને મળ્યો. ટીકીટને માટે લગભગ મહિના સુધી પત્રવ્યવહાર ચાલ્યો અને આખરે મને પૈસા પાછા મળ્યા !

---

# ટ્રેનમાં.

મુંબાઈથી સુરત જતી ટ્રેનમાં હું બેઠો હતો. ગતિને લઈને આપણી જીભની નસોમાં પણ ગતિ આવતી હશે એમ હું માનું છું; કારણ કે ટ્રેનમાં સાધારણ રીતે મુંગા રહેતા માણસો પણ ઉત્સાહથી વાતો કર્યે જાય છે. અમે પણ રસભર વાતો કરતા જતા હતા. એટલામાં એક બહુજ અપ-ટુ-ડેટ પોષાકમાં સજ્જ થએલ ગૃહસ્થ પોતાના 'પેંસને' સેંટથી મઘમઘતા રુમાલથી લુછતા બોલ્યા: "તમારો ગાંધી ગમે તેમ કહે પણ મને એની શાંતિમય અસહકારની ચળવળ તદ્દન બાયલી લાગે છે. આપણે નામર્દ તો છીએજ અને એમાં આ ચળવળે આપણને વધુ બાયલા બનાવ્યા."

"પણ ત્યારે તમે શું પસંદ કરો છો?" મેં વિનયથી પુછ્યું; "હું શું પસંદ કરું છું?" પેલા ગૃહસ્થે કહ્યું; "તલવારથી લડવાનું, બંદુકથી ઝુઝવાનું, તોપોથી ધુમવાનું. આ તો ઘરમાં બેસીને ડોશીઓની માફક રેંટીઓ કાંતો! અને પાછું પરદેશીઓ પ્રત્યે પણ ધિક્કાર નહીં બતાવવો! એમને પણ ચાહવા! આ બધું કેવા મગજમાંથી નીકળ્યું હશે એની મને સમજણ પડતી નથી. હું તો એમજ કહું છું કે દરેકે દરેક અંગ્રેજને તમે ધિક્કારો."

"પણ મહેરબાન," એક જાડા, વૃદ્ધ શેઠીઆ બેઠા હતા તે બોલી ઉઠ્યા; "એક તો એ કે આપણી પાસે તરવાર કે બંદુક છેજ ક્યાં? ત્યાં તોપની તો વાતજ શી કરવી! અને વળી એવા બળવાથી આપણને દુ:ખ કેવું પડે તેનો તમે કૈં વિચાર કર્યો?"




ટ્રેનમાં—હા! હા! હા! હા! હા! અપ-ટુ-ડેટ ગૃહસ્થ હસી પડયા.

"હા હા હા હા!" અપ-ટુ-ડેટ ગૃહસ્થ હસી પડયા; "તે બધાંને માટે તમારી તૈઆરી હોવી જોઈએ. તમારાં ઘરબાર ઉખડી જાય, તમારા અને તમારા કુટુંબના જાનમાલની પાયમાલી થઈ જાય તોપણ શું! આયરલેંડ, રશીઆ વગેરેના દાખલા લો."

ફાટી તુટી ખાદી અને કૈંક મીલનું કાપડ પહેરીને બેઠેલ, એક દીન અવસ્થામાં જણાતો પુરુષ સહેજ નમ્રતાથી બોલ્યોઃ "પણ જ્યાં સુધી આવો બળવો શકય નથી ત્યાં સુધી તો ગાંધીજીની ચળ-વળ ચાલવા દો તો શું ખોટું?"

"પણ શા માટે શકય નથી?" પેલો ગૃહસ્થ છાતી ફુલાવીને બોલ્યો; "શકય અને અશકય શબ્દોજ નકામા છે. આજે ને આજે કેમ આપણે લડાઇને મોખરે નહીં થઇ શકીએ? એમ કહોને કે તમે ત્યાગને માટે, તમારો જીવ અર્પવા તૈઆરજ નથી. તમારે તો સભા-ઓમાં બેસીને 'વંદેમાતરમ,' 'મહાત્મા ગાંધીજીકી જય' વગેરે હાકલો ગજાવવી છે. અંહં!" આટલું કરીને તે ગૃહસ્થ ટાઇમ્સ ઉઘાડીને વાંચવા બેઠા.

થોડીવાર કૈંક શાંતિ રહી. પછી પેલા જાડા, વૃદ્ધ શેઠીઆ બોલ્યાઃ-"ભાઇ, હમણાં એ તોપોના ધડાકા કે ખાદીના લુગડાં એ બધાંથી કૈં વળવાનું નથી. જ્યાંસુધી આપણા સંસારમાં સુધારો દાખલ થયો નથી ત્યાંસુધી બધાં ફાંફાં છે. અસલના વખતમાં રામચંદ્રજીએ જેમ એક પત્નીવ્રત રાખ્યું હતું તેવું વ્રત હમણાં કેટલા રાખે છે? બસ, બધા ઠરાવ કરી દો કે એક બૈરી મરી જાય તો પછી બીજી પરણવીજ નહીં. એટલે વિધવા વિવાહનો સવાલ એની મેળે નીકળી જશે. અને છતાં એમ જો ધારો કે મરદો બીજી બૈરી પરણે એવી છુટ આપણે આપીએ તો પછી બૈરાંઓને પણ તે છુટ આપવીજ જોઇએ. કન્યાઓ વીસ બાવીસ વરસની થાય ત્યાં સુધી તેને પરણા-વવીજ નહીં; અને જે પણ કોઈ પરણે કે પરણાવે તેમને પકડી

પકડીને ન્યાત બહાર મુકી દેવા જોઈએ; કે જુઓ પછી સુધારો કેવો જોસમાં દાખલ થાય છે કે નહીં! પણ આ તો કામ કરનારાઓમાંજ હીંમત નહીં અને દાખલો બેસાડવાની તાકાત નહીં એટલે શું થાય!"

"સાહેબ! એ પણ ધીમે ધીમે થશે" પેલા ખાદીધારીએ દીન વદને કહ્યું; "કૈં ઉતાવળે આંબા પાકે?"

"જાઓરે મારા મહેરબાન 'થઈ રહેશે—થઇ રહેશે' એમ કરતાં કરતાંજ આપણું રાજ્ય ગયું." વૃદ્ધ શેઠીઆએ પેટ ઉપર હાથ પસવારતાં કહ્યું "જે કરવું તે આજ ને આજજ કરવું. તમારા જેવા જુવાનીઆઓ સોગન લે કે બસ, પરણવું તો વિધવાઓને પરણવું, નહીં તો પછી વીસ વરસની કન્યાનેજ પરણવું. વડીલો બડીલોને ખુણામાં બેસાડી દો અને રણના મેદાનમાં ધુમો. સુધારો કરીએ તો ઠીક, સુધારો કરીએ તો ઠીક, એમ ઘરને ખુણે બેસીને બોલ્યા કરીએ કે સંસારસુધારા પરિષદો ભરીને ત્યાં ભાષણો કર્યા કરીએ તેમાં કશો શુક્રવાર નહીં વળે. સમજ્યા! આટઆટલાં વરસ થયાં પણ હજી કન્યાવિક્રય તો ચાલેજ છે. બાળલગ્નની બદી પણ એટલાજ પ્રમાણમાં છે. બાળવિધવાઓ એમની એમ નર્કયાતના સહન કર્યે જાય છે.અરે! એ તો શું પણ આ અંત્યજોનોજ દાખલો જુઓને! મહાત્માજી કહી કહીને થાકી ગયા પણ એટલોએ સુધારો તમે કોઇ કરી શકતા નથી. પછી સ્વરાજ તે ક્યાંથી મળે? અને કોણ આપે?"

"હા, મુરબ્બી, હા, આપ કહો છો તે પણ કૈં સાવ નાખી દીધા જેવું નથી." દીલગીર થઇને, નિશ્વાસ મુકીને ખાદીધારી બોલ્યો.

"અંત્યજોની આભડછેટ કાઢી નાખીને આપણા ધર્મનું સત્યાનાશ વાળવા તમે તૈઆર થઇ જાઓ છો પણ તમે એમ માનો છો કે એથી તમને સ્વરાજ મળી જવાનું છે?" એક ગૃહસ્થ અત્યાર સુધી શાંત બેસી રહ્યા હતા તે બોલી ઉઠયા. તેમણે ઝીણું ધોતીઉં,

પાતળો રેશમી ડગલો અને માથે ઇસ્કી, લાલચટક પાઘડી પહેરી હતી. કપાળે નાનું છેલાણી તિલક શોભી રહ્યું હતું. મોંમાં સેનસેન, જાવંત્રી વગેરેથી ભરપુર પાનનો ડુચો હતો. કાનમાં વાળાનાં અત્તરનું પુમડું અને માથાંમાં કેશરંજન તેલ બહેકી રહ્યાં હતાં. તેમના બોલવા ચાલવામાં પણ અમુક જાતની છટા હતી. “ જ્યાં સુધી તમે ધર્મને સજીવન કરી તમારા જીવનમાં પુનઃ સ્થાપશો નહીં, જ્યાં સુધી તમે તમારાં હૃદયમાં પવિત્રતાની મૂર્ત્તિને જડી નહીં રાખો ત્યાં સુધી તમે પ્રજા તરીકે કદી આગળ વધવાના નથી. તમારામાંથી કેટલાએ ભગવદ્ગીતાનું અધ્યયન કરેલું છે ? રામાયણુ અને મહાભારતના ગ્રંથો કેટલાએ વાંચ્યા છે ? ”

“ પણ ધર્મને અને રાજ્યસત્તાને શો સંબંધ ? ફ્રાંસની પ્રજા આટલાં શૌર્યથી છેલ્લા મહાયુદ્ધમાં લઢી તે ઉપરથી તમે એમ કહી શકો છો કે એ પ્રજા બહુ ધર્મિષ્ઠ છે ? ” ખાદી ધારીએ ધીમેથી કહ્યું.

“ફ્રાંસનો દાખલો અહીં ચાલી શકેજ નહીં.” તિલકધારી પુરુષે કહ્યું. “ આપણે ત્યાં ધર્મ વિના આપણો ઉદ્ધાર નથી. તમારા ગાંધીજ શું કહે છે ? કે પવિત્ર જીવન વિના સ્વરાજપ્રાપ્તિ અશક્ય છે. અલબત્ત, જો કે અંત્યજોદ્ધાર વગેરે બાબતોમાં એમનું ધર્મનું અજ્ઞાન ખુલ્લું જણાઇ આવે છે.” આટલું બોલીને તિલકધારી હાકુસની કેરી મોળવામાં પડયા.

ખાદીધારી પુરુષ ‘નવજીવન’ની ફાઇલમાં ગુંથાઇ ગયો. હું ઉંઘનાં ઝોકાં ખાવા લાગ્યો. વચમાં વચમાં વળી વાતચીતો ચાલતી પણ મેં તેમાં ઝાઝો ભાગ લીધો નહીં. પેલો ખાદીધારી યુવાન બહુજ વિનયથી પેલા અપ–ટુ–ડેટ ગૃહસ્થ જોડે, પેલા જાડા વૃદ્ધ શેઠીઆ જોડે અને તિલકધારી જોડે કૈં ને કૈં અવારનવાર વાત કર્યા કરતો હતો. તે ઉપરથી મને એમ લાગ્યું કે એ ત્રણે વ્યક્તિઓને સારી રીતે ઓળખતો હશે. એથી જ્યારે એ ત્રણે વ્યક્તિઓ એક

પછી એક ટ્રેનમાંથી ઉતરી પડી ત્યારે મેં પેલા ખાદીધારીને પુછ્યું કે એ ત્રણે પુરુષો કોણ હતા?

"પેલા અપ–ટુ–ડેટ ગૃહસ્થ જે તોપની વાતો કરતા હતા તે કોણ હતા ?" મેં પુછ્યું.

"એ ભાઈ સેક્રેટેરીયટમાં બહુ મોટા ઓદ્ધા ઉપર છે અને દોઢેક હજારનો પગાર કમાય છે. બહુ વિદ્વાન માણસ છે."

મારા મનમાં વિચાર આવ્યો. "દોઢ હજારનો માસિક પગાર અને તે પણ નામદાર સરકારને ત્યાં નોકરીમાંથી ! અને મોંએ આવા તડાકા !" પણ હું કૈં બોલ્યો નહીં અને મેં પુછ્યું: "અને પેલા જાડા, વૃદ્ધ શેઠીઆ કોણ ?"

"એ અમારા ગામના નગરશેઠ જેવા છે, બહુ પૈસાદાર છે અને બહુ મોટા સુધારક છે" ખાદીધારીએ કહ્યું.

"હા, એતો એમની વાતચીત ઉપરથી જ જણાતું હતું. એમની સાથે પેલી નાની છોકરી હતી તે એમની જ છોકરી કે ?"

"નારે ના." પેલા ખાદીધારીએ જવાબ આપ્યો; "એ તો એમનાં ચોથીવારનાં પત્ની થાય. પણ–પણ એ બીચારાને એક બહુ મોટું દુ:ખ છે. ઘરમાં અગીઆર વરસની પુત્રી વિધવા થઈ છે. અરે! એ બાબતમાં તો એમને વચમાં કોરટે પણ જવું પડ્યું હતું. એક યુવાને એ વિધવા જોડે પરણવાની ઇચ્છા બતાવી તે ઉપરથી ઉશ્કેરાઇને એમણે એને બહુ માર માર્યો હતો."

"હં ! એમ ! એવા સુધારાવાળા !" મેં કહ્યું: "અને પેલા તિલકવાળા મહાત્મા કોણ હતા ?"

"એઓ પણ અમારા ગામના જ છે અને સારા પૈસાદાર છે. એમણે અમારા ગામમાં ધર્મનો પ્રચાર કરવાને માટે ઘણું કર્યું છે અને એ ત્રણ મંદિરો અને પાઠશાળાઓ પણ બંધાવ્યાં છે."

"એ પોતે તો ઘરના સુખી છેને ?" મેં પુછ્યું.

"નારે ભાઈ, એ બીચારા પણ દુઃખી છે." ખાદીધારીએ જવાબ દીધો; "એમના ઘરમાં એક દક્ષણી નોકરડી છે તેનું ચલણ જરા વિશેષ હોવાથી તે નોકરડી અને શેઠાણીને રોજની મારામારી છે, આખરે કંટાળીને હમણાં જ શેઠ એ નોકરડી અને તેનાં છોકરાંને લઇને નદીપાર જુદા મકાનમાં રહેવા ગયા છે; અને શેઠાણી અને તેમનાં છોકરાં ગામની હવેલીમાં રહે છે. ભાઈ, દુનીઆમાં સુખ શોધ્યુંએ ક્યાં જડે છે?"

"ત્યારે તમે શું કરો છો?" મેં પુછ્યું.

"ભાઇ! હું તે કોણ?" પેલા ખાદીધારીએ દીનતાથી કહ્યું; "પેલા ત્રણ તો મોટા પુરુષો, હું તો ગાંધીજીનો એક સામાન્ય સીપાઇ, પચાસેકની નોકરી હતી તે છોડીને હું અને મારી સ્ત્રી હમણાં તો ગામડાંઓમાં ફરીને અમારાથી બનતી સેવા લોકોની કરીએ છીએ. વળી વચમાં નાગપુરમાં વરસેક જેલ મળી હતી. તે પછી વળી એકાદ વખત છએક માસ જેલમાં ગાળવા પડયા હતા. પણ ભાઇ! મારા જેવા તે બીજું શું કરી શકે? મોટા માણસોના જેવી સેવા કૈં મારા જેવા અદના માણસથી થઇ શકે?"

આટલું બોલીને તે પાછો 'નવજીવન'ની ફાઇલ વાંચવામાં પડ્યો, હું પુનઃ ઝોકાં ખાવા મંડયો.

# બાપની બુદ્ધિ.

"તમે બધા ધારોછો એટલે એ સ્હેલું નથી." રાવણું ભરીને બેઠા હતા ત્યાં કીરપારામ ડોસા બોલ્યા. "એક કહેતી છે કે ડાહ્યું છોકરૂંજ પોતાના બાપને ઓળખે છે; પણ કેટલીક વાર એવુંય બને છે કે પોતાના છોકરાને, બાપ ડાહ્યો હોય તોજ ઓળખી શકે છે. છબીલદાસ અહિં હાજર હોતતો એ પોતે આ બાબતમાં સાક્ષી પુરત. એ બીચારાએ વર્ષોના વર્ષો ચિંતામાં ગાળ્યાં અને આખરે તો દુનિયાને બીજે છેડે પણ' હીરાભાઈ ઘોઘે જઇ આવ્યાં' ની માફક જવા તૈયાર થયો હતો, અને આ બધાનું કારણ માત્ર એટલુંજ કે તેને આ વિષયમાં મનમાં કંઈક શંકા ઉત્પન્ન થઇ હતી!"

"આશરે સોળ વર્ષ પહેલાં, એપ્રીલ માસમાં એક ગુરૂવારે આ ઘોંટાળો શરૂ થયો. એ વખતે એનો છોકરો માત્ર એકાદ માસનો હતો. એમના પાસેના ઘરમાં પેલો વજેરામ અને તેનું કુટુંબ રહેતાં હતાં, અને તે થોડાક વખત પછી આફ્રિકા ઉપડી જવાનાં હતાં. તે દિવસે છબીલદાસની સ્ત્રી માણેક અને વજેરામની વહુ મહાલક્ષ્મી બજારમાં ગયાં હતાં. આ બન્ને કુટુંબ વચ્ચે પ્રથમ તો કંઈ હેતભાવ વહી જતા નહતા પણ પછી બન્ને ઘરમાં માણેકને અને મહાલક્ષ્મીને એકે વખતે છોકરા આવ્યા. આથી એકદમ એકેકમાં વ્હાલના પુર છુટયાં અને એકેકને સામસામા સલાહ આપવામાં અને છોકરાના ગુણાનુવાદ ગાવામાં સ્ત્રીઓનો આખો વખત પસાર થઇ જતો. આવી સ્થિતિમાં આફ્રિકા જવાનું ઠર્યું એટલે લુગડાંલત્તાં ખરીદવા માટે

બન્ને સાથે નિકળી પડયાં હતાં. ઘેર છોકરા સંભાળવાનું કાર્ય છબીલદાસ ઉપર આવી પડયું અને મહાલક્ષ્મીએ પોતાના છોકરાને પણ ત્યાંજ મુક્યો.

"એક છોકરાને સંભાળશો તેવી રીતે બેને સંભાળશો,' માણેકે કહ્યું 'અને આપણે એકાદ કલાકમાં તો પાછાં આવીશું. પણ તમે મહેરબાની કરીને કોઇ છોકરાને અડકતા નહિં. અમે બન્નેને દુધ પીવડાવીને સુવાડી દીધેલા છે એટલે નીરાંતે ઉંઘ્યા કરશે.'

"આ પ્રમાણે ગોઠવણ થઇ, બન્ને છોકરાને પાસેપાસે સુવાડવામાં આવ્યા અને બન્ને સહીયરો બજારમાં ઉપડી ગઇ.

"હવે બન્યું એવું કે તે દિવસે સવારથી જ 'કયું છોકરૂં વજનમાં વધારે છે' એ વિષય ઉપર સખ્ત ચર્ચા ચાલતી હતી અને છબીલદાસ પોતાના છોકરાનું વજન વધારે છે એમ ભાર મુકી મુકીને જણાવતા હતા. બન્ને સ્ત્રીઓ ગઇ તે પછી છબીલદાસને આ વિચાર આવ્યો અને એમાં સાચું શું છે તે શોધી કહાડવાની ઇચ્છા થઇ. માણેકની ખાસ આજ્ઞા હતી કે છોકરાને અડકવા નહિં—અને માણેકની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાથી પરિણામ કેવું આવે છે એની છબીલદાસને સંપૂર્ણ માહીતિ હતી—છતાં પણ આ ઇચ્છાને દબાવી શકયો નહિં અને એ પ્રયોગ કરવાનો નિશ્ચય કર્યો. બન્ને છોકરાને વારા ફરતી તેણે ઉચકી જોયા અને તે ઉપરથી એ એવા નિર્ણય ઉપર આવી શકયો કે પોતાનો છોકરો કૈં નહિ તો, વજનમાં એક શેર વધારે હતો ! આ નિર્ણયથી આનંદમાં આવી જઇને તેણે બેમાંથી કોણ લાંબું છે તે જોવાનો અખતરો કરી જોયો. ટેબલ ઉપર એક ધાબળી પાથરીને તેણે બન્ને છોકરાને સુવાડયા અને પછી માપી જોવા માંડયા. આ અખતરો એટલી સહેલાઇથી થઇ શકયો નહિં કારણકે એક છોકરાને પકડીને તેના પગ લાંબા કરે ત્યાં બીજો છોકરો પગનું કુંટીયું વાળી દે અને તેના પગ સીધા કરવાનો યત્ન કરે ત્યાં પહેલો

છોકરો ટુંટીયું વાળી દે. આથી ઘડીકમાં તેને લાગતું કે પાડોશીનો છોકરો બે ઇંચ લાંબો છે અને ઘડીકમાં જણાતું કે પોતાનો છોકરો એક ઇંચ તો લાંબો હશે જ. આમ કરતાં આખરે તેણે નિશ્ચય કર્યો કે બન્ને છોકરાં લંબાઇમાં સરખાં જ છે પણ એટલામાં વખત ઘણો થઇ ગયો અને પોતાની પત્નીને આવવાનો વખત થઇ ગયો હતો એટલે તેણે ઉતાવળમાં બન્ને છોકરાને ઠેકાણાસર ગોઠવી દીધા. આજ વખતે તેને એક વિચાર આવ્યો અને એ વિચારથી જ તે આભો બની ગયો. કયો છોકરો કોનો છે તે જ પોતે ભુલી ગયો હતો.!

"અને ખરેખર તે ભુલી ગયો હતો. વજન માપવામાં અને લંબાઇ માપવામાં, ટેબલ ઉપર સુવાડવામાં અને ઉચકવામાં તેણે છોકરાઓને તદ્દન ભેળવી દીધા હતા. ગમે તેમ તેણે જોવા માંડયું પણ બન્ને સરખા જ ! ગોળ દડા જેવાં મોં, જાડા જાડા હાથ અને ટુંટીયા વાળી દીધેલા પગ! બન્નેમાંથી કોઇને અડકવા જાય એટલે રડવા જેવો ચહેરો કરવાનું પણ બન્ને એક સરખું જ કરતા હતા. પ્રથમ છબીલદાસ એમ મગરૂબીથી કહેતો, કે મહાલક્ષ્મીના છોકરા કરતાં પોતાના છોકરાને બમણા લાંબા વાળ છે પણ હવે જ્યારે તેણે જોવા માંડયું ત્યારે જણાયું કે બન્ને વાળ વચ્ચે અર્ધા ઇંચનો પણ તફાવત નથી. વજનનું પણ તેમ જ થયું. જ્યારે તે જાણતો હતો કે ફલાણો છોકરો પોતાનો છે ત્યારે તેને તે છોકરો એક શેર વધારે લાગતો હતો પણ હવે તેને એમાં એક ઔંસનો પણ ફેર નહિં જણાયો અને અધુરામાં પુરૂં આ પ્રમાણે ચોળાચોળ થવાથી બન્ને છોકરા નિદ્રાને ત્યાગીને, આ પ્રમાણેની વર્તણુંકની સામા પોતાનો વાંધો દર્શાવવા મેદાને પડયા, અને જાણે કેમ છબીલદાસ બન્નેનું ખૂન કરતો હોય તેમ બને તેટલા જોરથી રડવા મંડયા !

"અને જ્યારે તે આ પ્રમાણે ઘોંટાળાના ચક્કરમાં પૂરેપૂરો સપડાઇ ગયો હતો ત્યારે તેણે કોઇનાં પગલાં સાંભળ્યાં. માણેક આવી એમ ધારીને કયાં સંતાઉં ને શું કરૂં એ વિચારથી ભયગ્રસ્ત થઇને

તે ગભરાતો હતો એટલામાં માણેકને બદલે મી. રામચન્દ્ર ઘરમાં દાખલ થયા.

"આહા હા!' મી. રામચન્દ્ર હસતા હસતા બોલ્યાઃ 'મધુર સંગીત ચલાવવા માડયું છે કે શું! એ તો ભાઇ એમ જ હોય. કુંવારા કોડે મરે અને પરણેલા પીડાએ મરે! અને વળી ઓહો! તમારે તો બે નાનાં નાનાં પોરિયાં છે ને શું! એમાં જ તમે લેલે મજનૂન જેવા થઇ ગયા દેખાઓ છો!'

"પણ છબીલદાસે જ્યારે પોતાના દુઃખની બરાબર સમજણ રામચન્દ્રને પાડી ત્યારે રામચન્દ્રને એમાં કૈં મુશ્કેલી જેવું લાગ્યું જ નહિ.

"અંહં, એમાં ગભરાવા જેવું કશું છે જ નહિ. જેમ બાળકો હતાં તેમ, પાછાં સુવાડી દો; એમની માઓ ઝપાટામાં પોતપોતાનાં છોકરાં ઓળખી કહાડશે.' રામચન્દ્રે ઝટવારમાં નિકાલ લાવી નાંખ્યો.

" અરે પણ ભાઇ , મારાથી આ વાત મારી સ્ત્રીને તો કહેવાય નહિ.' છબીલદાસ બીચારો ગભરાતો ગભરાતો બોલ્યો.' એણે મને સાફ ના કહી હતી કે મારે છોકરાને અડકવું નહિ.'

" પણ એને કહીને તમારે કામે શું છે?' રામચન્દ્ર બોલ્યો. 'જેમ છોકરાં હતાં તેમના તેમ સુવાડી દોને. તમારા એક શબ્દ વીના પણ કુદરત જ તેમને પોતપોતાનાં છોકરાં ઓળખાવી આપશે.'

"ના ના, એમ બને કેમ?' છબીલદાસ બોલી ઉઠયો 'બંનેના વાળ સરખા, મોં સરખાં, નાક સરખાં, આંખ, સરખી. પગ સરખા.–'

"અરે ભાઈ એમ નથી.' રામચન્દ્ર પોતાનું ડહાપણ દેખાડતાં બોલ્યો.' 'એ તો એમનામાં એવી કુદરતી શક્તિ જ હોય છે–એ પોતાના બચ્ચાંને ગમે ત્યાંથી ઓળખી શકે છે.'

"પછી બન્ને જણે મળીને છોકરાઓને જેમ હતા તેમ સુવાડી દીધા. થોડીવારમાં માણેક અને મહાલક્ષ્મી આવી પહોંચ્યાં. મોડું

થઇ ગયું હતું તેથી મહાલક્ષ્મીએ તરત એક છોકરૂં ઉપાડી લીધું અને પોતાને ત્યાં ચાલી ગઇ.

"આટલી સહેલાઇથી મહાલક્ષ્મી પોતાના છોકરાને ઓળખીને લઇને ચાલી ગઇ તે જોઇને છબીલદાસ તો છક જ થઇ ગયો અને રાતના વાળુ કરતી વખતે આનંદમાં આવી જઇને 'માની કુદરતી શક્તિ,' 'કુદરતની સ્ત્રીઓને અપાએલી બક્ષિસ' વગેરે વાકયો બોલતો ગયો. માણેક તો આ બધાં વાકયો સાંભળીને ગુંચવાડામાં જ પડી ગઈ અને એમાં તેને કશી સમજણ જ ના પડી. માત્ર એક વખત જરા છબીલદાસજી ગભરાઇ ગયા. માણેકે છોકરાને લેતી વખતે એની આંખ સામું જોઇને કહ્યું કે આમ છોકરાની આંખ કેમ સુઝી છે! કૈં રડયો છે કે શું?'

"જેમ તેમ હિમ્મત લાવીને છબીલદાસ બોલી ઉઠયો કે: 'અરે એ તો સ્હેજ એ રડેલો, પણ મેં જરા થાબડી કરી એટલે રહી ગયો.'

"આ ખુલાસાથી માણેક સંતોષ પામી અને છબીલદાસ સ્ત્રીઓ અને કુદરતને ધન્યવાદ આપતો સુઇ ગયો.

"પરંતુ આ સ્વસ્થતા ઝાઝો વખત ટકી નહિ. પોતાનો છોકરો આખી રાત ઉંઘી જ રહેતો એને બદલે આ છોકરાએ તો રડવાનું શરૂ કર્યું અને વચમાં વચમાં પાંચ પાંચ મીનીટની વિશ્રાંતિ લઇને તેણે આખી રાત તે ચાલુ રાખ્યું. સ્હવારે ચાર વાગ્યે જ્યારે છબીલદાસ છોકરાને હાથમાં ઉંચકીને ફરી ફરીને થાકી ગયો ત્યારે આખરે તેણે માણેકને કહ્યું. 'અલી! આ છોકરો બદલાઈ તો ગયો નહિં હોય? આપણો છોકરો આમ કોઈ દિવસ રડતો નહતો પણ આપણા પડોસીની પોતાના છોકરાને માટે આવી ફરિયાદ હતી ખરી.'

"માણેક આ સાંભળતાં જ પથારીમાં બેઠી થઇ ગઇ અને ગુસ્સાથી બોલી. 'મા પોતાના છોકરાને ઓળખી શકે નહિં એવો આરોપ મારા ઉપર મુકવામાં કૈં શરમ લાગે છે ખરી?...... આવા તે બાપ! એક મહિનામાં આજે સ્હેજ ઉજાગરો કરવો પડયો

તેથી એ છોકરો જ તમારો નથી એમ કહેતાં તમારી જીભ તુટી નથી જતી ? બીજા હોય તો ઉલટું આવું કામ કરવાથી તેમને આનંદ થાય તેને બદલે તમારો તો જીવ જાય છે......તમે તમારે નિરાંતે ઘોર્યા કરો અને એ છોકરાને મને આપી દ્યો.'

"આ પ્રમાણે કહીને માણેકે છોકરાને લઈ લીધો અને છબીલદાસને ઉંઘવાનું ફરમાવ્યું પણ એ બીચારાને બિલકુલ ઉંઘ આવી નહિં. આખી રાત એના એ જ વિચારોએ તેના મનમાં તોફાન જગાડયું. ઓફીસ ગયો ત્યાં પણ એના એ જ વિચાર.

"ઑફીસમાં આ શંકા દૃઢ થઇ. તેના પડોશીએ રાતની વાત કરતાં કહ્યું કે એમનો છોકરો એક મહિના પછી તે જ રાતે ઘસઘસાટ ઉંઘ્યો હતો.

"સાંજે છબીલદાસ ઓફીસથી ઘેર આવ્યો ત્યારે માણેક પેલા છોકરાને રમાડતી બેઠી હતી. કૈં બ્હાનું કહાડીને છબીલદાસે મહાલક્ષ્મીની મુલાકાત લીધી પણ તે પણ પોતાના (છબીલદાસના મત પ્રમાણે ધારી લીધેલા) છોકરાને લાડ લડાવતી હતી.

"છબીલદાસે આ વિશે કૈં સુચના કરવા માંડી એટલે મહાલક્ષ્મીનો મિજાસ ગયો અને કહેવા લાગી: 'શી વાત કરો છો ? હું મારા છોકરાને ઓળખી શકું નહિં ? એ તો ઠીક છે કે તમે છો, બાકી જો કોઇ બીજો આ પ્રમાણે વાત કરવા આવે તો હું એમ જ ધારૂં કે એણે દારૂ પીધો હશે. હા, બન્ને છોકરા સરખી ઉમ્મરના છે. સેજસેજ મળતાપણું લાગે—બાકી ક્યાં તમારો છોકરો અને ક્યાં મારો ! તમારા એના રૂપ જોતાં કૈં તમારો છોકરો છેક ખોટો નથી. પછી તો ભાઇ ઇશ્વર જેવા આપે તેવાને લઇને બેસવાનું; આપણો કૈં ઉપાય છે ? કેમ ખરૂંને, મારૂં કુકલું—બુકલું—મારૂં લાડકું છોકરૂં !'

'આટલું બોલીને મહાલક્ષ્મી તો પેલા છોકરાને ચુંબન ઉપર ચુંબન કરવા લાગી. છબીલદાસ તો એ છોકરાને પોતાનોજ ધારી

બેઠો હતો. એમના પોતાના છોકરાને મહાલક્ષ્મી આટલાં લાડ લડાવે એ જોવું પોતાનાથી ખમાતું જ નહતું. મી. રામચન્દ્રના મતની સત્યતા વિશે તેને શક ઉત્પન્ન થયો અને આખરે તે એવા નિશ્ચય ઉપર આવ્યો કે છોકરાઓને પાછા છાનામાના ફેરવી જ નાંખવા અને એ પ્રમાણે આ પોતે જ ઉભા કરેલા ઘોંટાળાનો અંત લાવવો.

"પણ આ નિશ્ચયને અમલમાં મુકવામાં તેને ઘણી યુક્તિપ્રયુક્તિઓ કરવી પડી. ગમે તેમ સમજાવી પટાવીને તેણે માણેકને બજારમાં મોકલાવી. પછી એક છોકરાને એક આનો આપવાનો કરીને મહાલક્ષ્મીને તેને પીયર બોલાવે છે એમ કહેવડાવ્યું. મહાલક્ષ્મી ગઈ એટલે બીજી મુશ્કેલી નડી. તે બારણાને તાળું મારીને જ ગઈ હતી. આથી મહામહેનતે બારીમાંથી ચડીને છબીલદાસ ઘરમાં દાખલ થયો અને ત્યાં જઇને ઝડપથી છોકરાઓને ફેરવી લીધા. બન્ને સ્ત્રીઓ પાછી પોતપોતાને ત્યાં આવી અને તેમ છતાં કૈં બોલી નહિ એટલે છબીલદાસને સંતોષ થયો અને પોતાની ભુલને લીધે કૈં વધુ ખરાબ પરિણામ નહિ આવ્યું તેથી બહુ આનંદ પામ્યો.

"પણ જ્યાં બે સ્ત્રીઓને એકદમ બહુ બ્હેનપણાં થઇ જાય અને એકેકને બ્હેન કરતાં પણ અધિક ગણવા માંડે ત્યાં સમજી લેવું કે એ દોસ્તી થોડા વખતની છે. અલ્પ સમયમાં બ્હેનપણાં તુટી જવાનાં જ અને એકેકને બોલવાનો વ્યવહાર પણ નહિ રહેવાનો. આમાં પણ એમ જ બન્યું. એક અઠવાડીયામાં બન્નેનાં બ્હેનપણાનો અંત આવ્યો અને પછી ચોવીસે કલાકનું દારૂણ યુદ્ધ મંડાયું. માણેકે મહાલક્ષ્મીના છોકરાના વાળ ઉપર વરસાદ વરસાવવા માંડયો. 'હાય હાય, આવા રાતા વાળ તો વાંદરાને માથે જોયા છે—કોઇ માણસને માથે જોયા નથી.'

"છબીલદાસે ધીમે રહીને જ્યારે કહ્યું કે એવા જ રાતા વાળ પોતાને પણ હતા ત્યારે તરત જ જવાબ મળ્યો કે 'હું તમારી વાત

કરતી નથી. મોટા માણુસને એવા વાળ હોય તો ચાલે પણ છોકરાંને! હું જો એની મા હોઉં તો તો શરમથી મરી જાઉં.'

"કોઈ દિવસ પેલા છોકરાના ફુલેલા ગાલ ઉપર જ આખ્યાન ચાલે. 'એ છોકરો તંદુરસ્ત! જાડો ડુક્કર જેવો જણાય છે; અને દુધ પીવડાવ્યાં જ કરે છે તે કોઈ દિવસ ફુલીને ફાટી જવાનો છે! હું જાણું છું એ કેવો થવાનો છે! પણ એવાં હલકટ આદમીઓને તે કેવાં છોકરાં થાય! આપણો છોકરો આટલા નાનપણથી જ કેવો નાજુક અને સુઘડ છે.'

"આ પ્રમાણે માણેકે છબીલદાસને જ કહેવાનું શરૂ કર્યું એટલુંજ નહિં પણ બહારના માણસો આગળ પણ એની એ જ વાત ચલાવ્યાં કરતી. 'બળ્યો એ ભૂત જેવો ને ભેંસ જેવો છોકરો—મારે જો એવો છોકરો હોય તો તો હું લજવાઇને મરી જાઉં અને કોઇને એ છોકરાને બતાવવાની મારી હિંમત ચાલે જ નહિ.'

"જ્યારે જ્યારે આ પ્રમાણે વાત થતી ત્યારે છબીલદાસ પોતાના મનમાં ખુશ થતો અને હરખાતો કે પોતે છોકરાઓને બદલાવી લીધા તેથી જ પોતાને નસીબે આ પાપ વળગ્યું નહિં.

"આ વાત વખત જતાં મહાલક્ષ્મી અને તેના ધણીને કાને આવી. મહાલક્ષ્મીએ પોતાના ધણીને આથી એટલો ચડાવ્યો કે તે છબીલદાસના હાડકાં રંગી નાખવા તૈયાર થયો. હવે ક્યાં છબીલદાસ—ખખડી ગયેલા, હાડકાંના માળા જેવા માણસ અને ક્યાં પેલો મહાલક્ષ્મીનો ધણી—પહેલવાન જેવો! છબીલદાસ તો આ ધમકીથી અધમુઓજ થઇ ગયો. પણ એના સુભાગ્યે આફ્રિકા જવાનો વખત આવી પહોંચ્યો અને પેલું આખું કુટુંબ ત્યાં ઉપડી ગયું.

"આ પછી વાત વિસારે પડી. છબીલદાસનો કાકુ પહેલાં તો માંદો માંદો ચાલ્યા કર્યો પણ માણેકની માવજતથી થોડા વખતમાં સારો થઇ ગયો અને ધીમે ધીમે ગોટીલા જેવો બની ગયો. છબીલ-

દાસને પણ પોતાના છોકરાને જોઇને પૂર્ણ સંતોષ થતો. થોડા વખત પછી એવું બન્યું કે કોઇ પડોશીએ આવીને વાત કરી કે પેલાં લોકો આફ્રિકા પહોંચી ગયાં છે અને મુસાફરીમાં એમનો છોકરો ઘણો જ માંદો થઇને રૂની પુણી જેવો થઇ ગયો. આથી માણેક એટલી ખુશ થઇ ગઇ કે છબીલદાસે હિમ્મત લાવીને પોતાની પત્નીને કહ્યું, 'ત્યારે તું–તને મહાલક્ષ્મીના જેવો છોકરો નથી તેથી રાજી થાય છે કે ?'

" 'રાજી ? મને એના જેવો છોકરો હોત તો હું શરમથી મરી જ જાત.'

" 'તને એવોજ છોકરો મળત પણ સહેજમાં બચી ગઇ.' છબીલદાસે કહ્યું.

" 'એટલે ?' માણેકે પુછ્યું.

" 'કેમ ! તે દિવસે તું અને મહાલક્ષ્મી બજારમાં ગયાં હતાં તે દિવસે છોકરા બદલાઇ જ ગયા હતા ને—' છબીલદાસે કહ્યું.

" 'હવે એ વાત જ જવાદો ને,' માણેક બોલી ઉઠી. 'અંધારૂં હતું અને મોડું થઇ ગયું હતું એટલે ઉતાવળમાં એ પ્રમાણે ભૂલ થઇ ગઈ. પણ બીજે દિવસે સવારે જ અમને અમારી ભુલ્ય જણાઇ હતી અને અમે બદલાવી લીધા હતા.'

" 'શું ?' છબીલદાસે એકદમ પુછ્યું. 'તમે છોકરા બદલાવ્યા હતા ?'

" 'વળી હાસ્તો ! અને એ બાબત તો અમે કેટલું હસ્યાં પણ હતાં.' માણેકે કહ્યું.

" 'પણ ક્યારે ? ક્યારે બદલાવ્યા હતા ?' છબીલદાસે ગભરાઇને પૂછયું.

" 'વળી બીજે દિવસે સવારમાં જ.'

" આથી છબીલદાસ તો સડક જ થઇ ગયો અને ઉંડી વિચારમાળામાં પડી ગયો. કેટલીવારે જ્યારે બોલ્યો ત્યારે તેનો પ્રશ્ન પણ

માણેકને તદ્દન વિચિત્ર જ લાગ્યો. છબીલદાસે પુછ્યું ' અહિંથી આફ્રિકા તો ઘણું દૂર, ખરૂંને ?'

" પછી માણેકના ઉત્તરની રાહ જોયા વિના એકદમ રામચંદ્રની સલાહ લેવા છબીલદાસ ઉપડી ગયો. છબીલદાસ એટલો ગભરાઈ ગયો હતો કે ઘણા વખત સુધી તો રામચંદ્રને એની વાતમાં સમજણ જ પડી નહિં; પછી જ્યારે છબીલદાસ કૈંક શાંત થયો ત્યારે થોડી થોડી સમજણ પડવા માંડી.

" ' રામચંદ્ર, એ તો થયું એમ કે,' છબીલદાસે ખુલાસો કર્યો, ' તે દિવસે રાતે મેં ગરબડમાં છોકરા બદલાવી નાંખ્યા. તમે કહેતા હતા કે મા પોતપોતાના છોકરાને ઓળખી કહાડશે પણ તમે ખોટા ઠર્યા અને તેમણે ખોટા જ છોકરા લીધા હતા એટલે તે રાતે અમને પેલો રડતો છોકરો આવ્યો હતો. બીજેજ દિવસે સવારે તેમણે પોતાની ભુલ્ય જોઈ અને પોતપોતાના છોકરાને લઇ લીધા હતા. પણ આ વાતની મને ખબર ન હતી, એટલે બીજે દિવસે સાંઝે પાછા મેં ડહાપણ કરીને છોકરા બદલાવી નાંખ્યા. પરિણામ એ થયું કે મારો લાડકો, વહાલો છોકરો પેલાં હરામખોરો પાસે છે અને એ લોકો દુનિયાને બીજે છેડે જઇને બેઠાં છે. હવે આ વાત મારે મારી પત્નીને કહેવી શી રીતે અને મારે કરવું શું ?'

" આથી રામચંદ્રે ઘણો વિચાર કરીને સલાહ આપી અને તેથી ઘોંટાળો ઘટવાને બદલે ઉલટો વધી ગયો.

" ' તમારે કહેવાની જરૂર જ શી છે ?' રામચંદ્રે સલાહ આપી. જે પ્રમાણે સ્થિતિ છે તે પ્રમાણે સારી છે. જો જે પ્રમાણે તમે કહો છો તે પ્રમાણે ખરૂં હોય તો પણ એમાં વાંધો શો છે ? તમારી સ્ત્રી આ છોકરાથી સંતોષ માને છે અને પેલાં લોકો આફ્રિકામાં પેલા છોકરાથી રાજી છે. ફક્ત તમે આ વાત જાણો છો અને તમારે એમાં એટલી બધી ચિંતા કરવાનું કૈં કારણ નથી. બન્ને સ્ત્રીને

એકેક છોકરૂં છે. પછી તમારે એમાં પંચાતી કરવાનું કારણ જ નથી; તમે તમારે મુંગા બેશી રહો. આટલી જ મારી સલાહ છે!'

"છબીલદાસને આથી સંતોષ વળ્યો જ નહિં. એણે કહ્યું કે રામચંદ્ર પોતે છોકરાં વિનાનો હોવાથી એને બાપને પોતાના છોકરા માટેની લાગણી કેવી હોય છે એ વિશેની ખબર જ નથી, અને બાપ તરીકે પોતાની ફરજ છે કે પોતે આફ્રિકા જવું અને પોતાના ખરા છોકરાને પાછો લઈ આવવો.

"'અરે કે ગાંડા થયા!' રામચંદ્રે કહ્યું. 'એક તો મુસાફરીનો ખર્ચ પણ નાનો સુનો થવાનો નથી અને તેમ છતાં પણ ધારો કે તમે ગયા તો ત્યાં જઈને તમે શું કહો? તમે એના છોકરાને લઈ લ્યો અને તેના બદલામાં આ છોકરાને મુકી આવો! તમે જાણો છો કે મહાલક્ષ્મીનો ધણી પહેલવાન જેવો છે; જો એક વખત એ એમ માને કે તમે એના છોકરાને એના પોતાના ઘરમાંથી એની રજા વિના ચોરી લઈ આવ્યા, તેનું નામ એને પુછ્યા વિના રાખ્યું અને એની મરજી વિરૂદ્ધ શિતળા પણ કડાવ્યા તો પછી તમારાં હાડકાંનો વિચાર કર્યો? એ બધું સહન કરી લ્યો પણ તેમાં તમને ફાયદો શો? તંદુરસ્ત છોકરાને મૂકી આવીને માંદાને લઇ આવવો! મુસાફરીમાં કદાચ ધપી પણ જાય એવી તો એની તબીઅત છે. પાછા ઘેર આવીને માણેક તમારી જે ખબર લે તે તો વાત જુદી. માટે એ ફાંફાં જવાદો અને મુંગા મુંગા બેશી રહો.'

"આ વાત છબીલદાસને ગળે ઉતરી અને ઠંડા પડયા.

"પણ એના મનમાંથી આ વાત ગઈ નહતી, અને બધા વિચાર કરતા હતા કે છબીલદાસને આ શું થઇ ગયું છે! બીચારી માણેક પણ એની એ જ ફરિયાદ કરતી હતી. અને છબીલદાસ પેલા બીચારા છોકરાને જે રીતે ગાળો દેતો તે ઉપરથી તો બધાં જ એને ધિક્કારતાં.

"'શું મારે કમાવું તે આ પારકાના છોકરાને માટે?' છબીલદાસ એમ થોડે થોડે દિવસે રામચંદ્ર આગળ ફરિયાદ કરતો. 'અને મારો છોકરો બીચારો આફ્રિકામાં રખડે?'

"વળી જ્યારે છોકરો છ વર્ષનો થયો ત્યારે એને કોઈ દુરના સગા તરફથી દસ હઝાર રૂપિયા મળ્યા એટલે છબીલદાસનો પાછો મિજાસ ગયો. 'હાય હાય! આટલો આટલો પૈસો આવ્યો જાય છે તે પારકો છોકરો વાપરશે! એનું નાક તો જુઓ. દહાડે દહાડે પેલાના જેવું જ થતું જાય છે. એનું મોં તો જુઓ–કેવો વિચિત્ર છોકરો છે!'

"વળી તેમાં માણેકને જણાયું કે છબીલદાસ છાનામાના પૈસા, રમકડાં વગેરે આફ્રિકા મહાલક્ષ્મીના છોકરાને મોકલાવે છે એટલે તો પછી ધિંગાણાનું પુછવું જ શું! ગરીબ છબીલદાસથી કૈં સંતોષકારક ખુલાસો આપી શકાયો નહિં એટલે ખાસડાં ખાતાં ખાતાં માથું તુટી ગયું અને એનું મગજ નબળું પડતું જાય છે એવો શક બધાંને ઉત્પન્ન થયો તે જુદો.

"એક દિવસ માણેક છબીલદાસના ટેબલના ખાના ખોળતી હતી તેમાંથી વિલ જડયું તો જણાયું કે પોતાની તમામ મિલ્કત એણે પેલી મહાલક્ષ્મીના છોકરાને આપવાનું જ લખી દીધું હતું. એ તો મશ્કરી હતી એમ છબીલદાસનું કહેવું કોણ માને? જેમ તેમ કરતાં એ તોફાન પત્યું એમાં વળી બીજું સળગ્યું.

"આફ્રિકાથી એવી ખબર આવી કે મહાલક્ષ્મીનો છોકરો ઘોડા ઉપરથી પડી ગયો છે અને હવે બચવો મુશ્કેલ છે. આ ખબર સાંભળીને છબીલદાસ ઘરમાંથી ગુમ થઈ ગયો અને પાછળ કાગળ મુકતો ગયો કે 'પંદર વર્ષની જુદાઈ સહન કર્યા પછી હવે સહન થતું નથી માટે હું મારા વહાલા છોકરાને મળવા આફ્રિકા જાઉં છું.'

"આ બનાવથી હું આ ઘોંટાળામાં દાખલ થયો. માણેકે મને તેડાવ્યો ને બધી વાત કહેવા માંડી. પ્રથમ તો મને અંદર કશી સમજણ પડી નહિં. માત્ર એટલું જણાયું કે છબીલદાસનું મગજ કોઈ

કારણથી ચસકી ગયું છે અને તે કૈં પણ પગલું ભરે તે પહેલાં તેને અટકાવવો જોઈએ. હું તરત જ સ્ટેશને ગયો અને સુભાગ્યે તેને વખતસર પકડયો.

"પ્રથમ તો એણે પાછા ફરવાની ના જ પાડી, પણ આખરે મેં બહુ સમજાવ્યો ત્યારે ઘેર આવીને તેણે બધો ખુલાસો કરવાનું કબુલ કર્યું. સાથે રામચંદ્રને પણ લીધા. ઘેર આવીને મેં જે અહિં કહ્યું છે તે પ્રમાણે તેણે બધું કહ્યું.

"આ ઉપરથી મેં કહ્યું, 'ભાઈ, આ બધા ફેરફારમાં અને છોકરાંઓની અદલાબદલીમાં મને બિલકુલ સમજણ પડતી નથી પણ એક વાત તો ચોક્કસ છે–તે એ કે તમારે આટલી બધી ચિંતા વ્હોરવા કરતાં તમારાં પત્નીને આ બધી વાત કહેવી જોઈતી હતી.'

"'હું પણ એમ જ ધારૂં છું,' માણેક બોલી ઉઠી. 'હું તરત જ બધો શક દુર કરી શકત. એક બે વખત છોકરાઓ બદલાઈ ગયેલા એ બાબત હું કબુલ કરૂં છું અને એમાં અમે હસેલાં પણ ખરાં; બાકી અંદર શક જેવું તો કશું હતું જ નહિ. એક હજાર છોકરાંમાંથી પણ હું મારા છોકરાને શોધી શકત.'

"'જુઓ, મારૂં કહેવું ખરૂં પડયું ને! રામચંદ્ર બોલી ઉઠયા. 'માતામાં એવી કુદરતી બક્ષીસ જ હોય છે. જુઓ, કુકડી પોતાના બચ્ચાંને કેવી ઓળખી કહાડે છે? મેં છબીલદાસને પહેલેથી જ કહેલું કે એ બધી વાત મા ઉપર છોડી દ્યો–એ પોતાના છોકરાને ઓળખી જ લેશે. એ માની કુદરતી બક્ષીસ—'

"'હવે માની કુદરતી બક્ષીસની વાતમાં પુળો મુકોને,' માણેકે કહ્યું ' જે બાબતમાં તમે સમજતા નહિ હો તે બાબતમાં તમે ભાયડાઓ માથું નહિ મારતા હો તો શું થાય? એમાં કૈં ભેદી વાત પણ નથી અને કુદરતી બક્ષીસ પણ નથી. છોકરાને જન્મથી જ ડાબા ખભા ઉપર લાખું હતું એટલે ભુલ્ય થાય જ કેમ! અલ્યા, બતાવ તો આ બધા અપડડાહ્યાઓને તારૂં લાખું.'

"હું, છબીલદાસ અને રામચંદ્ર લાખું જોઈ રહ્યા.!"

# સંપેતરાં

સંપેતરાં શબ્દની શાસ્ત્રિય નિયમ પ્રમાણે વ્યુત્પત્તિ શી હશે તેની મને ખબર નથી, પણ વ્યવહારિક નિયમ પ્રમાણે એની વ્યુત્પત્તિ શી હોવી જોઈએ તે હું જાણું છું. તે આ રહીઃ "સંપ અતેરૂં." જ્યાં સંપ હોય ત્યાં જો સંપેતરાં આપવા લેવાના દાખલ થાય તો સંપમાં અતેરૂં થાય જ. અલબત, સાક્ષરવર્ગમાં અતેરૂં શબ્દ ખુંચે ખરો પણ સંપેતરાં શબ્દ બનાવનારનો એમાં દોષ છે, મારો નથી એટલો મને સંતોષ છે. કેટલાક મનુષ્યોને એ શબ્દ માટે આવું કનિષ્ટ સ્થાન નહિ પસંદ પડે પણ તેમાં પણ આપણે બીજું શું કરી શકીએ? જેમને આ પૃથાનો બરાબર પરિચય થયો છે તે લોકો તો આમાં કોઇપણ જાતની અતિશયોક્તિ કે અયોગ્યતા જોવાના જ નહિં એ નિર્વિવાદ છે. ત્યારે પછી જેમને એનો પરિચય જ નથી તેવા બીન અનુભવીઓના અભિપ્રાયનું વજન કેટલું?

સંપેતારાં સોંપનારાઓની સંખ્યા ઘણી મોટી અને તે લઈ જનારાઓની સંખ્યા પ્રમાણમાં ઘણી નાની હોવાથી પરિણામે તે લઈ જનારાઓની સ્થિતિ કઢંગી થવાની જ એ દેખીતું છે. સંપેતરાં સોંપનારાઓ બહુમતીમાં હોવાથી તેઓ હમેશ તે લઈ જનારાઓ પર રાજ્ય ચલાવે છે, કોઈ પણ પ્રકારે તેમને સતાવે છે, તેઓ કામ કરે છે છતાં તેમને જશમાં જુતીઆં આપે છે અને જરા પણ સામા થવાના યત્ન જોતાંજ સંપેતરાં સોંપનારાઓ આ ગરીબ વર્ગને માંકડની માફક મસળી નાખવા તત્પર થઇ જાય છે. અસ્પૃશ્ય વર્ગની

જે સ્થિતિ મહાત્માજીની ચળવળ પહેલાં હતી તેના કરતાં પણ ઘણી બુરી સ્થિતિ આ સંપેતરાં લઈ જનાર વર્ગની છે. પણ એ પક્ષમાંથી કોઈ પોતાનો કેસ પ્રજા આગળ રજુ કરતું નહિ હોવાથી તેની વ્હારે ધાતું નથી અને એમની સ્થિતિ એવી ને એવી દયામણી રહી છે અને રહેશે એવો ભય રહે છે. આપણે એમાં શું કરી શકીએ?

સંપેતરાં લઈ જનાર વર્ગમાંના ઘણા મનુષ્યો જાણતાં હશે કે ગમે તેવા ખુણેખોચરે બેસીને પણ તેઓએ જો એમ નક્કી કર્યું હશે કે ફલાણે દિવસે એમણે ફલાણે ગામ જવું તો તરત જ આ વાતની ખબર સંપેતરાં સોંપનાર વર્ગના એકેએક પ્રતિનિધિને પડી જશે. જેમ જેમ જવાના દિવસ પાસે આવતા જશે તેમ તેમ અનેક મનુષ્યો ગામ જવાનો વિચાર કરનાર માણસની સાથે મીઠાશથી સંભાષણ કરશે, એની પોતાની, એના ધર્મપત્નીની, એના છોકરાંની વગેરેની તબીયતના સમાચાર પુછશે, હવાફેર કરવાથી માણસો કેવાં સુખી થાય છે તે વિશેનું આડકતરૂં બ્યાન કરશે અને પછી પેલો માણસ સ્વભાવે ઘણોજ નિખાલસ અને પરગજુ છે એમ કહેતાં કહેતાં ધીમે રહીને એક વાકય કહી દેશેઃ "હેં હેં હેં! ત્યારે તમે ફલાણે દિવસે જવાના ખરૂં કે? એ દિવસને માટે જાઓ છો એટલે સામાન તો વધારે શેનો હોય? એકાદ બેડીંગ હશે! ઠીક ત્યારે, સાહેબજી, પણ હા—આ જરા મારૂં એક નાનું સરખું સંપેતરૂં લઈ જશો? મારી ફોઈની છોકરીની નણંદને આપી દેવાનું છે. ધાર્યું ખરૂં તો જાતેજ આવીને તે લઇ જશે. નહિં તો હવે ત્યાં તમારે આઘુંય કયાં છે? આપી દેજોને."

બસ ખલાસ! સંપેતરાંની જુલ્મી પ્રથાનો ભોગ થઈ પડેલ માણસ બીચારો ગમે તેટલાં તરફડીયાં મારે, ગમે તેટલા ઉડાવનારા જવાબો આપે પણ તેમાં પરિણામે તો એ ફસાવાનો જ. એ જાળમાંથી હજી સુધી જવલેજ કોઇ માણસ બચી શકયું છે. આ લોકોને

તમે કોઈ પણ બ્હાનાંથી છેતરી શકવાની આશા રાખતા હો તો તે વ્યર્થ છે. એ લોકો પાસે દરેક બ્હાનાની સામેનાં સચોટ શસ્ત્રો તૈયાર જ હોય છે. આપણે એમ કહીએ કે "જુઓને, લઇ જવામાં કૈં હરકત નથી. પણ અહિં મજુર મળતા નથી અને મારે–" એટલામાં તો તરત જવાબ મળે: "અરે! ગાંડા થયા છો? એ તો મારૂં માણસ આવીને તમારા ડબામાં પોટલું મુકી જશે. એ વાતમાં અમારૂં કામ ઓછું નહિં સમજતા." પછી તમે રાતના એક વાગ્યાની ટ્રેનમાં નીકળો તોપણ એ માણસ પેલું પોટલું લઇને હાજર થવાનોજ. તમે મોડી ટ્રેનમાં જવાને બદલે છેક છેલ્લી ઘડીએ વહેલી ટ્રેનમાં જાઓ કે એથી ઉંધું કરો અને એથી કરીને તમે પેલાને ઉડાવવાના યત્નમાં સફળ થશો એમ ધારીને મનમાં રાજી થાઓ તો તેમાં પણ તમારે પાછા પડવાનુંજ થશે એટલું નક્કી સમજી લેજો. કારણકે એ વર્ગના જાસુસો એવા હોય છે કે એમની આગળ જરમન જાસુસો પણ પાણી ભરે! તમે ગમે તે ટ્રેનમાં જાઓ તે વખતે પણ પેલો માણસ તો હસતે મુખડે પોતાનું ઘાસની ગંજી જેવડું પોટલું લઈને ઉભો હોય જ!

વળી સંપેતરાંના કદ બાબત જુઠું બોલવું એમાં તો એ વર્ગ કૈં ખોટું સમજતો જ નથી. તમે જવાના હો તે દિવસે સવારના પેલા વર્ગમાંની કોઈ સ્ત્રી મીઠું હાસ્ય હસતી, પોતાના પેટમાં જરા પણ કપટભાવ છેજ નહિં એવું બતાવતી તમારી આગળ આવીને ઉભી રહે અને તમને કહે: "ભાઈ, જરા મારી એક વસ્તુ લેતા જશો?"

આપણે જવાબ આપવાનો યત્ન કરીએ: "જુઓને, આ વખતે સામાન એટલો બધો છે કે—"

એટલામાં જરા હાસ્ય વધારે અને ઉત્તર મળે: 'અરે! પણ આતો એવડું નાનું છે. માત્ર થોડાં કપડાંજ છે."

ન છુટકે આપણે હા તો કહેવીજ પડે અને સ્ત્રીજાતિ બહુ જુઠું તો નહિં જ બોલે એવા વિશ્વાસથી આપણે છેલ્લી ઘડી

સુધી નીરાંતે ગપાટા મારતા બેઠા હોઇએ એટલામાં એક નાનો છોકરો એક કદાવર ઘાટી પાસે એક પ્રચંડ ટ્રંક ઉંચકાવીને આવી પહોંચે. આપણે આ ગંજાવર ટ્રંક શા માટે ઘેર આવી હશે એની પુછપરછ કરીએ એટલામાં ઘાટી તેમજ પેલો નાનો છોકરો ઉભય અદ્રષ્ય થઈ જાય અને આપણા હાથ ઉપર આ પાંચ મણના વજનની ટ્રંક રહી જાય! ફરીયાદ પણ કોની આગળ કરવી? ઘરમાં જો કરીએ તો પત્નીશ્રી આપણી ધુળ ખંખેરી નાખે. "ત્યારે હીહી–હીહી કરીને હા શું કરવા પાડી? ઝખ મારવા? એ તો પેલી બેન આવ્યાં એટલે ના તો પડાય? આટલું આપણે કોઈ બીજાનું કામ નહિં કરી આપીએ તો આપણે માણસ શા કામના? તો લ્યો–આ પટારાને માટે ખાસ ગાડી કરજો. બબ્બે ઠેકાણે મજુરના પૈસા ખરચજો અને પછી ત્યાં પાછી ગાડી કરીને જેનો હોય તેને આપી આવજો. મારી ભાણેજને માટે એક નાનો ખાવાનાનો દાબડો લઈ જતાં તો તે વખતે તમારૂં પંદર દિવસ મેં ચઢયું હતું! પણ આ તો પારકાંને કૈં ના કહેવાય!"

ગુપચુપ ગાડી બોલાવી, માથે પડી વિશ્વદેવા કરીને ત્યાંથી પલાયન કર્યા સીવાય આમાં બીજો માર્ગજ રહેતો નથી.

સંપેતરાં સોંપનારાઓ પોતાના દુષ્ટ કાર્યમાં કેટલે સુધી જઈ શકે છે એનું માત્ર એકજ દ્રષ્ટાંત આપું:

અમારા એક મિત્ર હતા, ભલા હતા, વિવેકી હતા. કોઈનું કામ કરી છુટે તેવા હતા. તે પોતે સુરતથી મુંબાઈ આવનાર હતા એ વાતની ખબર આ લોકોને પડી. આગળ ચાર દિવસથી તેમનું ઘર જાણે યાત્રાનું સ્થળ હોય તે પ્રમાણે ત્યાં ભીડ મચી રહી. કોઇએ કૈં, યુક્તિથી, કોઇએ કૈં ખુશામતથી, કોઈએ કૈં ડરામણીથી, કોઇએ કાલાવાલાથી પોતપોતાનું સંપેતરૂં લઈ જવાની હા પડાવી. જવાનો દિવસ આવ્યો. જાણે પ્રભુના મંદિરમાં ધરવા ભાવિક ભકતો પ્રસાદ લઇ આવતા હોય કે કોઇ મોટા અમલદારને ત્યાં તેને ખુશ કરવાના

હેતુથી તેના આશ્રિતો બેસતા વરસને દિવસે મીઠાઇનાં પોટલાં ધરી જતા હોય તેમ એક પછી એક માણસ, કોઇ હાથે ઉંચકીને તો કોઇ ઘાટી પાસે ઉંચકાવીને તો કોઇ પોતાના ટાંગામાં ઘાલીને સંપેતરાં લેતું આવ્યું. ઉપડવા અગાઉ મિત્રે ગણ્યાં તો સત્તર સંપેતરાં થયાં. તેણે બીચારાએ ડાયરીમાં બધાંના શરનામાં વગેરે નોંધી લીધાં. એક ને બદલે બે ગાડી કરી અને સ્ટેશને પહોંચ્યો, ત્યાં સ્ટેશનના માણસોની ખુશામત કરી સામાન મફત અંદર લીધો. ડબામાં બધા માણસોની ગાળ ખાતો તે મુંબાઇ પહોંચ્યો. અને ત્યાં પોતાની નાની બે ઓરડીમાં જે વખતે આ સત્તર દાગીના સાથે પહોંચ્યો ત્યારે તેની પત્નીએ અને તેના છોકરાંઓએ એમજ ધાર્યું કે ટ્રેન લુંટાણી હશે તેમાં આમને ભાગે આટલું આવી ગયું હશે! ત્યાં બહુજ અગવડમાં આ સત્તર દાગીનાની થપ્પી કરી અને કોને કોને શું શું આપવાનું છે એ વિશે એક કલાક બગાડી પત્નીને સમજણ પાડી. પણ આવેજ કોણ? મિત્રનો પરગજુ સ્વભાવ એટલો જાણીતો હતો કે બધાંને ખાત્રીજ કે એ પોતેજ ઘેર પહોંચતાં કરી જશે. એણે બધાંને કાગળો લખ્યા, કોઈ કોઇ સાથે કહેવડાવ્યું પણ જ્યારે એમાં નજ ફાવ્યા ત્યારે એક ભાડુતી ગાડી કલાકને હિસાબે કરીને એમાં સત્તર પોટલાં મુકી, સત્તર ઘર ગણીને સૌસૌના પોટલાં પહોંચતાં કરી આવ્યા. ત્યારે પરિણામે એ મિત્રને ઘણે ઠેકાણેથી માત્ર ઠપકાનો આવકાર મળ્યો. કારણકે એમાં કેટલાંક તો ખાવાનાનાં પોટલાં હતાં!

આ એકજ દ્રષ્ટાંત ઉપરથી જેમને જાણવું હશે તે જાણી શકશે કે સંપેતરાં સોંપનાર વર્ગ કેટલો નિષ્ઠુર, કપટી, અસત્યવાદી અને આપમતલબી છે. પરંતુ એ જાણ્યા પછી શું? આ ત્રાસ અટકાવવાના ઉપાય કયા? કેવી રીતે તે યોજવા? પરિણામે કૈં પણ ફાયદો થવા સંભવ ખરો કે નહિં?

ઉત્તરમાં માત્ર નિરાશા ભર્યો, દીર્ઘ નિશ્વાસ!



# પરોપકારનું પરિણામ

મનુષ્યોના હૃદયમાં છુપાએલ અનેક વૃત્તિઓમાં સારૂં તેમજ નરસું બંને પરિણામ ઉપજાવનારી શક્તિ રહેલી છે એ વાત આપણે સ્વાનુભવથીજ જાણી શકીએ છીએ, બીજાં કશાથી નહિ. અનેક સારી વૃત્તિઓ પણ અમુક વખતે વાપરવાથી આપણને ઘણું સહન કરવું પડે છે. અલબત્ત, નીતિશાસ્ત્રના અભ્યાસીઓ આ સિદ્ધાંત નહિં સ્વીકારે. તેઓ તો ગમે તે પ્રકારે પણ સારી વૃત્તિઓનું પરિણામ સારૂંજ થાય–થવું જોઈએ એમ પ્રતિપાદન કરવા યત્ન કરશે; અને એમના જેવાઓની સાથે વાદવિવાદમાં ઉતરી એમને એમના મતની અસત્યતા સમજાવવી એના કરતાં એમના મતને ધ્યાનમાંજ નહિં લેવો એમાં આપણને લાભજ છે.

અમારા એક મિત્રને પરણ્યાને આજે આશરે પંદર વરસ થયાં હશે છતાં હમણાજ એમને એક એવો અનુભવ થયો કે જેથી એમને 'સત્ય' પ્રત્યે અવિશ્વાસ ઉત્પન્ન થયેલો છે. હમેશાં સાચું બોલવામાં ઘણું જોખમ છે એટલુંજ નહિં પણ તેમ જો બધાંજ માણસો કરવા બેસે તો દુનિઆ એક મહિનો પણ ચાલે નહિ એવી જાતનો મત હવે એ મિત્રનો થઈ ગયો છે. પ્રસંગ નજીવો હતો! એક દિવસ સાંજે ઓફીસમાં એમનો તરતનોજ પરણેલો દોસ્ત મળવા આવ્યો. દોસ્ત પૈસે ટકે સુખી હતો એટલે ઘરની ગાડીમાંજ પોતાની નવી પરણેલી પત્નીસહ આવ્યો હતો અને સીનેમેટોગ્રા

જોવા આવવાનો તેમણે આગ્રહ કર્યો. અમારા મિત્ર સ્વભાવે શાંત અને આવા પ્રકારના શોખને ઘણા વખતથી ત્યાગીને બેઠેલા હતા છતાં આ પ્રમાણેનો આગ્રહ જોઇને એ એમની સાથે ગયા અને પરિણામે પોતાને ઘેર આશરે સાડા નવ–દશે પહોંચ્યા. આમ અચાનક બીજા અઢી–ત્રણ કલાક સુધી ઘેર જાય નહિં એટલે ઘરમાં ચિંતા તો સ્વાભાવિક થાયજ. એમના પત્ની ચિંતાતુર હૃદયે રસોઈ ઠંડી પડી જવા દઈને પણ રાહ જોતાં બેઠાં હતાં. અમારા મિત્ર ઘેર પહોંચ્યા એટલે એમણે પત્નીની પોતાને માટેની આટલી બધી લાગણી જોઈ. પત્નીની આંખમાં ચિંતાનાં આંસુ જોઈને પોતે ખિન્ન થયા અને એ ખિન્નતાથી ઉશ્કેરાઇને પોતે સત્ય કહી દેવા ઉત્સુક થઈ રહ્યા. દરમિયાન, પત્નીએ ભલભલા લેનીન અને ટ્રૉટઝકીના બોલશવિઝમને શરમાવે તેવું પૈસાદાર શેઠીયાઓના વર્ગ સામે ભાષણ શરૂ કરી દીધું હતું. કલાર્કોને રાતના બાર બાર વાગ્યા સુધી આફીસોમાં ગોંધી રાખનાર એ નરપિશાચો સામેના આ કડક ભાષણને મૌન ધારણ કરી સ્વીકારી લીધું હોત તો મારા મિત્રની સ્થિતિ સહીસલામત રહી શકી હોત પણ સંજોગોને લઈને મારા મિત્રનું હૃદય સારી ઉર્મિઓથી ભરાઇ ગયું અને એમણે કહ્યું 'જોને, તું જે શેઠીયાઓ માટે કહે છે એ બધું તદ્દન ખરૂં છે પણ આજે એ લોકોનો વાંક નહોતો. આજે, તો હું પેલા આપણા રમણલાલ જોડે સીનેમા જોવા ગયો હતો.'

બસ થઈ રહ્યું. મિત્રપત્નીના હૃદયમાંની ચિંતાની લાગણી, વિયોગ દુઃખ. પતિ પ્રત્યેનું વાત્સલ્ય વગેરે સર્વ ગયાં. મારા મિત્રે આ ફેરફાર જોયો પણ બહુ મોડો જોયો. દિંગ્મુઢ સ્થિતિમાં તેમણે શેઠીયાઓ પ્રત્યેનો ક્રોધ પોતાના ઉપર ઉતરેલો જોયો. "મોટો મિત્ર થઈને આવ્યો હતો તે સાથે પેલી સગલી (રમણલાલની પત્ની) પણ હતી ને !—ઘેર બૈરી મરી જાય કે ચોરો આવીને એને મારી નાખે તો-પણ તમારૂં શું જવાનું હતું !—તમારે તો નાટક ચેટકો અને સહેલ

સપાટા મળ્યા એટલે બસ." વગેરે વાક્યોની અખુટ ધારા જે વહી રહી એથી અમારા મિત્રની સત્ય તરફની સ્નેહોર્મિ તદ્દન નાશ પામી ગઇ. આથી સત્યનું આ જગતમાં સ્થાનજ નથી એવું કહેવાનો અહિં આશય નથી. પણ માત્ર દરેક સ્થળે અને હરેક સમયે સારી લાગણીના પરિણામ સારાંજ આવે છે એમ નથી એટલુંજ બતાવવાનો હેતુ છે.

આજ પ્રમાણે તમે ગમે તે સારા ઉદ્દેશથી પરોપકારની વૃત્તિ હમેશજ બતાવ્યા કરો તો કોઇક વખત એમાંથી પરિણામ સારૂં નહિ આવે એવી મારી માન્યતા છે; અને આ માન્યતા સ્વાનુભવથી સ્વીકારાયેલ છે.

એક સમયે મારા એક મિત્ર સાકરલાલ મારે ત્યાં મુંબઈ રહેતા હતા. એમના લગ્ન થયાંને પુરા બાર માસ થયા નહતા. સાકરલાલના પત્ની સુરતમાં હતાં. આવે પ્રસંગે બને છે એ પ્રમાણે ટપાલખાતાને અઠવાડીયાંના ચારથી પાંચ કાગળોની કમાણી થયા કરતી હતી અને તેજ પ્રમાણે રેલ્વેવાળાઓ પણ સાકરલાલની મહીનામાં બે ત્રણ સુરતની ટ્રીપોથી ઠીક કમાતા હતા. અચાનક યુવાન પ્રેમીઓના પ્રસંગમાં બને છે તે પ્રમાણે કંઇક નજીવા પ્રસંગથી પતિ પત્ની કચવાયાં. બન્ને હઠે ભરાયાં અને રીસાયાં. એમાંથી કોઈ પણ હારીને બોલાવવાની કે કાગળ લખવાની પહેલ કરે નહિ. આ વસ્તુસ્થિતિ, અલબત્ત અમને એકદમ જણાઇ નહિ; પણ ધીમે ધીમે એ અમે સમજી શક્યાં અને ત્યારથી હું, મારી પત્ની અને અમારા એકાદ બે સ્નેહીઓ આ વીણાના તૂટેલા તારને પુનઃ કેવી રીતે સાંધવો એના વિચારમાં પડી ગયાં. આમાં વાંચનાર સમજી શકશે કે અમારે કંઈ પણ સ્વાર્થ ન હતો. માત્ર બે છુટાં પડેલાં કુમળાં હૈયાંને સાંધવાનો ઉચ્ચ આશયજ અમારા દિલમાં રમી રહ્યો હતો.

અહિં, પરોપકારનો એક બીજો પ્રસંગ મને સાંભરી આવે છે.

અમારા મોટાભાઈ કેટલીક બાબતમાં જરા હદ બહારના પરગજુ છે. એક વખત શાકની સીઝન સુરતમાં બરાબર જામી હતી. મુંબઈમાં રહ્યે રહ્યે પણ અમારાં હૈયાં સુરતની કેળાપીકનાં એ દિવ્ય શાકના સપનાં અનુભવી રહ્યાં હતાં. એવામાં પાંચ સાત મિત્રોની ટોળીમાં અમારા ભાઇએ સહેજ સુચના કરીઃ આવી સીઝનમાં આપણે બધા સાથે મળીને જો અઠવાડીયે એક કંડીઓ શાક સુરતથી મંગાવીએ તો આપણે બધાં સસ્તાં શાક ખાઈએ અને તે પણ વળી સુરતનાં! બધા મિત્રોએ તો તરતજ આ સુચના વધાવી લીધી અને સુરતમાં શાકવાળાની સાથે ગોઠવણ કરવાના કામથી માંડી, તે કંડીઆઓ આવે તે વખતે દર અઠવાડીએ ઘેર લઈ આવવા, એમાંના શાકને જોખવાં, તેના ભાગ પાડવા, ભાગે પડતા હીસાબના આંકડા કરવા, તેની ચીઠ્ઠીઓ બધાને ઘેર પહોંચડાવવી અને પાછળથી પૈસાની ઉઘરાણી સતત્ ચાલુ રાખ્યાજ કરવી એટલું કામ અમારા ભાઇને બધાના તરફથી સર્વાનુમતે સોંપવામાં આવ્યું. અમારા ભાઇએ આ કામમાંથી અમારી સૌની યોગ્યતાના પ્રમાણમાં વહેંચણી કરી આપી. બજારમાંથી, અમારી સૌની ઘરમાં સખત વિરૂદ્ધતા છતાં નવાં ત્રાજવાં, કાટલાં વગેરે પણ ભાઈ પોતાનેજ ખરચે લઈ આવ્યા. શાક રાખવાનું મોટું પાંજરૂં લેવાનો તેમણે વિચાર પણ કરવા માંડ્યો. પણ જગતમાં આવો પરોપકાર કેટલો વખત નભે? કેવી રીતે પચે?

અમારા મિત્રોએ બેએક અઠવાડીયાંમાંજ ભાવ વિશે ફરિયાદ નોંધાવવા માંડી. મોંઘા શાક પાછાં વાળવા માંડયાં. પૈસા આપવાની તેમની ઇચ્છા વધુ અને વધુ મંદ થતી ગઇ અને છેવટે તો એક વખત સામટા ત્રણ કંડીઆમાંથી બીજાઓએ શેર શાક પણ લીધું નહીં. અમે બધાએ ( ભાઇ સીવાય ) આ બાબતમાં પેલા બધા મિત્રો સાથે વાદવિવાદ કરવાનો યત્ન કરી જોયો પણ એમાંથી તો વાત

વધી પડશે એવું ધારી અમે માંડી વાળ્યું કારણ કે એ બધા મિત્રો અને એમના પત્નીઓ બધાંજ એક મતે કહેવા લાગ્યાં કે એ પ્રમાણે મુંબાઈ બેઠે બેઠે સુરતના શાક ખાઇને એમને ભીખારી થઈ જવું નથી—ભલે જેમને ત્યાં પૈસાના વરસાદ પડતા હોય તે તે પ્રમાણે વરતે પણ એમનાથી કૈં એ પ્રમાણે રાજાનો મહેલ જોઈ પોતાની ઝુંપડી પાડી નાખી શકાય તેમ નથી. આ સ્થિતિનો લાભ લઇ ઘરમાં અમે બધાંએ પણ સ્વતંત્રતાનો ઝુંડો ફરકાવ્યો અને પરિણામે સુરતના શાકની સહકારી મંડળી મૃત્યુ પામી ! અસ્તુ.

સાકરલાલ અને એમના પત્ની વચ્ચે સુલેહ કરાવવાનો પરોપકારી ઉદ્દેશ અમારા હૃદયમાં એવો તીવ્ર દશામાં રહ્યા કરતો હતો કે આખરે અમારામાંથી એકાદનું મગજ ખીલ્યું અને યોજના તૈયાર થઇ.

હમેશના ધુમરાયલા રહેતા સાકરલાલ પોતાની ઓફીસેથી આવ્યા તે વખતે તેમના વદન ઉપર કૈં ઓર પ્રફુલ્લતા જામી રહી હતી. આછું આછું સ્મિત એમના સ્થુલ ચહેરાને દિવ્ય બનાવવાના મિથ્યા પ્રયાસ કરી રહ્યું હતું. એમની ગતિમાં આશા હતી—ઉત્સાહ હતો; ટુંકમાં એમની આખી આકૃતિ એક જાતનો અનેરો આનંદ ફોરી રહી હતી, હું વસ્તુસ્થિતિ કળી ગયો છતાં ઠાવકું મ્હોં રાખી બોલ્યો: “ કાં કેં આટલા બધા ખુશીમાં ? કૈં પ્રમોશન બમોશન મળ્યાં કે શું ?

ઉત્તરમાં દિવ્ય હાસ્યનો એક તરંગ અને સાકરલાલ છલંગ મારતા રસોડામાં પહોંચ્યા. ત્યાં મારી પત્ની સાથે એકદમ ગુસપુસ કરવા મંડી પડેલા મેં તેમને જોયા એટલે હું મૌન ધારણ કરીને અંદર ગયો. એમના કહેવા ઉપરથી જણાયું કે એમના પત્નીએ આખરે હઠ છોડી હતી અને પત્ર પહેલો પોતેજ લખ્યો હતો. પત્રમાં સાકરલાલ પ્રત્યેના સ્વાભાવિક પ્રેમના ઉદ્દગારો હોવા ઉપરાંત અમુક

વસ્તુઓ મુંબાઇથી પોતાને માટે મંગાવી હતી. આ અમુક વસ્તુઓમાં બદામી રંગનો સાળુ મુખ્ય હતો. પરંતુ એકવાર સાકરલાલ પ્રસન્ન થયા એટલે પછી તે રોકાયા રોકાય એમ નહતું. એકલા બદામી સાળુથી એમનું દિલ પ્રસન્ન થાય એમ નહતું. એમને તો એ સાળુ ઉપર શોભે તેવી કોર પણ લેવી હતી. તેના રંગે રંગ મળે તેવો કમખો પણ ખરીદવો હતો. આ ઉપરાંત બીજી વસ્તુઓ પણ પોતાના પત્નીના ચરણમાં સાકરલાલને ધરવાની ઉત્કટ ઇચ્છા હતી. આ કાર્ય સાકરલાલ પોતે કોઇની પણ સહાય વિના કરી શકે એમ નહતું એથી એમણે મારી પત્નીની મદદ માગી. બહુ આનાકાની પછી એણે હા પાડી અને બીજેજ દિવસે તે અને સાકરલાલ બજાર વોરવા ઉપડી ગયાં. બધી વસ્તુઓ અણાઇ, શનીવાર પણ આવ્યો અને સાકરલાલ અમારી સૌની શુભાશીષની ગર્જના વચ્ચે સુરત પોતાની મનાયેલી પ્રિયતમાને મળવા ઉપડી ગયા.

ત્યાં શું બન્યું હશે એનો સત્ય અહેવાલ તો અમને કેમજ મળી શકે ? પણ અનુમાન ઉપરથી અને ક્રોધથી ઉશ્કેરાયલા (આમાં મોટા ભાગનો ક્રોધ કૃત્રિમ હતો એમ અમે જોઇ શકયા હતા) સાકરલાલના તુટક તુટક વાકયો ઉપરથી એટલું કળી શકાયું કે સાકરલાલે સ્વગૃહે જતાંજ અને એકાંતમાં એમના પત્નીને મળવાની તક હાથમાં આવતાંજ પેલી બધી વસ્તુઓનું માશુકને નઝરાણું કર્યું. તકરારમાં હઠે ચઢેલાં પતિપત્નીમાંથી સાકરલાલે હઠ છોડી એટલુંજ નહિ પણ આટઆટલી વસ્તુઓ પણ તે ખરીદી લઇ આવ્યા એ જોઇ એમના પત્ની પ્રથમ તો દિગ્મૂઢજ બની ગયેલાં પણ સાકરલાલની વાત ઉપરથી એ ચતુરાઇથી ચેત્યાં કે પત્ર તદ્દન બનાવટીજ સાકરલાલને મળેલો અને એ બધુંય તર્કટ અમારે ત્યાંજ રચાયેલું, આ જાણતાંજ તેમણે હાસ્ય છોડી મુકયું. સાકરલાલ પણ પહેલાં આ હાસ્યનું તાત્પર્ય નહિં સમજ્યા; પણ સમજ્યા એટલે થઈ ચુકયું. અમારાં આખાં કુટુંબ

ઉપર એમનો ક્રોધાગ્નિ સળગી ઉઠયો. પરિણામે એમણે એમના પત્ની સાથેની અણચિંતવી સુલેહ કાયમ રાખી અમને પંદર પાનાનો પત્ર ઠપકાનો લખ્યો. જવાબમાં અમે દીનતાથી માફી માગી. છતાં આજે એ વાતને પાંચ છ વરસ થઈ ગયાં છે તોપણ એ વાત નીકળતાં સાકરલાલ ઉશ્કેરાઇ જાય છે અને એમના પત્નીના મુખ ઉપર આજ પણ હાસ્ય છવાઈ રહે છે !

પતિ અને પત્ની વચ્ચેના વિષવૃક્ષ વિદારી એ ઉભય ઝખમી જીગરોને એકએકને મેળવી આપ્યાં અને એમના ઝખમ રૂઝાવવા યત્ન આદર્યો એના બદલામાં માત્ર ક્રોધજ! પરોપકારનું આવું પરિણામ!



# ચાલુ જમાનો

ચાલુ જમાનાની સામે મારે ઘણી ફરીયાદો છે. મેં અનેક યત્નો કર્યા છે છતાં આ જમાનાના સ્ત્રીપુરૂષો સાથે હું ખુલ્લા દીલથી ભળી શકતો નથી. હમણુાના બાલકોના જીગર ઉકેલી શકતો નથી, હમણુાના અંતરના અવાજ પારખી કે સાંભળી શકતો નથી. વિદ્વાનો કહે છે કે આ જમાનો ગયા જમાના કરતાં આગળ વધે છે એટલે આપણે તેને માનવું જ ઘટે. ન માનીએ તો અજ્ઞાનીમાં ખપીએ તેમ છે! પણ મને ઘણીવાર મારી હૃદયગૃહામાં એ પ્રશ્ન થાય છે કે જો આ પ્રમાણે જ એક પછી એક જમાના આગળ વધતા જશે તો આશરે પચાસમો જમાનો જે વખતે ચાલતો હશે તે વખતે માબાપોની, વડીલોની, પુરૂષોની વગેરેની સ્થિતિ કેવી હશે? પણ એ જમાનામાંની સ્થિતિ જોવા હું મારા સ્વરૂપમાં તો નહિં જ હોઈશ એટલે એ બાબતની ચિંતા કરવી નકામી છે. હું એકજ દ્રષ્ટાંત આપું:

અમે નાના હતા. અમારા ગામમાં દીવાળી ઉપર મેળો ભરાતો. આ મેળામાંથી અમે કેવાં કેવાં રમકડા લઈશું, તે લઈને તેનાથી કેવી કેવી ભવ્ય રમતો રમશું વગેરે વિષયો સંબંધી તર્કો અમને દીવાળીથી આશરે છ માસ પહેલાં શરૂ થતા અને તે છ માસ દરમીયાન અમને જગતનાં ઝીણાં ઝીણાં દુઃખો જરાય સાલતાં

નહિં. લેસન પ્રત્યે લક્ષ તો કોઈપણ સંજોગોમાં રહેતું જ નહિં પણ એ દુર્લક્ષના પરિણામે થતી સજાઓ અમે આ ૭ માસમાં આનંદથી સહી લેતા હતા; જેમ જેમ દિવસો પાસે આવતા જાય તેમ તેમ આનંદથી, ઉશ્કેરાતા દિવાના જેવા બનતા જતા હતા. દરરોજ અમારે ક્યાં રમકડાં લેવાં એનો નિર્ણય અમે કરતા અને બીજે જ દિવસે તે નિર્ણય રદ કરીને અમે નવી યાદી બનાવતા. અમુક રમકડાં લેવાં જ જોઈએ, એમના વીના જીવન નિરસજ લાગશે એવો વિચાર અમે આજે કરતા, તો આવતી કાલે બીજાં રમકડાં જીવનને એવાં જ અમુલ્ય લાગતાં. અને છતાં આશ્ચર્યજનક તો એ છે કે એ મેળામાંથી રમકડાં લેવાને માટે, ખાવાનું ખાવા માટે અને ઇચ્છાનુસાર માત્ર પૈસા બગાડવા માટે અમને દરેકને સોળ પૈસાની નાદર રકમ મળવાની એમ અમે આગળથી જાણુતા હતા ! અર્થશાસ્ત્રિ અને નાણાશાસ્ત્રિ આ ઉપરથી અર્થશાસ્ત્ર અને નાણાશાસ્ત્ર ઉપર જ ઉતરી પડે એ સ્વાભાવિક છે પણ અહિં આપણે તે વિષય સંબંધે ઉહાપોહ કરવો નથી. અસ્તુ.

આખરે દીવાળી આવતી. મેળામાં જવા માટે લુગડાં પહેરતે પહેરતે પણ રમકડાં લેવાની યાદી ફરી ઘડવામાં આવતી અને એ યાદી અમને એટલી સંપૂર્ણ લાગતી કે અમે આનંદના સમુદ્રમાં ડુબી જતા હતા. મેળામાંથી પાછાં ફરતાં અમારી દરેકની પાસે દર વરસે નાનાં, ઝીણાં પાનાની જોડ, લોઢાંના કાનકડીયાં, અમુક સ્થિતિમાં ગોઠવવાને મારેની ગોળીઓની ડબીઓ વગેરે જોવામાં આવતાં; પણ દરેક વરસે અમે એ રમકડામાં નવું સૌંદર્ય જોતાં હતાં. દરેક વખતે અમે દીવાળીના આગલા ૭ માસ અને પાછલા ત્રણેક માસ આ દિવ્ય રમકડાંના વિચારમાં અને તેની રમતમાં મશગૂલ બની રહેતાં.

પણ હવે ? આ ચાલુ જમાનામાં ?

મુંબઈમાં બળેવ વખતે મેળો ભરાય છે. એવા એક મેળા

વખતે છેક તેજ દિવસે સવારે મેં મારી પત્નીની ખાસ ઇચ્છાથી મારા પાટવીને મેળામાં લઈ જવાનો નિશ્ચય કર્યો પણ કોણ જાણે શાથી એની પોતાની મરજી તે દિવસે ઘરમાં રહેવાની હોય કે પછી માત્ર મારી આજ્ઞાની વિરૂદ્ધ વર્તવામાં જ તેને એક પ્રકારનો આનંદ પ્રાપ્ત થતો હોય–ગમે તેમ હોય પણ તેણે મારી સાથે આવવાની ના પાડી. શાં શાં રમકડાં લાવવાં તે સંબંધી પત્નીનો મત પુછ્યો. પણ પત્નીએ કહેલ બધાં જ રમકડાં જો હું લાવવાની ઇચ્છા કરત તો મારે કોઈ સદ્ધર બેંકજ તોડવી પડત એટલે મેં પત્નીની યાદી-માંથી ઘણી કાપકુપ કરી નવી યાદી ઘડી અને તે પ્રમાણે રમકડાં લઈ આવ્યો. રમકડાનું બીલ આ પ્રમાણેની કાપકુપ પછી પણ રૂપીઆ નવેકનું થયું !

રમકડાં લઇને ઘેર આવ્યો અને પાટવી આગળ ધર્યાં. હું એક પછી એક રમકડું એને બતાવતો ગયો અને પાછું મુકતો ગયો. બધાંય રમકડાં પુરાં થયાં છતાં પુત્રનાં મોંના વિકાર જરાપણ ફર્યા નહિં. તેના મુખ ઉપર નહિં આનંદ જણાયો કે નહિં ક્રોધ જણાયો. નહિં આશા દેખાણી કે નહિં નિરાશા ! માત્ર મારા જેવાની મુર્ખાઈ-થી એને કંટાળો આવતો હોય છતાં મારે મોંયે છેક મને ભોંઠો નહિ પાડવો હોય એથી એણે સહેજ સ્મિત કરવાનો યત્ન કર્યો અને પછી એ ઓરડામાંથી ચાલ્યો ગયો. પુત્રના આ વર્ત્તનથી મારો ઉત્સાહ મંદ તો હતો જ તેવામાં પત્ની આવ્યાં: “ કેમ શું ? લાવ્યા ? હા હા હા ! બે પાંચ રૂપરડીનું લઈ આવ્યા હશો ! તમે મારવાડી–તમારાથી છોકરાને માટેય પૈસા ખરચાય ! નાના, પણ જોઇએ તો ખરાં–શું લાવ્યા છો તે ! ”

આ ઉત્સાહભર્યાં વાક્યોથી હું છેક જ હતાશ થયો. રમકડાં બતાવ્યા વિના હું ત્યાંથી ઉઠી ગયો. પત્નીશ્રીએ રમકડાં જોયાં. પોતે મને ‘મારવાડી’ કહેલ એટલે ખુલ્લાં વખાણ તો એનાથી થયાં નહિં

પણ હૃદયમાં તો પ્રસન્ન થયાં હોય એમ જણાયું. મેં અને પત્નીએ બાળકને રમાડવા ઘણો યત્ન કર્યો પણ એણે પોતાની ચિત્તવૃત્તિ બદલી નહી. આખરે જ્યારે એ બાળક સુઈ ગયો ત્યારે હું અને પત્ની એ રમકડાંથી લાંબો સમય સુધી રમ્યાં. રમતે રમતે ગત જમાનો યાદ કર્યો અને 'ચાલુ જમાના' નું પૃથક્કરણ કરવા યત્ન કર્યો પણ એમાં અમે સફળ થયાં નહિંજ.





સાચાં ભાષણો—શું બહુ સરસ છે ? શેઠે કહ્યું.

# સાચાં ભાષણો.

અલબત્ત, આ સ્વાર્થી જગતમાં લાખ માણુસમાં તો શું પણુ એક કરોડ માણુસમાંથી ભાગ્યે એક માણુસ હરેક વખતે સાચુંજ બોલતું હશે. મનમાં હોય શું અને મોંએથી બોલવું શું ! સાધારણુમાં સાધારણુ પ્રસંગોમાં પણુ આપણુાથી સત્ય બોલાતુંજ નથી; બોલવા જઇએ તો દુનીઆમાંથી ઉખડી જઈએ. દાખલા તરીકે આપણે કોઈ શેઠને ત્યાં નોકરી કરતા હોઇએ. શેઠ શરીરે ગોળ રામ-ઢોલ જેવા હોય છતાં કોઈક વખત સહસા એ આપણુને પુછે કે "કેમ, હું આ ડ્રેસમાં ઠીક લાગું છું ને ?" તો આપણુાથી તે વેળા સાચું કેમ બોલાય ? આપણે તો એમજ કહેવું પડે કે "વાહ, શેઠ સાહેબ, આ ડ્રેસ જેવો તમને બીજો એકે ડ્રેસ શોભતો નથી." પછી શેઠ ગમે તે ડ્રેસ પહેરે અને આપણુને ગમે તેટલી વાર પુછે પણુ આપણો જવાબ તો આજ રહેવાનો, અને આશ્ચર્ય જેવું તો એ છે કે દરેક વેળા આ વાક્યથી શેઠને એટલોજ સંતોષ થવાનો અને એમને આપણી ખુશામતની શક્તિ વીશે નહીં પણુ સૌંદર્યની પરીક્ષા કરવાની શક્તિ વીશે ઉંચો મતજ રહેવાનો !

આ બાબતમાં મને એક વાત સાંભરી આવે છે: એક શેઠી-આએ પારીસથી કે એવી કોઇ જગ્યાએથી એક બુટની જોડી મંગાવી. જોડી જે વખતે આવી તે વખતે શેઠનો સેક્રેટરી અને બીજાં બેએક માણુસ શેઠની પાસે હતાં. શેઠે બુટનું બંડલ છોડયું અને જોડી તપા-સવા માંડી. " "શું બુટ સરસ છે ?" શેઠે કહ્યું.

"હેં હેં હેં! સાહેબ, ત્યાંના બુટની શી વાત કરવી!" સેક્રેટરીએ તરત ટાપસી પુરી. "અહીંના તે કૈં બુટ છે! ઠીક છે, અમારા જેવાને માટે ચાલે."

વળી થોડીવાર તપાસીને શેઠે કહ્યું: "પણ–પણ આગલા ભાગનો આકાર જરા એણે બગાડી નાખ્યો છે એમ જણાય છે."

સેક્રેટરીએ તરત બુટ હાથમાં ફેરવીને કહ્યું: "સાહેબ, ભુલ બરાબર શોધી! મને પણ ક્યારનું એજ ખુંચ્યા કરતું હતું."

ફાઇલમાંથી પોતાનો અસલ ઓરડર જોઇને પાછું કહ્યું: "અરે! સાળા હરામખોરો ગમે તેવો માલજ પધરાવવા માગે છે કે શું? આપણે એને ઓરડર કેવો આપેલો અને આ તૈઆર કેવાં કરીને મોકલ્યાં! ચિત્ર કેવું છે અને ખરો આકાર કેટલો ખરાબ બન્યો છે!"

સેક્રેટરીની આંખ પેલા બુટ બનાવનાર વિદેશીનું કાવત્રું જોઇને લાલચોળ થઈ ગઇ. વળી પાછાં તેણે બુટ તપાસ્યાં અને પછી તે બોલી ઉઠયો: "ઓહો હો! કેવી લુચ્ચાઈ! આપણે જાણીએ કે એ પરદેશીઓ પ્રમાણિક હશે પણ આ તો ચોખ્ખી હરામખોરીજ, અને આકાર પણ કેવો! આના કરતાં તો દેશનો મોચી સારા જોડા શીવી શકે. સાહેબ, મારું માનો તો એ પાછાં મોકલાવી આપો."

શેઠ જરાક વેગળા થયા એટલે એક માણસે આ સેક્રેટરીને પુછી જોયું. "અરે મીસ્ટર! પણ તમે મીનીટે મીનીટે તમારો મત બદલતા હતા એનું કારણ? તમારો પોતાનો મત શો?"

સેક્રેટરીએ જરાપણ શરમાયા વિના જવાબ દીધો. "ભલા ભાઇ! મારો મત આમાં ક્યાં કામ લાગવાનો હતો? મારે તે પેલા બુટ બનાવનારની નોકરી કરવી હતી કે આ શેઠની?"

**હવે તેજ વખતે સેક્રેટરીએ શેઠને પોતાનો સાચો મતજ જણાવી દીધો હોત તો!**

આજ પ્રમાણે આપણે આપણા કોઈ સગાને ત્યાં જઈએ. તેના એક ઘણાજ બદસુરત છોકરાનાં બહુજ વખાણ થતાં હોય તો તે વખતે આપણે શું કરી શકીએ? બહુ થાય તો આપણે તેને સુંદરતામાં કામદેવ નહીં કહીએ, પણ એથી આગળ તો આપણાથી નજ જવાયને? છતાં પણ આપણે એમ ધારીએ કે કોઈ એવો સત્ય વક્તા નીકળ્યો તો એ કઈ જાતનું બોલે?

નીચે એનો ઉત્તર આપવાના યત્ન થયા છેઃ—

એક ભાઈ વધુ વિદ્યાભ્યાસ માટે વીલાયત જતા હતા તે પ્રસંગે સ્નેહીઓએ તેમને એક પારટી આપી હતી. આ વેળા તે પારટીમાં ચુંટાએલ પ્રમુખનું ભાષણઃ

બહેનો અને ભાઈઓ!

આપણા એક ભાઈ ચિ. મહાસુખરાય વધુ અભ્યાસ કરવા માટે વીલાયત જાય છે તે પ્રસંગે તેમને સફળ સફર ઇચ્છવા અને તેમને તેમના કાર્યમાં વિજય મળે તેવું ઇચ્છવા આપણે આજે ભેગા મળ્યા છીએ. આજની પારટીનો ખરચ તમે જાણો છો તેમ આપણે અંદર અંદર ઉઘરાવેલો છે. મારે ભાગે પંદર રૂપીઆ આવ્યા છે અને હજી કદાચ છેવટે ખુટશે તો મારે બીજા દશેક રુપીઆ જોડવા પડશે. જનાર યુવકના પિતાની સાથેનો મારો સંબંધ જોતાં મારાથી આમાંથી છટકી જવાય તેમ નથી બાકી, જો મારો સાચો મત પુછતા હો તો એ વીસ પચીસ રુપીઆ બીજાં કોઈ સારા કાર્યમાં વાપર્યાં હોત તો ઠીક થાત એમ મને લાગ્યા કરે છે. કારણ દુર શોધવા જવું પડે તેમ નથી. આ યુવકને હું એના જન્મથીજ ઓળખું છું. ગુજરાતી તેમજ અંગ્રેજી નીશાળોમાં એમની કારકીર્દી કોઈપણ રીતે ઝળકતી કહી શકાય તેવી નહતી. દરેક ધોરણમાં બાચકીઆં મારતા તેઓ આગળ વધ્યા હતા. તેમાં વગવસીલાએ પણ મોટો ભાગ ભજવ્યો હતો. પણ એમ તે કયાં સુધી ચાલે? આખરે

મેટ્રીકનો ખાડો આવ્યો અને તેમાં આપણા મહાસુખભાઇનો તરાપો ડુબ્યો. ત્રણ ચાર વર્ષ સુધી એમણે દૃઢતાથી, હીંમતથી અને પિતાના આગ્રહથી પરીક્ષકોની સામા યુદ્ધ માંડયાં. પણ પરીક્ષકો નહીં ડગ્યા કે નહીં કંટાળ્યા. એટલે આખરે મહાસુખભાઈએ એમની સાથે અસહકાર સાધ્યો. અલબત્ત, આ ઉપરથી આપણાથી એમ કહી શકાય કે સરકારી નીશાળોની સાથે અસહકાર કરવાની હીલચાલ મહાત્મા ગાંધીજીએજ પહેલવહેલી આ દેશમાં નહોતી શરુ કરી. મહાસુખભાઈ જેવા અનેક વીરલાઓએ આ હીલચાલનું ભવ્ય સ્વરૂપ આપણને દેખાડયું હતું. પિતાની પાસે ઠીક પૈસા હોવાથી મહાસુખભાઇ ઈંગ્લંડ જવા તૈયાર થયા. મોજશોખને માટેજ પોતાને ત્યાં જવાની ઇચ્છા છે એમ જો કહે તો પિતા એમને ત્યાં મોકલેજ નહીં એટલે આ વધુ વિદ્યાભ્યાસનું ઓઠું આગળ ધરવામાં આવ્યું છે. એમના પિતા ખરેખર છેતરાયાજ છે કે એઓ પણ ખરી હકીકત જાણે છે પણ પુત્રને ચોખ્ખી ના નથી કહી શકતા અને એથીજ એમણે ન છુટકે હા પાડી છે એ વીશે હું ચોક્કસ કહી શકતો નથી. હા, બાકી હું એટલું કહી શકું છું કે મહાસુખભાઇ ત્યાં પણ એક પણ પરીક્ષા પાસ કરી શકવાના નથી. જ્યાં સુધી એમના પિતા એમને માસિક ચેક મોકલાવ્યા કરશે ત્યાં સુધી મહાસુખભાઇ ત્યાં મોજ કરશે અને પછી પાછા સ્વદેશ આવીને ઓછામાં ઓછા છ માસ એમને ઈંગ્લંડ અને યુરોપમાં ચડેલ થાક ઉતારવા શાંત જીવન ગાળશે. આવા ચારિત્રવાળા અને આવી કારકીર્દીવાળા મહાસુખભાઇને 'સફળ સફર' અને વિજય ઇચ્છવા આટલા રુપીઆ ખર્ચીને આજ આપણે ભેગા મળ્યા છીએ તેમાં આપણે આપણા મનને પણ કેટલા છેતરીએ છીએ તે મારા કહેવા ઉપરથી તમને હવે સ્પષ્ટ જણાયુંજ હશે. પણ લાચાર, આ જગતમાં આપણે શરમાશરમીમાં ઘણાં કામો કરવાં પડે છે

તેમાનું આ એક કામ છે એમ ધારી લઇને હું પોતે તો આશ્વાસન લઉં છું અને આજના રીફ્રેશમેંટથી આપણે આપેલા રુપીઆનો કૈંક પણ બદલો મળે છે એમ માનીને હું આજનું ધતીંગ સહન કરી લઉં છું. તમને પણ પ્રભુ એજ પ્રમાણે આશ્વાસન લેવાની શક્તિ આપે એવી મારી પ્રાર્થના છે.

અંતમાં, મહાસુખભાઈને મારી નમ્ર વિનંતી છે કે હજી પણ એઓ સુધરે અને ઈંગ્લંડમાં સીધા રહીને પિતાની આબરુ ઉપર છેક પુળો મુકીને પાછા નહીં આવે !

એક વેળા એક ગૃહસ્થને દીવાન બહાદુરનો ખીતાબ મળ્યો તે પ્રસંગે થએલા મેળાવડાના પ્રમુખનું ભાષણઃ

સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો,

અહીંના નગરશેઠ જેવા ગણાતા શ્રીમાન શેઠ નરપતરાય દોલતરામને નામદાર સરકારે દીવાન બહાદુરનો ખીતાબ બક્ષ્યો તેને માટે આજે આપણે તેમને અભિનંદન આપવા ભેગા મળ્યા છીએ એ વાત તો તમે સારી પેઠે જાણતા જ હશો. ખરું પુછાવો તો આવા માણસોને સરકાર ખીતાબો આપે છે એથી ખીતાબોની મહત્તા જરા પણ જળવાતી નથી એટલું જ નહીં બલકે એ આખી પૃથાજ હાંસી ઉપજાવનાર થઇ પડે છે. શ્રીમાન શેઠે નથી પ્રજાની સેવા કરી કે નથી સરકારને મદદ કરી. માત્ર જે જે માર્ગે પોતાની મહત્તા વધે અને પોતાના ધંધામાં વધુ કમાણી થાય તે તે માર્ગે જ એમણે પોતાની શક્તિ વાપરી છે. આપણા ગામમાંની દરેક નાની મોટી સભામાં પ્રમુખસ્થાને તો એઓજ બેસતા આવ્યા છે અને ભવિષ્યમાં પણ બેસશે જ. હા, એટલું તો ખરું જ કે આ પ્રમાણે યાવતચંદ્રદિવાકરૌ પ્રમુખ થવાને માટે એઓ અનેક બાજી રમે છે. દરેક લોકોપયોગી ફંડોના ખજાનચી પણ એઓ સાહેબ જ થતા આવ્યા છે અને પછી એ ફંડોનાં નાણાં કેટલીક વાર કેવાં અદૃષ્ય

થઈ જાય છે એ વાત તો એ વિષયમાં ઉંડા ઉતરીને શોધ કરનાર જ જાણી શકે એમ છે. તે ઉપરાંત દરેક ફંડમાં નાણા ભરનારાઓની ટીપમાં સૌથી પહેલું નામ એઓ સાહેબનું જ હોય છે અને દરેક વખતે એમણે ભરેલી રકમ પણ મોટી જ હોય છે. પણ કમનસીબે હું એથી કૈંક વધુ જાણું છું અને તે એજ કે એ રકમોમાંથી બહુ જ થોડી રકમો તે તે ફંડોના ચોપડામાં જમે થએલી જોવામાં આવે છે. આટલું છતાં આ નહીં ભરાએલ રકમોને જોરે જ એઓ આપણને બધાને દબાવ્યા કરે છે અને દરેક બાબતમાં આગેવાની છોડતા નથી. સરકારમાં પણ અમલદારોને લાંચો આપી પોતાનું કામ કઢાવી જાય છે અને એક તરફથી જ્યારે લોકોના નેતા તરીકે બહાર પડે છે ત્યારે બીજી તરફથી અમલદારોની બહુ જ નીચ ખુશામત કરીને, કોઇ કોઇ વેળા તો હલકા જાસુસ તરીકે પણ કામ કરીને તેમને રાજી રાખવાના યત્ન એઓ કર્યાજ જાય છે. આ દીવાન બહાદુરનો ખીતાબ મેળવવા પાછળ પણ અમલદારોની ખુશામત કરી કરીને તેનો દમ નીકળી ગયો હતો એ વાત હવે અજાણી રહી નથી. બાકી એક પૈસાની સખાવત કરતાં પણ એઓ મરવા પડે એવા એ સાખી ગૃહસ્થ છે. પોતે સુધારાવાળામાં ખપે છે પણ તે પારકાં છોકરાંને જતી કરવા પુરતાજ. પોતાને ત્યાં બહારનો આડંબર બધો સુધારાના ધોરણ ઉપર આવેલો છે. પણ અંદરખાનેથી જોવા જાઓ તો તેમની ન્યાતનો નાનો અને કઢંગામાં કઢંગો ધારો પણ તેઓ પોતાના જીવનમાંથી અળગો કરી શકયા નથી. તેમની પોતાની પાસે ખાદીનાં તેમજ માનચેસ્ટરનાં કપડાં બન્નેના પોષાકો સારી સંખ્યામાં છે. તેજ પ્રમાણે અરધા ફુટના રેશમી કોરનાં ધોતીયાંથી માંડીને વિદેશી પોષાકની એકે એક ચીજ પણ એમની પાસે છે. ટેબલ ઉપર ફ્ણ્ણ્પાટલુન સાથે જમે છે અને વખત આવે અમદાવાદી મુગટો પહેરીને પાટલા ઉપર છાપાં તિલક સાથે પણ ભોજનનો ઈનસાફ આપી શકેછે.

જેવો વખત તેવાં ગીત એઓ બહુ સારાં ગાઈ શકે છે.પણ હશે ! આટલું છતાંએ આપણે બધા એમને શેઠ તરીકે માન આપીએ છીએ અને એમની ગરજ કરતા રહીએ છીએ એટલે આ પ્રસંગે એમના માનાર્થે આ મેળાવડો કર્યા વિના છુટકો ન હતો. હા, પણ એટલું સારું છે કે આ મેળાવડો જોકે લોકો તરફથીજ, લોકોના પોતાના નાણાની મદદથીજ કરવામાં આવેલ છે એમ જણાવવામાં આવ્યું છે છતાં પણ ખરું જોતાં આજના મેળાવડાનો તમામ ખર્ચ, તેમજ માનપત્ર અને તેની સુખડની પેટીનો બધો ખર્ચ આપણા નવા દીવાન બહાદુરે પોતેજ આપણને અગાઉથી આપી દીધો છે અને હજી પણ જો પૈસા ખુટે તો આપવા હા પાડી છે. 'મફતકે ચંદન ઘસબે લાલીયા' એ ન્યાયે એઓ સાહેબ જો આટલા પૈસા ફેંકી દેવા માગતા હોય તો આપણે ના પાડવાની જરુરજ નથી. આપણને તો આજે સારામાં સારી વાનીઓ અલ્પાહાર વખતે મળશે એટલે એમાં આપણને આખરે કશું ખોવા જેવું તો નથીજ.

પરંતુ સંસારમાં આવા સત્યવકતા કયાંથી મળે? અને જ્યાં સુધી મળે નહીં ત્યાં સુધી તો હાલ જેમ ચાલે છે તેમજ ચાલવાનું અને તેમાંજ આપણે સંતોષ માની લેવાનો !



# પુસ્તકોનું દર્દ.

કોણ કહે છે કે આપણા મહાગુજરાતમાં પુસ્તકોનું દર્દ નથી? કોણ એવું કહેવાની ધૃષ્ટતા કરે છે કે આપણે ત્યાં વાંચનનો શોખ નથી? જે મનુષ્યો એમ કહેતા હોય તે કાં તો આ વિષયથી સાવ અજાણ્યાજ હોવા જોઇએ; કે કાંતો એ લોકો લેખક વર્ગ કે પ્રસિદ્ધ કર્તાઓના વર્ગમાંના હોવા જોઈએ. લેખકો, માસિક-સપ્તાહિક-દૈનિક વગેરેના તંત્રીઓ, પુસ્તકોના પ્રસિદ્ધકર્તાઓ વગેરે વર્ગમાંના અજ્ઞાન મનુષ્યો કંઈક એવુંજ જાણી બેઠા છે કે પોતાને ત્યાં તૈયાર થતી કૃતિઓનો ઉપાડ નહિં થાય એટલે એમ સમજીજ લેવું કે આપણામાં પુસ્તકોનું દર્દ નથી—આપણે ત્યાં વાંચનનો શોખ નથી!

આ જાતના તેમના વિચાર માત્ર તેમના અંધ સ્વાર્થીપણાંના પડઘા છે. આપણામાં દર્દ પણ છે અને વાંચવાનો શોખ પણ છે. કદાચ કોઈ પુછશે કે ત્યારે આપણાં માસિકોના ગ્રાહકોની સંખ્યા કેમ વધતી નથી? આપણા પુસ્તકોની આવૃત્તિઓ યુરોપ અને અમેરીકાના પુસ્તકોની માફક કેમ જલદીથી પ્રસિદ્ધ થતી નથી? ત્યાંના એક સાપ્તાહિક વર્તમાનપત્રની ૨૨,૦૦,૦૦૦, નકલો ખપે છે અને આપણે ત્યાં કેમ એવાં વર્તમાનપત્રની ૧૨૦૦ નકલો ખપાવતાં તેમના ચાલકોનો બરડો બેવડ વળી જાય છે? અને અકાળે તેમને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થાય છે? ત્યાંના કોઈ કોઈ પુસ્તકોની લાખ લાખ નકલોથી માંડીને દસ દસ લાખ નકલો ખપે છે ત્યારે અહિં એક પુસ્તકની ૧૦૦૦ નકલ છપાવી હોય તો કબાટમાં ને કબાટમાંજ કેમ પાંચ, દસ, અને પચીસ વરસ સુધી તે નકલોને પુરાઇ રહેવું પડે છે?

આવા અને આવી જાતના બીજા અનેક પ્રશ્નો તકરારી મનુષ્યો પોતાનો કક્કો ખરો કરાવવા માટે પુછી શકે છે. અમે આવા પ્રશ્નોના ઉત્તરમાં માત્ર આટલુંજ કહીએ છીએઃ આ પ્રશ્નો કશું સાબીત કરતા નથી. એના ઉત્તર ગમે તે હોય પણ એથી આપણે ત્યાં વાંચવાનો શોખ નથી કે પુસ્તકોનું દર્દ નથી એવું કોઇપણ રીતે પુરવાર થઈ શકતું નથી. અમે ઉપર કહી ગયા તે પ્રમાણે આપણે ત્યાં બધુંય છે (આપણા વેદમાં બધુંય છે એ વાત જ્ઞાની મનુષ્યોથી અજાણી નહિંજ હોય!) પણ માત્ર એનું સ્વરૂપ જુદું છે. પશ્ચિમની પ્રજામાંના પુસ્તકનાં દર્દ અને વાંચવાના શોખ જુદા અને આપણે ત્યાંના જુદા. આ સહેલી વાત જો આપણે સમજતા થઇ જઇએ તો આ વિષય વિવાદગ્રસ્ત રહેજ નહિ.

પશ્ચિમના ઘણાં ખરાં મનુષ્યો એમ ધારે છે કે આપણને પુસ્તકોનો શોખ થયો–તેનું દર્દ થયું તો આપણે જાતે પૈસા ખરચીને તે પુસ્તકો લેવાં અને એનાથી આપણું કબાટ શણગારવું. આપણને વર્તમાનપત્રો વાંચવાની ઘેલછા હોય તો આપણે તે પૈસા ખરચીને લેવાં. આ જાતની–પૈસા ખરચીને સૌ સૌએ પુસ્તકો તેમજ ચોપાનીઆં અને વર્તમાનપત્રો ખરીદવાં એ જાતના વિચારની ઘેલછા ત્યાંના માણસોમાં એવી ઉંડી ઉતરી ગઇ છે કે એને મર્યાદાજ રહી નથી. માત્ર એકજ દાખલો આપું:

લેખકોની સારી રીતે છાપેલી ચોપડીઓ બજારમાં મળતી હોય અને તે પણ નજીવી કિંમતે મળતી હોય તો તે નહિં લેવી અને તે લેખકોએ અસલ જે પ્રત પોતાના અક્ષરે (સારા કે નઠારા) લખી હોય તે નકલના આપણા માન્યામાં નહિં આવે તેટલા રૂપીયા આપવા એ જાતની જ્ઞાનથી વેગળી, વ્યવહાર બુદ્ધિના અભાવવાળી ટેવ એ લોકોમાં જાણીતી છે. વિદ્વાન લેખકોની આવી ચાલાકી આપણે ત્યાં ઘડીભર પણ ચાલી શકે ખરી? અહિંનો કોઇપણ વિદ્વાન લેખક–કવિ-

સાક્ષર લ્યો. એના છાપેલાં પુસ્તકો બજારમાં બે રૂપીએ અને ત્રણ રૂપીએ મળતાં હોય તો આપણામાંથી કોઇ એની જાળમાં ઝલાઇ એના હાથે લખેલ પુસ્તકના બે રૂપીઆ પણ આપે ખરૂં ? (આ વસ્તુ સ્થિતિ જાણીને હું મારાં હસ્તલિખિત પુસ્તકો એમનું કામ થઈ રહે એટલે અમારા મોદીનેજ પસતીમાં આપી દઉં છું. અને આ દૂરઅંદેશીના ગુણને માટે હું મગરૂબ છું.) દરેક સમજુ માણસના મનમાંથી એકજ ઉદ્‌ગાર નીકળે "અરે! રામ રામ કરો સાહેબ! અમારી અક્કલ કંઈ ગીરે બીરે મુકી છે કે શું ?" અસ્તુ.

આ જાતની ઘેલછા—આ જાતનું દિવાનાપણું આપણે ત્યાં નથી એ હું કબુલ કરૂં છું. અને ધારો કે હોય તો એ કંઈ ઇચ્છવા જોગ છે? બીજું: એક વખત એક લેખકે સ્વ. હાજીના સંબંધમાં લખતાં લખ્યું હતું કે હાજી પુસ્તકોના પાનાંને સ્પર્શતા તે જાણે કોઈ આશક પોતાની માશૂકના પ્રિય વસ્ત્રોને સ્પર્શતો હોય એવું ભાસતું! અલબત, આ દૃષ્ટાંત આપણા વિદ્વાનવર્ગમાંના કેટલાકને રૂચ્યું નહોતું અને કેટલાકને તેમાં સમજણ નહોતી પડી. એજ આપણા ગુજરાતીઓની વ્યવહારકુશળ બુદ્ધિનો અપ્રતિમ પુરાવો !

આપણે ત્યાં દર્દ છે પણ એ દિવાનાનું નહિ પણ દુનીઆના અનુભવીનું છે; શોખ છે પણ એ ગાંડા ભરથરીઓનો નહિં પણ વ્યવહારકુશળ વેપારીઓનો છે. પરિણામે આપણે આપણું દર્દ જુદીજ રીતો ગ્રહણ કરી મટાડીએ છીએ, આપણો શોખ જુદાજ માર્ગ લઇને પુરો કરીએ છીએ. એ રીતો—એ માર્ગો આપણાથી અજાણ્યા નથી. માત્ર એનામાં રહેલ રહસ્ય—એનું મૂલ્ય આપણે પશ્ચિમનાં પડળોમાંથી જોઇ શકતા નથી.

દૈનિક પત્રનીજ વાત લઇએ: આપણામાંના બહુજ થોડા પૈસા ખરચીને રોજીંદાં પત્રો વાંચીએ છીએ એ વાત સાચી છે પણ—પણ એથી આપણામાં શોખજ નથી એ માન્યતા ખોટી છે. સવારના

પહોરમાં શાકની ઝોળી લઇને નીકળીએ, રોજીંદું છાપું જેને ત્યાં આવતું હોય તેવા એક બે માણસો સાથે મિત્રાચારી બાંધીએ એટલે "ઓહો! કેમ દાતણ પાણી થયાં?" એમ કહેતાં કહેતાં આપણે તેમને ઓટલે ચઢી શકીએ છીએ અને એ લોકો પોતે વાંચે તે પહેલાં તો આપણે આખાં છાપાં ઉપર નજર ફેરવી નાખીએ છીએ! પણ ધારો કે એમ નહિં બન્યું તો ટ્રેનમાં ફરનારને તો બીજી તક તરતજ આવે છેઃ જમીને ઓફીસે જતાં ટ્રેનમાં બેઠા હોઇએ અને કોઈને છાપા સાથે ચઢતો જોઈ એકે તરતજ "હેંહેંહેંહેં! થેંક્યુ! જરા—" આમ ગમે તેમ બોલીને પેલો માણસ ઉત્તર આપે તે પહેલાં તો તેના હાથમાંથી આપણે તે લઈ શકીએ છીએ અને પછી છુટા પડવાનો વખત આવે તે વખતે તેને પાછું સોંપી દઇએ છીએ! આમાં શોખનો અભાવ ક્યાં જણાયો?

અઠવાડીક, ત્રૈમાસિક અને માસિક પત્રો વિના મૂલ્યે વાંચનારાઓને કૈંક વધુ હોશીઆરી વાપરવી પડે છે. આ પત્રો એમના મિત્રોને ત્યાં આશરે કે તારીખે આવે છે; આવે છે પછી એ કયા સ્થળે મુકાય છે, એ ઘરમાં એવાં પત્રો આપવાની રીતની સામા કોણ કોણ માણસો છે વગેરે પ્રશ્નોનો ઉકેલ એને પહેલાં કરી લેવો પડે છે. પણ એ કર્યા કેડે એને ઝાઝી મુશ્કેલી નડતી નથી. અમુક નિર્ણય કરેલે સમયે વાંચનાર ત્યાં જઇ ચઢે છે. પોસ્ટમેને તરતનું ફેંકેલું પરબીડીઉં પાસેજ હોય છે. આમ તેમ ગપ્પાં મારી હવા–રાજદ્વારી પ્રકરણ–લગ્ન–વિવાહ વગેરેની વાત કરી અચાનક માગણી કરી, માલેક હા પાડે તે પહેલાં પરબીડીયું લઈ ચાલતા થવું. બસ! પછી ભલે માલેક દીનતાથી આજીજી કરતો પાછળ દોડે કે "પણ ક્યારે પાછું આપશો એ તો કહો. તમે જુઓ કે મેં હજી એ ખોલ્યું પણ નહોતું."

એવાં મૂર્ખાઇભર્યાં વચનો ઉપર ધ્યાન કોણ આપે?

પુસ્તકો વાંચનારાઓ કૈંક જુદા પ્રકારના હોય છે. એમના પોતાનામાં પણ જુદા જુદા વર્ગ હોય છે. એમનાં શોખ અને દર્દ પણ ઉંચી કોટીના હોય છે. એમાંના કેટલાકને તો વિના મૂલ્યે વાંચવાનાજ નહિં પણ વિના મૂલ્યે પુસ્તકાલયો ઉભા કરવાના આભ સમા ઉંચા અભિલાષ હોય છે અને આ અભિલાષ નિડરતાથી, દ્રઢતાથી, ઉત્સાહથી અને ધૈર્યથી એ લોકો પાર પણ પાડે છે.

જેમણે ગાંડાઈથી પૈસા ખરચીને પુસ્તકો લાવી લાવીને પોતાના ઘર ભર્યા હોય તેમને ત્યાંથી અવારનવાર ચાર ચાર પાંચ પાંચ ચોપડીઓ વાંચવાને બહાને લઇ આવી એમાંથી એકાદ વખત બે વખતે સરકાવી બીજી પાછી આપ્યા કરવાનો રીવાજ રાખીને થોડાં વરસોમાં સારી જેવી લાયબ્રેરી ઘરમાં એકઠી કરનાર પુસ્તકોના ખરા દર્દી આપણે ધ્યાનથી જોવા માગીએ તો આપણા મહા ગુજરાતને ખુણે ખાંચરે ઘણાય પડયા હશે. માલેકોની ગેરહાજરીનો લાભ લઈ તેમને ત્યાંથી એકાદ નવું પુસ્તક લઈ આવી પોતાનું નામ સુંદર અક્ષરોથી લખી નાખી પોતાનો પુસ્તકોનો શોખ પુરો પાડનાર અનેક વિદ્યાવિલાસીઓ ઢાંકેલા રત્નસમા આપણે ત્યાં હશેજ.

ટુંકમાં આપણે ત્યાં શોખ પણ છે અને દર્દ પણ છે. પણ આપણા જીવન, આપણી ભાવના, આપણા અભિલાષ પશ્ચિમના જીવન, પશ્ચિમની ભાવના અને પશ્ચિમના અભિલાષથી જુદા છે તેજ પ્રમાણે આપણું પુસ્તકોનું દર્દ અને પુસ્તકોના શોખ પશ્ચિમના કરતાં જુદાજ પ્રકારનાં છે.

# કનૈયાલાલની કલા.

પારકા ઘરની ઝીણામાં ઝીણી બાબતમાં માથું મારવું, પારકાને વિના માગ્યે શીખામણો આપવી, પોતે દરેક વિષયમાં પારંગત છે એવું દ્રઢ રીતે માનવું વગેરે ખાશીઅતો અમારા મિત્ર કનૈયાલાલમાં છે એ વિશે હું અજ્ઞાન હતોજ નહિ. છતાં કોઈ કોઇ વાર એવા પ્રસંગ આવી જાય છે કે જે વખતે આપણે આપણી મનોવૃત્તિ કાબુમાં રાખી શકતા નથી. આપણા ઘરમાં આપણેજ ધણી છીએ એવી દીવા જેવી ચોખી વાત પણ આપણે ભુલી જઈએ છીએ. પરીણામે, અલબત, આપણે પૈસેટકે ખરાબ થઇએ છીએ એટલુંજ નહિં પણ જગતમાં બેવકુફ તરીકે જાહેર થઇએ છીએ.

રવીવારની સવાર હતી. રવીવાર એટલે રજાનો દિવસ; અને એથી બધુંજ કામ નીરાંતે કરવાનું અને તે પણ આપણું ગજવું ખમી શકે તેવા પ્રમાણમાં બાદશાહી રીતે કરવું એ અમારો ધર્મ છે. આથી હું અને મારી પત્ની એક સુંદર ટેબલ ઉપર ચ્હાનો સરંજામ લઈને બહુ ઠાઠથી ચ્હા પીતાં હતાં એટલામાં કનૈયાલાલ "હોલ્લો! કેમ છો ? શું ચાલે છે ?" બોલતા અનેક લટકા કરતા આવી પહોંચ્યા. આવીને સીધાજ ટેબલ ઉપર ગોઠવાયા અને તેના ઉપરજ બે હાથ મુકીને તેમણે એક કપ પોતાની તરફ ખેંચવાનું કર્યું. ટેબલ આખું તેના બધા સરંજામ સાથેજ કનૈયાલાલના દીલ ઉપર આવતાં સહેજમાં બચી ગયું.

"જોજો જોજો, સંભાળજો!" અમે પતિ પત્ની બોલી ઉઠયાં. "ટેબલના બે પાયા જરા ટુંકા લાગે છે એટલે એમ થઈ જાય છે. આજ નીચેનું ટેકણુ ક્યાંક ખસી ગયું હોય એમ જણાય છે."

"છી છી છી!" કનૈયાલાલ નાકનું ટીચકું ચડાવતા બોલ્યા. "તમે ગામડીઆં તે ગામડીઆંજ રહેવાનાં. બે પાયા ટુંકા છે એમ બોલીને બેસી રહ્યાં! તમે વીસમી સદીમાં વસો છો?"

"જે સદીમાં તમે છો એજ સદીમાં સુભાગ્યે કે દુર્ભાગ્યે અમે પણ છીએ પણ એ પ્રશ્ન અત્યારે બહુ મહત્વનો નથી. પણ બે પાયા ટુંકા છે એમ નહિં બોલીએ તો અમારે શું બોલવું એ બાબતમાં કૈં તમારી સલાહ છે?" હું બોલ્યો. બોલતાંની સાથેજ મને લાગ્યું કે કાચું કપાયું. સલાહ આપવાને તો એ તૈયાર હતાજ. તેમ કરતાં તેને અટકાવવાના ઉપાય લેવાને બદલે મેં તેમના માર્ગમાં સરળતા કરી આપી! તે તો આ તક મળતાંજ કુદયા. "હાજી, તમે એમ પણ બોલી શકો છો કે બે પાયા લાંબા છે ટુંકાનો ઉપાય સહેલો નથી પણ લાંબાને ટુંકા કરવાનો સહેલો છે."

"આ બાબતમાં મોટા ઈજનેરના જેવાં ભેજાંની જરૂર નથી. એટલેજ એને વિશે મેં બહુ ધ્યાન આપ્યું નહતું. એકાદ સુથારને પકડી લાવશું એટલે પાંચ મીનીટમાં તૈયાર." મેં કહ્યું,

"હાહાહાહા!" કનૈયાલાલ પોતાનું કર્કશ હાસ્ય કરતા બોલ્યા. "એટલામાં પણ સુથાર જોઇએ-એના વિના નહિં ચાલે. હું જો સ્ત્રી હોત તો તમને કદી પણ પરણુત નહિં."

"તમે પાછા આડે રસ્તે નહિં જાઓ." મેં કહ્યું. "તમે જો સ્ત્રી હોત તો તમારી સાથે લગ્ન કરવાને કોઈપણ પુરૂષ તૈયાર થાત કે નહિં, એ મોટો સવાલ છે. બાકી જુઓને, આવી બાબતમાં આપણે હાથે ડહાપણ કરવા જઇએ છીએ તો નકામું બધું બગડે છે."

"એ જવાબ તો હું પહેલેથીજ ધારતો હતો." કનૈયાલાલ

બોલ્યા. "પણ મારે તમને આજ બરાબર ધડો આપવો છે. તમે મ્હા પી લ્યો એટલે પાંચ નહિં પણ ત્રણ મીનીટમાં હું તમારૂં ટેબલ બરાબર કરી આપીશ. એટલે એક મ્હાના કપમાં તમે સુથારના બે રૂપીઆ બચાવી શકશો. હા હા હા !"

હું ના નહિં કહી શકયો. પત્નીને બીજું કામ હતું એટલે તે પણ આ બાબતમાં સામી થઈ શકી નહિં. ટેબલ ઉપરની વસ્તુઓ બાજુએ મુકવામાં આવી. કનૈયાલાલ ઘેર દોડતા જઇને કરવત, ફુટ-પટી, પેન્સીલ વગેરે ઓજારો લઈ આવ્યા. આવીને બધો સામાન લઈને પોતે ટેબલ નીચે ભરાયા. પછી તેમણે ટેબલ ઉપરનું ઓપરે-શન કરવા તૈયારી કરી અને સાથે સાથે મને સમજણ આપવા પોતાનું ભાષણ પણ પોતે ચલાવતા ગયા. "મેં આગળ કહ્યું હતું તે પ્રમાણે બે પાયા ટુંકા એટલે બાકીના બે પાયા લાંબા હોવાજ જોઇએ, ચારે પાયા આપણે ફુટથી માપી લીધા કે લાંબા કયા છે તે જણાઈ જાય. બસ, પછી જેટલા લાંબા હોય તેટલા કરવતથી કાપી નાખીને જરા સરખા કરી દઇએ કે ખેલ ખલાસ !"

આટલું ભાષણ આરંભમાં થયું. ફુટે પાયા માપતાં માપતાં પ-ચીસ વખત ભુલ્યા પંદર વખત માથામાં સખત વાગ્યું, ત્રણ વખત હાથ કચરાયો અને એક વખત આખાં ટેબલે ગુલાંટ ખાધી એટલે મેં કહ્યું. "કનૈયાલાલ ! આના કરતાં ટેબલ ઉંધું પાડીનેજ તમે કામ કરો તો શું ખોટું ! આ કૈં મોટરકાર છે કે તેની નીચે ભરાઇએ તોજ કામ થાય !"

"આટલી મહેનત લઇને હું તમારૂં કામ કરી આપું છું ત્યારે તમને મશ્કરી કરવાનું સુઝે છે. ઉંધું ટેબલ નાખીએ તો કામ સારૂં થાય એટલું તો હું જાણતો હતો પણ વળી તેમ કરવાથી તમે એમ ધારો કે મારાં ટેબલનું પૉલીશ બગડયું એટલે હું એમ નહોતો કરતો" કનૈયાલાલ માથું પંપાળતા બોલ્યા.

"જ્યાં ટેબલની જીંદગીજ જોખમમાં છે ત્યાં પોલીશની ચિંતા શી કરવી!" ટેબલ બહુ કીમતી નહોતું એટલે તેના ભવિષ્યની ફીકર મને બહુ નહોતી છતાં હું બોલ્યો.

આનો ઉત્તર મને મળ્યો નહિં. ટેબલ ઉંધું પાડયું. માપણી ફરીથી શરૂ થઈ અને તે પુરી થયા કેડે આખરે કરવત હાથમાં લેવાયું. જોત જોતામાં બે પાયામાંથી સારા જેવા કકડા છુટા પડયા. મહામહેનતે અમે પાછું ટેબલ ઉભું કરવાના યત્ન કરવા માંડયા. પણ તેમાં અમે નિષ્ફળ નીવડયા. ટેબલના ભવિષ્યની જે આગાહિ મેં મારા મનમાં કરી રાખી હતી તે ખરી પડવા માંડી હતી એટલે મેં પણ કૈં કૈં કહીને કનૈયાલાલને ઉશ્કેરવા માંડયા.

કનૈયાલાલ પહેલાં તો ટેબલની આ હઠ જોઈને ગભરાયા પણ પછી ચીડાઇને બોલી ઉઠયા. "માથે ઉભા રહીને ટકટક કર્યાંજ કરતા હતા તેનું આ ફળ! જે બે પાયા ટુંકા હતા તેમાંથી વધુ કપાઇ ગયું. પણ હશે; એમાં શી મોટી વાત છે! મોટા મોટા સરજનોથી કોઈ કોઈવાર દર્દીના સંબંધમાં એવી ભુલ થઈ જાય છે."

ટેબલ જવા બેઠેજ હતું એટલે એનો જેટલો બદલો લેવાય એટલો લેવો એવા આશયથી હું કનૈયાલાલને મીઠી મશ્કરીથી બનાવતો ગયો. કનૈયાલાલ પોતાની કલાને વિજયી બનાવવા ઉત્સાહથી એ કામમાં મંડયા રહ્યા. ફરીથી માપ લેવામાં કરવત વપરાયું અને ટેબલ ઉભું કરવામાં આવ્યું. આ વખતે ટેબલ ઉભું તો રહ્યું પણ પહેલાંના કરતાં એનામાં લહેકો વિશેષ આવ્યો. કારણ ખુલ્લુંજ હતું. આ વખતે લાંબા પાયા જરા વધુ કપાઈ ગયા હતા. મેં આ વખતે પાછા કનૈયાલાલને વાર્યા પણ એનું ક્ષત્રિય લોહી હવે ગરમ થઈ ગયું હતું. "હવે જરાને માટે સુથારના પૈસા ખરચવા છે? હવે સામેના પાયા જરા ટુંકા કરશું એટલે બરાબર આવી રહેશે" એમણે કહ્યું.

"પણ ટેબલ આથી નીચું થતું જાય છે તેનું શું?" મેં પુછ્યું

"ખરૂં જોતાં તમારૂં ટેબલ ચ્હા પીવાના કામને માટે ઘણું ઉંચું હતું. યુરોપમાં સારામાં સારા ફરનીચરવાળા ચ્હાના અને ખાણાના ટેબલની ઉંચાઈ કેટલી રાખે છે એનીતમને ખબર છે?" કનૈયાલાલ બોલ્યા.

યુરોપના ફરનીચરવાળાની સાથે હું પત્રવ્યવહારના સંબધમાં નહોતો એટલે મેં ઉત્તર નહિં આપ્યો. બે પાયા કાપે એટલે એ ટુંકા થાય, સામેના પાયા કાપે એટલે એ ટુંકા થાય એમ ત્રણેક વખત થયું. ઘડીઆળમાં બાર વાગ્યા. કનૈયાલાલ ચમકીને, થાકીને લોથ-પોથ થઈ ગયેલા, શરીરના જુદા જુદા ભાગોમાં જખમ લઇને પોતાની ગૃહલક્ષ્મીને શાંત પાડવા કયું બ્હાનું શોધવું એના મહા વિચારમાં, મેં ટેબલ વિશે સવાલો પુછ્યા તેના જવાબમાં કૈં પણ કહ્યા વિના ઉપડી ગયા.

આખો ઓરડો કચરાથી ભરાઈ ગયો હતો તે ચાકરને સાફ કરવાનો કહી, ટેબલ તળાઈ ગોદડાં મુકવાના ડામચીઆ તરીકે સારી રીતે ચાલશે કે નહિં એ મહત્વના પ્રશ્ન વિશે હું પત્ની જોડે વાદ વિવાદમાં ગુંચાઇ ગયો.



# શરત.

શરત—હોડ—અનેક રીતે બકાય છે—અનેક રીતે રમાય છે—અનેક રીતે જીતાય છે. આપણા જાણ્યામાં મોટામાં મોટી શરત બકીને તો યુધિષ્ઠિર ચોપટ રમ્યા હતા અને તેમાં હાર્યા હતા. આવી મોટી શરતથી માંડીને જે હારે તે એક ધપ્પો ખાય તેવી શરત પણ બકાય છે. "ભુખ્યે કોઠે કેટલું ખાઈશ ?" એમ પુછીને શરત બકાય છે અને પછી પેલાએ એક કોળીઓ ખાધો કે તરતજ ભુખ્યો કોઠો મટી ગયો એટલે શરત હાર્યો એમ કરીને કેટલાક લોકો પરિહાસ-વૃત્તિની દક્ષતા બતાવે છે. "એક ન્હાના ગોખલામાં રૂમાલ મૂકીને સુઇ રહેવું" એ પણ એક સામાન્ય શરત છે. કેટલીક શરતોમાં હિમતને બદલે બુદ્ધિ કસવાની હોય છે, પરન્તુ પરિણામે બહુધા ધપ્પા-બાજી, ગાલિપ્રદાન વગેરેથી જ તેની પૂર્ણાહુતિ કરવામાં આવે છે. કારણ કે સામાન્ય રીતે જે પુરુષ શરત હારી જાય છે તે તેમાં રહેલો હાસ્યરસ સમજી શકતો નથી અને તેથી તેના મનમાં એમજ થઈ આવે છે કે બીજા બધાએ મળીને કૈંક લુચ્ચાઈથી પોતાને હરાવ્યો; અને એમ ધારી લઈને પોતે શરતમાં હારી ગયેલો હોવા છતાં શરત બકવામાં આવેલી રકમ કે વસ્તુ આપી દેવાની ચોખ્ખી ના પાડે છે.

'એક દિવસે કેટલાક મિત્રો પોતાની કલબના ઓરડામાં બેઠેલા હતા અને વાર્તાવિનોદ કરતા હતા તેવામાં એક પુરુષે પોતાની મા-નીતી વાત ઉપાડી. આ પુરુષને જ્યારે વખત મળતો ત્યારે તે ગામમાં

શા શા ફાયદા છે અને બીજાં ગામો કરતાં પોતાના ગામમાં કેવું સુખ છે તે વિશે વખાણ કરવા ચુકતો નહિં. તે જ ગામમાં થોડાક દિવસ થયાં એક ગૃહસ્થ આવ્યો હતો એટલે આ તક સાધીને નવા આવનાર ગૃહસ્થને પેલા પુરુષે પોતાના ગામનાં વખાણ સંભળાવવા માંડયાં. પ્રથમ તેણે જણાવ્યું કે અહિં મૃત્યુની સંખ્યા ઘણી ઓછી છે. તે પછી બીજાં ગામો કરતાં વૉટરવર્કસની પદ્ધતિ કેવા ઉંચા પ્રકારની છે તે વિશે કહ્યું, તે પછી હવા કેવી સુકી છે અને ક્ષય-રોગવાળાંને માટે કેટલી ઉત્તમ છે તે સમજાવ્યું. તે પછી ચોર કે ભીખારીઓ તો અહિં જણાતા નથી એમ તેણે ભાર મુકીને જણાવ્યું. "તેમ છતાં એ બધાંને બાજુએ બેસાડે તેવી અહિંયાંની પોલીસ છે; ગમે ત્યાં શોધી વળો પણઅહિંનો જોડો નહિં મળે જોડો !" પેલા પુરુષે કંઈક સ્મિત કરતાં કહ્યું.

નવો આવનાર ગૃહસ્થ અત્યાર સુધી કંઈક ધૈર્યથી આ સાંભળ્યા કરતો હતો. તેનાથી હવે રહેવાયું નહિં. "નહિં મીસ્ટર, માફ કરજો; અહિંની પોલીસ ઘણી સ્થૂલ છે."

"હં; એમ ઉપર ટપકેથી જ તમે કંઈ પણ બોલતા નહિં. હજી તમને અહિં આવ્યાને પૂરા ત્રણ દિવસ નથી થયા તેટલામાં તમે પોલીસ વિશે શું જાણો ?" પેલા પુરુષે કહ્યું.

"ચોવીસ કલાકમાં પણ કેટલીક વાતો જાણી શકાય છે," પેલા ગૃહસ્થે ઉત્તર દીધો.

"તેટલામાં તમે પોલીસ વિશે જાણી લીધું ? તમને કયો અનુભવ મળ્યો ? તમે બોલતા કેમ નથી ? તમે એક 'સ્ટેટમેન્ટ' કરો છો તો તેની કંઈક સાબીતિ બતાવશોને ?" પેલા પુરુષે તતડીને કહ્યું.

"ના, એવું ખાસ કંઈ નથી," ગૃહસ્થ બોલ્યો. "પણ મને વિશ્વાસ પડતો નથી. આ મોટા રસ્તાને એક છેડેથી બીજે છેડે

જઈએ એટલામાં મને લાગે છે કે અહિંની પોલીસ આપણે જે ગુનોહ કર્યોજ હોય નહિં તેને માટે આપણને પકડે."

"જો તમે પોલીસને જઇને કહો કે મેં ખુન કર્યું છે તો તમારો દેખાવ એવો છે કે વખતે પોલીસ સાચું માની લે." પુરુષ ખીજવાઈ જઇને બોલ્યો.

"હું વચન આપું છું કે મારે પોલીસની સાથે બોલવું જ નહિં અને જ્યારે તે લોકો બોલાવતા આવે ત્યારે પણ મારે તો એમ જ કહેવું કે મેં કદી ગુનોહ કર્યોજ નથી." ગૃહસ્થે કહ્યું.

"તેમ છતાં તમે એમ કહેવા તૈયાર છો કે જે ગુનોહ તમે કર્યો જ નહિં હોય તેને માટે તમને અહિંની પોલીસ પકડે? જાઓ જાઓ મારા સાહેબ! વાત શી કરો છો?"

"હા, હું એમ કહેવા તૈયાર છું. પણ એમાં એમ તપી શું જાઓ છો? દરેક ગામમાં કંઇને કંઈ ખોડ તો હોય જ ને ગામ હોય ત્યાં ઢેડવાડો તો હોય જ." ગૃહસ્થે ધીમેથી કહ્યું.

"એમાં તપી નહિં જાય? છેક ખોટું હાંકયે જાઓ ત્યારે સામા માણસને ચીડ નહિં ચડે? તમને ખોટા પાડવાને હું દસ રૂપીઆની શરત મારવા તૈયાર છું." ગૃહસ્થને નરમ થતો જોઇને પેલા પુરુષમાં જોર આવ્યું.

"તમે આ વિષયમાં નદ્દન ખોટી તકરાર કરો છો, પણ હશે; જવાદ્યો એ વાત, તમે આ—" ગૃહસ્થને કહ્યું.

"ના, જવા કેમ દે? કયાં તો શરત મારવા તૈયાર થાઓ અને કયાં તો પોતાની ભુલ્ય કબુલ કરો." પેલો પુરુષ બોલી ઉઠયો.

"ઠીક ત્યારે, હું શરત મારૂં છું. આવતે અઠવાડીયે મને પોલીસ તરફ્ન બનાવટી ગુનાહને માટે પોલીસચોકી ઉપર લઇ જશે." પેલા ગૃહસ્થે કહ્યું.

ત્યાંથી ઉઠીને ગૃહસ્થ એક સુથાર કને ગયો; અને સ્ટીમ

રોલર કામ કરતાં હોય ત્યાં આગળ જે પાટીયું મુકવામાં આવે છે તેના જેવું જ પાટીયું બનાવડાવ્યું. ઉપર "**बाफेचा रस्ता चेथे फोरत आहे,**" અને "અહિંયાં સ્ટીમ રોલર કામ કરે છે" એ પ્રમાણે વાકયો લખાવ્યાં અને જુનું દેખાય તેને માટે બીજા રંગના ડાઘા પણ મુકાવ્યા.

નિર્માણ કરેલે દિવસે પેલા ગૃહસ્થે પેલું મોટું પાટીયું ખભા ઉપર ઉચકીને રસ્તા ઉપર દેખાવ દીધો. તરત જ છોકરાંઓનું એક મોટું ટોળું હુરીયો બોલાવતું તેની પાછળ પાછળ ચાલવા લાગ્યું.

પાટીયાંનો અને દાંડાનો ભાર બહુ હોવાથી ગૃહસ્થ ધીમો ધીમો ચાલતો હતો એટલામાં જે પહેલો પોલીસ તેને મળ્યો તે જ તેના પ્રપંચમાં સપડાયો. ગૃહસ્થના પહેરવેશ ઉપરથી પોલીસ દાદાએ જરા નરમાશથી કહ્યું. "સાહેબ, આવી મસ્કરી ન હોય. એમાં તો કોઈ વખત મોટો અકસ્માત થઇ જાય! કયાંથી લઈ આવ્યા છો તે કહીદ્યો. આ છોકરાંમાંથી જ બેએક જણ જઈને તેને પાછું મુકી આવશે."

"આ છોકરાઓએ નહિં લઇ જાય અને હું પણ નહિં લઇ જાઉં. મારે આ પાટીયાને રસ્તાને પેલે છેડે લઇ જવું છે." ગૃહસ્થે દૃઢતાથી કહ્યું.

"તમારે જોરજુલમ કરાવવો છે?" પોલીસે પુછ્યું.

"ના, તું તારે અહિંથી ચાલ્યો જાને. મેં તને કયાં બોલાવ્યો હતો?"

"એ બધી ગડબડ નહિં ચાલે. આ તમારી માલેકીનું નથી; મુકીદ્યો," પોલીસ ગરમ થતાં બોલ્યો.

"હું નહિં મુકું." ગૃહસ્થે ઉત્તર આપ્યો. છોકરાંઓમાં મોટાં માણસો પણ ઉમેરાયાં. ટોળું હર્ષથી કીકીયારીઓ અને સીસોટીયો બોલાવવા મંડયું.

"હવે બહુ થયું; આમાં તમને શો ફાયદો છે તે હું સમજતો નથી. મારૂં કહ્યું માનીને જ્યાંથી લીધું હોય ત્યાં ગુપચુપ પાછું મુકી આવો. બહુમાં સાર નહિ." પોલીસ વધુ ગરમ થતાં બોલ્યો.

"મેં તને કેટલીવાર કહ્યું? આ પાટીયાને મારે જે કરવું હશે તે હું કરીશ. તારે કેં તેની સાથે બીલકુલ લેવા દેવા નથી." ગૃહસ્થે કહ્યું.

"એમ? ત્યારે આ પાટીયું ચોરવાના વાંક માટે હું તમને પોલીસ ચોકી ઉપર લઈ જાઉં છું." આખરે પોલીસે કંટાળીને કહ્યું.

"હું આવવાને તૈયાર છું." ગૃહસ્થ બોલ્યો.

પોલીસચોકી આગળ જઇને ગૃહસ્થે બધી વાતની પોલીસને સમજણ પાડી અને વધુ ધરપચ નહિં થાય તો પાંચ રૂપીઆ અને ઘેર બાળવાને માટે પેલું પાટીયું મળશે એમ જણાવ્યું. પોલીસદાદાએ નીચા વળીને સલામ કરી અને મોટા ટોળાંને જોઇને તસુ ફેરવીને કહ્યું. "જાઓ હરામખોરો! અહિં શું તમાશો થાય છે? તમારામાંથી બેએકને પકડીશ ત્યારેજ તમારી અક્કલ ઠેકાણે આવશે." પછી પેલા ગૃહસ્થને કહ્યું. "એ તો સાહેબ, હું આગળથીજ જાણુતો હતો કે આમાં કેંક કારણ હશે, બાકી આપના જેવાને આ પાટીઆની શી જરૂર પડે? એંહ! પણ સાહેબ, અમારે તો અમારૂં કામ કરવુંને; ફરજ એટલે કેં છુટકો?"

પેલા પુરુષે દસ રૂપીઆ આપ્યા હશે કે નહિં એ કેં નકકી કહી શકાતું નથી; પરન્તુ એટલું તો નક્કીજ કે તે પછી તેનું દેશાભિમાન કેંક મોળું થઇ ગયું હશે!



# માબાપ કેવાં હોવાં જોઈએ?

અત્યારનો જમાનોજ એવો છે કે દરેક વ્યક્તિ, દરેક મંડળ, દરેક વર્ગ, દરેક જાતિ પોતપોતાના હકો સાચવવા અને નહિં હોય તે મેળવવા તનતોડ મહેનત કરી રહ્યું છે. અસ્પૃશ્ય વર્ગથી માંડીને દરેક જ્ઞાતિ પોતપોતાની પરિષદો મેળવી પોતપોતાના ખરા કે ખોટા હકો માટે લઢી રહી છે; પણ એપણ ખરૂં કે માગ્યા વિના તો મા પણ પીરસતી નથી એટલે આ વર્તનમાં કંઈ પણ ખોટું છે અથવા તો અસ્વાભાવિક છે એવું કહેવાનો મારો જરાય આશય નથી. મારે તો માત્ર એટલુંજ કહેવાનું કે આમાં એક વર્ગ એવો રહી જાય છે કે જેમને નાનામાં નાના અને સાધારણમાં સાધારણ હકો પણ હજી દુનિયાના કોઈપણ ભાગમાં મળ્યા નથી. દોઢડાહ્યા માણસો તરતજ કહેવા નીકળશે કે એ વર્ગ આગળ પડીને પોતાના હકોને માટે ચળવળ કેમ કરતો નથી? પણ બાપુ! ખાંચ ત્યાંજ છે. એ વર્ગજ એવો છે કે પોતાને માટે લઢી શકે એવો નથી. અને એટલાજ માટે મારો મત એવો છે કે એમના તરફથી આપણે ચળવળ શરૂ કરવી જોઇએ અને એમને હક આપવા જોઇએ. આ વર્ગ તે નાનાં બાળકોનો અને એમનું મોટામાં મોટું દુ:ખ એ છે કે એમનો કોઈપણ જાતનો મત પુછ્યા વિના, એમની સંમ્મતિ લીધા વિનાજ એમને કોઈ પણ જાતના માબાપ પધરાવવામાં આવે છે!

પ્રથમ દૃષ્ટિએ આ દુ:ખ એટલું મોટું લાગતું નથી એ ખરી વાત છે; પણ જ્યારે આપણે વિચાર કરીએ કે સ્ત્રીને પતિ કેવો

હોવો જોઇએ એ પસંદ કરવાની છુટ છે, પુરૂષને પત્ની કેવી જોઇએ એ વિશે વિચારવાનો સંપૂર્ણ હક છે, ઘરમાં ઘાટી કેવો રાખવો, ઘર કેવું બંધાવવું, રાજ્ય કેવા પ્રકારનું હોવું જોઇએ એ વિશે સૌ સૌને પોતાની ઇચ્છાનુસાર વર્તન કરવાની છુટ છે અને માબાપને પણ "મરજી પ્રમાણેના બાળક"ની તીવ્રેચ્છા હોય છે અને એથી એ પ્રમાણેના બાળકો ઉત્પન્ન કરવાને માટે તેઓ પગલાં લઈ શકે છે, ત્યારેજ આપણને જણાય છે કે બાળકોને પોતાના માબાપની પસંદગીમાં કંઇજ હક આપવામાં આવ્યો નથી એ એક હડહડતો અન્યાયજ છે.

કોઇ બાળકને છેક જન્મથી શાંતિ પ્રિય હોય, સ્વસ્થ ચિત્તે ઘોડીઆમાં પડયા રહેવાનોજ શોખ હોય, તેના માતપિતાને બીજાં છોકરાંજ નહિ હોય અને બીજો ખાસ ધંધો પણ નહિ હોય, એટલે એઓ આ બિચારા બાળકની ઇચ્છાને તુચ્છકારી કાઢીને ચોવીસે કલાક તેને ખોળામાંથી હાથમાં ને હાથમાંથી ખોળામાં લીધાજ કરે, અરધો ડઝન ઘુઘરા, બેચાર ઢીંગલીઓ અને એવાં એવાં અનેક રમકડાં તેના હાથમાં ખોસ્યાજ કરે, તે વખતે એ બાળકે શું કરવું? આવાં માતા પિતાની સામેનો પોતાનો સખ્ત અણગમો કયાં અને કેવી રીતે રજુ કરવો? એણે પોતાને પ્રિય એવી શાંતિ કેવી રીતે પ્રાપ્ત કરવી?

એથી ઉલટું એક બાળકને માતપિતાના લાડ બહુજ ગમતાં હોય, ખોળા સીવાય એનાથી બેસાતુંજ નહિ હોય, આખો દિવસ રમવાના સાધનોની તેને જરૂર હોય તેવું બાળક તેના કમનસીબે કોઈ એવાં માબાપને ત્યાંજ જઈ ચઢયું કે જેમને ત્યાં બાળકના પ્રસવથી આનંદ ખાસ થતોજ નહિ હોય, કાનખજુરાનો એક પગ ભાંગ્યો તોય શું અને સાજો રહ્યો તોય શું એવી સ્થિતિ હોય, તો તે વેળા એ બાળકના શા હાલ? પેટપુરતું ખાવાનું પણ એ બહુજ ભુમાભુમ

કરે ત્યારે તેને મળે, રમકડામાં ઘોડીઆંની ઇસજ હોય અથવા તો અકસ્માતથી કોલસાનો કકડો કે ચુનાનો ગાંગડો હાથમાં આવી ગયો હોય તો તેવી સ્થિતિમાં આ બાળકે કે રીતે પોતાના મનની મુરાદ બર લાવવી ?

કોઇ છોકરાંને જન્મથી માત્ર માનું દુધજ પસંદ હોય અને તે વિધિની કો વિચિત્ર ઘટનાને લઇને એવાં ઘરમાં જઇ ચઢયું કે જ્યાં માબાપને અંગ્રેજી ખોરાકજ પસંદ હોય, તેમના ઉપરજ મરી ફીટતાં હોય તો ત્યાં પછી એ બાળકની કેવી કફોડી સ્થિતિ થઇ જાયછે એ પુખ્ત ઉમરના સ્ત્રીપુરૂષોમાંથી થોડાજ કલ્પી શકે. હજી સવારનો પહોર તો થવા આવ્યો નહિ હોય એટલામાંજ ઘોડીઆ આગળ નાનો સ્ટવ સળગવા માંડે. બાળક બિચારૂં તરતજ ચેતે કે ગ્લેકસોની ડરામણી બાટલી તૈયાર થાય છે. ટોટી અને બાટલી ગરમ પાણીથી ધોવાતી જાય તેમ તેમ બાળકના હૈયામાં ધ્રાસ્કો પડતો જાય. પછી તરતજ એ બાટલી ગરમ ગ્લેકસોથી ભરાઈને એના મોમાં બેસવામાં આવે. નાના બાળકનું મોટા માણસો આગળ કેટલુંક ચાલે? નિરૂપાયે એ પી લે ત્યાં તો વીરોલનો માછલી ગંધાતો કુહો ચમચીમાં ભરાઇને આવવાનોજ! ગમે તેટલા ઉલાળા ખાઓ કે ઉલટી પણ કરો છતાં એ કુહો પણ એના પેટમાં હલવાવાનોજ. વળી થોડો વખત ગયો કે બીજા ખોરાકોના ડહોચાણ તૈયાર થવાનાંજ. આવે સમયે એ બાળક શું કરવું? દ્રૌપદિએ જેમ કૌરવોની સભામાં કૃષ્ણને સંભાર્યા હતા તેમ પ્રભુને સાદ મારવો ?

કોઈ બાળકને અસલથીજ દિગંબર સ્વરૂપે ફરવાનું દર્દ હોય, કાદવમાં રમવું એ એના જીવનની મોજ હોય, નળની નીચે બેસીને કલાકોના કલાકો સુધી પાણીમાં રમત રમવામાંજ પોતાના જીવનનું સાર્થક છે એવી ધારણા હોય, કૈં પણ ખાવું અને કૈં પણ પીવું એ તેનો ધર્મ હોય એવું બાળક કોઈ ફેશનેબલ અને વહેમી માબાપને

પનારે પડયું તો એની કેવી કમબખ્તી થાય એ સ્વાનુભવ સીવાય સમજવું બહુ કઠણ છે. એનાથી ઓરડાના ગાલીચાની નીચે તો પગ મુકાયજ નહિ, પાણી તો નહાતી વખતે કે મોં ધોતી વખતે એને અડકે તેજ, કાદવ તો ભુલમાં પણ જો એને શરીરે લાગ્યો તો કાં તો કોઇ નોકર બરતરફ થવાનો કે કાંતો પોતાનેજ બે કલાકનું લાંબું ભાષણ સાંભળવાનું. પવનની સહેજ સુરખી આવતાં બારીબારણાં ધડાધડ બંધ થઈ જાય અને કાનટોપી, ગરમ સ્વેટર અને પગના ગરમ મોજાંને માટે આખા ઘરમાં દોડાદોડી થઈ જાય. પોતે હર્ષના આવેષમાં જરા વધુ પડતું હસે તો હસાવનારની ખબર બરાબર લઈ નખાય એટલું જ નહીં પણ બાળકને પણ બહુ હસવાથી ફેફસાં નબળાં પડી જાય એવી ધમકી અપાય. આવી વેળા બાળકની અવસ્થા બહુ ભુંડી જ થાય એ સહજ સમજી શકાય તેવું છે.

બાળકની ઇચ્છા હોય કે નહિ તેની તલભાર પણ દરકાર કર્યા વિના, ઘરમાં જે પણ કોઈ મળવા આવે તેની સામા એને ધરવામાં આવે, મળવા આવનાર કટાણું મોં કરીને એને બોલાવે, એને ઝાંસા કરે, આ બધું પણ બાળકે તો મુંગે મોંએ સહન જ કરવાનું રહ્યુંને! નિશાળે જવાની જરાપણ વૃત્તિ નહિં હોય, નિશાળોનો ત્યાગ કરવો એ મહા સિદ્ધાંતમાં એની શ્રદ્ધા હોય છતાં રોજ બલાત્કારે એને નિશાળે માબાપ તરફથી કાઢવામાં આવે એ પ્રસંગ તો સાધારણ થઇ ગયો છે. આખો દિવસ ઉંઘ્યા કરીને રાત આખી જાગવું હોય, રમવું હોય, દુધ પીવું હોય અને કોઇના હાથ ઉપર બેસીને ફરવું હોય તે વખતે એને જોરજુલમથી ઘોડીઆમાં નાખે, એના શરીર ઉપર જાડો ચારસો નાખી જોરથી હીંચકા ખવડાવ્યાજ કરે, સાથે ઘણાજ કર્કશ સુરથી હાલરડાં ગાયા જ કરે આની માતાઓ સામેનો રોષ એણે કૈ રીતે પ્રદર્શિત કરવો?

સ્ત્રીઓને હક અપાવવા અનેક સુધારકો મેદાને પડે છે. પુરૂષોના હકો સાચવવા અનેક વીરલાઓ પ્રાણની કુરબાની કરવા નીકળી

પડે છે. મુંગાં પ્રાણીઓ ઉપર ઘાતકીપણું ગુજારતાં અટકાવનારી મંડળીઓ ઠામઠામ જોવામાં આવે છે. જરા જરામાં શાંતિમય અસહકાર અને સત્યાગ્રહો શરૂ થતા આપણે જોઇએ છીએ. સાહિત્ય પરિષદમાં આમવર્ગ પોતાના હકો સાચવવા પોતાના ગળાંનો અને સાંભળનારાઓના કાનનો ભોગ આપતાં અચકાતા નથી તેવે સમયે બાળકોનો બેલી કોણ? એમને એમના મનગમતાં માબાપો શા માટે નહિં મળવાં જોઇએ? શું એઓ મનુષ્ય નથી? શું એઓ મુંગાં પ્રાણીઓ કરતાં પણ ગયાં? 'આજનું બાળક તે કાલનો નેતા' એ કહેવત બોલનારા તો હજારોની સંખ્યામાં હોય છે પણ બાળકોને પોતાના હકો અપાવવા એમનું આ મોટામાં મોટું દુઃખ—"મરજી પ્રમાણેના માબાપ નહિં મળવાનું" મોટામાં મોટું દુઃખ—દુર કરાવવા એ હજારોની સંખ્યામાંથી કેટલાએ યત્ન કર્યો? હજી પણ અસુરૂં થયું નથી. બીજાઓને હકો અપાવવા માટેજ જીવન ધારણ કરનારા વીરો આ પ્રશ્ન ઉપાડી લેશે અને આ નિર્દોષ, જગત સ્થપાયું ત્યારથી આ જુલ્મની નીચે કચડાતાં-પીલાતાં-રીબાતાં-દુઃખી થતાં-ત્રાસતાં-છુંદાતાં-આજીવન ગુલામી વહોરતાં કુમળાં ફુલ જેવાં બાળકોને એમનો જન્મસિદ્ધ હક-" એમની મરજી પ્રમાણેજ એમને માબાપ મળવાં જોઇએ"-એ હક એમને અપાવશે, પોતાના સર્વસ્વની કુરબાની કરીને પણ અપાવશે એની આશા રાખી વિરમું તો ખોટું?



# જગતકર.

એક ફેશનબલ ઇરાનીની હોટેલમાં હું બેઠો. બેઠો ચ્હા પીવાની તૈયારી કરી રહ્યો હતો. જે ટેબલે હું બેઠો હતો તે ટેબલે હું એકલોજ હતો પણ મારી ચ્હા આવે તે પહેલાં ઘણાજ અપ ટુ-ડેટ પોશાકમાં સજ્જ થઇને એક ગૃહસ્થ ત્યાં આવ્યો અને ખુરશી ખેંચીને મારે ટેબલેજ બેઠો. ગૃહસ્થ આધેડ વયનો અને વાત કરવાનો શોખીન લાગતો હતો કારણ કે આવતાં વેંતજ તેણે વાત ઉપાડી. પણ એની જાત, એનું ગામ, એનો ધંધો વગેરે બાબતમાં કશું ધારી શકાતું નહોતું તેમજ તે પોતે એ વિશે કંઈ માહીતી આપે તેમ જણાતું નહોતું.

પેલો ગૃહસ્થ તરતજ બોલ્યો. "કેમ કંઈ મંગાવ્યું છે? ચ્હા મંગાવી છે? કંઈ હરકત નહિ. મારી સાથે કેક તો લેશોને?"

મેં ડોકું ધુણાવીને હા પાડી.

"અમુક રીતે ઓળખાણ થવી જોઇએ અને તે પછીજ બોલાય વગેરે એટીકેટમાં હું માનતોજ નથી. અને તમારે એટલું ચોક્કસ યાદ રાખવું કે જ્યાંસુધી આપણે અમુક ગામને કે અમુક પ્રાંતને કે અમુક દેશને વળગી રહીએ ત્યાંસુધીજ અમુક રીતભાતો. અમુક ચારિત્રના ગુણદોષો વગેરે આપણને નડ્યા કરે છે. પણ જે ક્ષણે તમે એમ સ્વીકારી લીધું કે મારો દેશ તે આ સારૂં જગત અને મારાં સગાંવહાલાં તે સારી માનવજાતિ તેજ ક્ષણે તમે

બધીજ રીતે સ્વતંત્ર થઈ જાઓ છો અને પેલા તમારા ગાંધીના શબ્દો-માં કહીએ તો તમને તેજ ક્ષણથી ખરૂં સ્વરાજ મળીજ ગયું એમ સમજી લ્યો."

"તમે ગાંધીજીની વિરૂદ્ધ છો?" મેં પુછ્યું.

"હું ગાંધીની વિરૂદ્ધ નથી. મને એમના ચારિત્રને માટે માન છે. પણ એમના સિદ્ધાંતો મને તો ચૌદમી સદીના લાગે છે. સ્વદેશા-ભિમાન, સ્વરાજ્ય પ્રાપ્તીને માટે બલિદાન, સ્વતંત્રતાને માટે પ્રાણત્યાગ વગેરે ગુણ ઉપર ઉપરથી જોનારને બહુ સુંદર લાગે છે. પણ જેનો દેશ આખું જગત છે, જેના સગાંસંબંધીઓ આખી મનુષ્યજાત છે તેને મન તો આ બધાં નામો માત્ર માનવહૃદયની સંકુચિત દ્રષ્ટિજ બતાવી આપતાં હોય એમ જણાય છે. એમના કરતાં તો હજી રવિ-બાબુના સિદ્ધાંતો કૈંક ઠીક છે. જોકે એને મન પણ પૂર્વ અને પશ્ચિમ એમ બે જુદા ખંડો છે. એ બે ખંડની સંસ્કૃતિ પણ જુદી છે અને એ બે ખંડ અને એમની પ્રજાઓને રવિબાબુ વધુ નિકટ લાવવા માગે છે. પણ મને તો એથી હસવુંજ આવે છે! પૂર્વ અને પશ્ચિમ ઉત્તર અને દક્ષિણ એવા ભાગ પાડવાજ શા માટે? આપણી આ પૃથ્વી એટલી નાની છે કે એમાં ભાગ પાડવાની આવશ્યકતાજ નથી. તેમાં વળી હાલની નવી નવી શોધોથી એ નાનાપણું વધવાને બદલે ઘટતું જાય છે."

હું જેમ જેમ આ વિચિત્ર માણસની વાત સાંભળતો ગયો તેમ તેમ મને એને માટે અસાધારણ માન ઉત્પન્ન થતું ગયું. મહાત્માજી અને રવીન્દ્રનાથ જેવા મહાપુરૂષોથી પણ આ માણસના હૃદય તેમજ દ્રષ્ટિ વિશાળ હતાં. મહાત્માજી હિંદુસ્થાનને સ્વરાજ અપાવવા અને તેમ કરીને દુનિયાના જુદા જુદા દેશોને પવિત્રતાના સિદ્ધાંતો સમ-જાવવા યત્ન કરી રહ્યા છે. મશહૂર બંગકવિ પૂર્વ અને પશ્ચિમનો સુયોગ સાધવા મથી રહ્યા છે પણ આ મહાપુરૂષ તો "સબી ભૂમિ

ગોપાલકી" એ સુત્રને હૃદયમાં જડીને પોતાના વ્યવહારમાં તેનું પાલન કરી રહ્યો છે! જેમ કેટલાકો પોતાના ગામના નામ પાછળ 'કર' લખીને પોતાની અડક લખે છે અને કોઈ પોતાને મહુઆકર, તો કોઈ પાટણકર, કોઈ શોલ્લાપુરકર તો કોઈ મધોલકર એવી અડકોથી ઓળખાવે છે તેમ આ પુરૂષ પોતાની અડક 'જગતકર' રાખે તોજ યથાર્થ છે એમ મને લાગ્યું.

આખી દુનિયાની મુસાફરી કરનારાઓ તો ઘણા પડયા છે પણ આવી મુસાફરીઓ પણ તે મુસાફરોના હૈયામાંથી પોતાના દેશની કે પોતાના પ્રાંતની દાઝ કઢાવી શકવાને સમર્થ થઇ શકી નથી અને પરિણામે આવા મુસાફરો માત્ર મુસાફરોજ રહ્યા છે અને આ પુરૂષની માફક 'જગતકર' અડક ધારણ કરવાને યોગ્ય નથીજ.

"પણ તમે જે ગામમાં જન્મ્યા હશો તે ગામને માટે અથવા તો તમારા પ્રાંતને માટે કે દેશને માટે સહેજ પણ લાગણી તમને નથી થતી?" મેં આ જગતકરને પુછ્યું.

"લાગણી કેવી રીતે થાય? કયા દેશને માટે થાય? કયા પ્રાંતને માટે થાય? કે પ્રજાને માટે થાય? પેકીનમાં મારા દોસ્તો છે. આ હોટેલનો ઇરાની મને ઓળખતો નથી એટલા ટોકીઓ અને નાગાસાકીના હોટેલવાળા મને ઓળખે છે. વીએનામાં એક હોટેલવાળો મારી રૂમ તો મારે માટે તૈયારજ રાખી મુકે છે એટલુંજ નહિ પણ મારાં લુગડાં પણ ત્યાં પડેલ ટ્રંકોમાંથી કાઢીને પંદર પંદર દિવસે સાફ કર્યા કરે છે! હું પારીસમાં કોઇપણ વખતે, કોઇપણ થીએટરમાં જાઉં તો ઓછામાં ઓછાં પચાસ સ્ત્રીપુરૂષો મારાં ઓળખીતાં નીકળે. ન્યુયૉર્કના રેલ્વેના પોરટરો પણ મને જુએ તો બીજાં ઘરાકો છોડીને મારો સામાન ઉંચકવા દોડે. બરલીનમાં હમણાં એક યુવતીના લગ્ન છે તે મારે આજે કે કાલે ભેટ મોકલાવવી પડશે. ગ્લાસગો, ડબ્લીન અને લંડનના કેટલાય ઓળખીતાઓ તો હમણા ચારેક માસ થયાં

હું એમને મળી શક્યો નથી એટલે મારા ઉપર ગુસ્સે થઇ ગયા છે. લેનીનગ્રેડની પાસેના ગામડામાંનો એક રશીઅન મને પોતાના ખેતરમાંનો પોંક ખાવાને જવાનો જ આગ્રહ કર્યા કરે છે. આ તમારા હિંદુસ્થાનમાં પણ કલકત્તા, લખનૌ, લાહોર, મદ્રાસ, સીમલા, દાર્જીલીંગ, આગ્રા વગેરે ઠેકાણેથી મને ટપાલ આવવાનીજ. હું જો એકેએક કાગળનો જવાબ આપવા બેસું તો ઓછામાં ઓછા મારે ચોવીસ કલાકમાંથી વીસ કલાક એ કામ પાછળ ગાળવા પડે. હવે બોલો! મારે કયા ગામનું અભિમાન રાખવું? કયા દેશની સ્વતંત્રતા માટે પ્રાણ અર્પવો? હાહાહાહા! એ તો જે લોકો કુવામાંના દેડકાં માફક 'આ મારૂં, આ તમારૂં' વગેરે કરી શકે એને માટે એ બધું!"

"પણ હા એટલું તો ખરૂં કે હજી કદાચ ચંદ્રમાંથી કે મંગળના તારામાંથી લોકો મને મળીને કહે કે તમારી દુનિયા અમારી દુનિયાથી જુદી છે તો કદાચ મારાથી તેમને ના નહિં કહી શકાય. હાહાહા!" મોટેથી હસતાં હસતાં તે બોલ્યો.

થોડીવાર અમે બન્ને મુંગા રહ્યા અને કેકો ઉપર મારો ચલાવ્યો તેટલામાં વળી પાછું પેલાએ ચલાવ્યું. "લોકો કેવા પોતપોતાના ગામોને માટે લઢી પડે છે એ જોઈને મને તો બહુજ હસવું આવે છે. કોઇપણ અમેરીકન જરમનીમાં કે ફ્રાન્સમાં કે રશિયામાં કે કોઈપણ જગ્યાએ વાત કરતો હોય તો ત્યાં પણ પોતાના અમેરીકાના જ વખાણ કરતો હોય! એજ પ્રમાણે તમારે અંગ્રેજનું, ફ્રેંચનું, જરમનનું, રશિયનનું વગેરે બધાનું સમજી લેવું!"

પછી થોડીવાર અમે હવા બાબત વાત કરી એટલે પેલો ગૃહસ્થ મારા ટેબલ આગળથી ઉઠીને ઉભો થયો અને બીજે ખુણે કેટલાક ઓળખીતા હતા તેમની સાથે વાતો કરવા ગયો. મારે કૈં ખાસ કામ ન હતું એટલે ત્યાં વર્તમાનપત્ર વાંચતો હું બેસી રહયો.

વીસ પચીસ મીનીટ એમ વીતી ગઇ હશે એટલામાં મેં અચા-

નક એક ખુણામાં હોહા સાંભળી. હું ઉંચું ડોકું કરીને જોઉં છું એટલામાં તો મારામારી થતી મેં જોઈ. બે પુરૂષોએ સામસામા બે ચાર મુક્કા લગાવી દીધા અને મોંયેથી ગાલિપ્રદાનો પણ ફેંકી માર્યા પણ થોડીવારમાં જ એ બે પુરૂષોને બીજા માણસોએ છુટા પાડયા અને એ બે પુરૂષો બીજા માણસો સાથે એ હોટેલમાંથી ચાલ્યા ગયા. એ લોકો જતા હતા તેવામાંજ મારી નજર તેમના ઉપર બરાબર પડી અને જ્યારે મને જણાયું કે મારામારી કરનાર બે પુરૂષોમાંથી એક પેલો મારી સાથે વાત કરનાર 'જગતકર' જ હતો ત્યારે હું જરા આશ્ચર્ય પામ્યો. મેં તરતજ એક બૉયને બોલાવીને મારામારીનું કારણ પુછયું. "કયા હુઆ કયા?"

"અરે કૈં મોટી વાત હતી નહિં સાહેબ!" પેલા બૉયે મને કહ્યું "તમારી સાથે જે માણસ વાત કરતો હતો તે સુરતનો છે અને જો કોઇ પણ માણસ ભુલેચુકે પણ સુરતના લોકોની કે તેમની ખાવાપીવા બાબતની મશ્કરી કરે છે તો તે બહુજ ઉશ્કેરાઈ જાય છે. સામાવાળાએ સુરતના લોકોની પાપડી ઉપર ફીદાગીરીની કૈંક મશ્કરી કરી અને કહ્યું કે પાપડી એ ઢોરને ખાવાનો ખોરાક છે! બસ, આટલું સાંભળતાંની સાથેજ પેલાએ ઉઠીને બેચાર મુક્કાઓ લગાવી દીધા!"

હું આ વાત સાંભળીને સડકજ થઈ ગયો! જેને મેં 'જગતકર' ની અડક આપી દીધી હતી તે સુરતનો વતની એટલે મારાજ ગામનો અને તેણે પાપડીને માટે મારામારી કરી!

જગતકર તરીકે મને એને માટે જેટલું માન ઉત્પન્ન થયું હતું તેના કરતાં પણ વિશેષ માન મને એના આ વર્ત્તનથી થયું.

# સિંહ કે શિયાળ?

મનુષ્ય નામનાં પ્રાણીનો તમે કોઇએ અભ્યાસ કર્યો છે? એનાં અટપટાં ચારિત્રનું તમે કોઇએ પૃથક્કરણ કરવાનો યત્ન કર્યો છે? સૌ ધારે છે એટલું એ સહેલું નથી. બાહ્ય દેખાવથી આધુનિક ભીમ જેવો જણાતો પુરૂષ ઘણીવાર હમેશનો માંદો અને બીકણ નીવડે છે. પ્રથમ દર્શને મદુડીઓ જણાતો માણસ, તેજ પ્રમાણે, કસરતી જુવાન નીકળી આવે છે. કોઈ માણસ અતિશય હસમુખો હોય-જ્યારે જુઓ ત્યારે તે હસતો ને હસતોજ હોય અને બીજાઓને હસાવતો હોય તેજ માણસ જરા ઉંડું જોતાં અનેક દુઃખનો ભર્યો જણાઈ આવે છે. આટલાં થોડાં દ્રષ્ટાંતો ઉપરથી એટલું તો જણાશેજ કે બાહ્ય દેખાવ ઉપરથી મનુષ્યનું ખરૂં ચારિત્ર કેવું છે તે જાણી શકાતું નથી.

પણ આટલાંથીજ મનુષ્ય ચારિત્રનાં પૃથકકરણની મુસ્કેલીઓ અટકતી નથી. આ તો માત્ર એક વાત થઈ. મનુષ્યને ઘણીવાર કેટલાકો હાથીની સાથે સરખાવે છે. હાથીને દેખાડવાના દાંત જુદા હોય છે તેજ પ્રમાણે તેમનું કહેવું એમ છે કે મનુષ્યને પણ બે પ્રકૃત્તિ હોય છેઃ એક બહારની દેખાડવાની અને બીજી ખરી. પણ આ ઉક્તિ પણ બરાબર બંધબેસ્તી નથી. હાથી પોતાના દાંતની સ્થિતિ બદલી શકતો નથી. પોતાની મરજી પડે ત્યારે બહારના દાંત અંદર અને ઇચ્છામાં આવે ત્યારે અંદરના દાંત બહાર લાવી શકતો

નથી. પણ મનુષ્યમાં તો એ ખાસ ચમત્કાર હોય છે. અમુક સંજોગોમાં એક પ્રકૃત્તિ, બીજા સંજોગોમાં બીજી પ્રકૃત્તિ; અમુક માણસો સમક્ષ એક જાતનું ચારિત્ર અને બીજાં માણસો પાસે બીજી જાતનું ચારિત્ર એ દાખવી શકે છે.

નેપોલીઅનનો દાખલો લઇએ કે કૈઝરનો લઇએ: લડવૈયા તરીકે, પતિ તરીકે, પિતા તરીકે, મિત્ર તરીકે, રાજા તરીકે અને બન્દીવાન તરીકેના એમનાં જુદાં જુદાં ચારિત્રમાં સામ્ય હોય કે નહિં પણ હોય !

પરંતુ મેં ઉપર લખ્યું તે પ્રમાણે આ વિષય બહુ ગહન છે, મુશ્કીલ છે. એનો અભ્યાસ આદરવો એ ગમે તેવાનું ગજું નથી. એનો સંતોષકારક ઉકેલ આણવાને માણસે કવિ થવું જોઇએ—ફીલસુફ થવું જોઇએ. એટલે આ વિષયની શાસ્ત્રિય ચર્ચામાં ઉંડા ઉતરવાને બદલે એક દ્રષ્ટાંતજ આપું અને તે વડે કરીને આ ચર્ચાના અમુક અંગને પ્રકાશિત કરવા યત્ન કરૂં તો ખોટું નહિં ગણાય.

અમારા મિત્ર રમણલાલ ડાકટર છે, દર્દીઓની સારી જેવી સંખ્યા હાથમાં રાખી, તેમને અનેક ઉપાયોથી માંદામાંથી સાજાં અને સાજાંમાંથી માંદા રાખી પોતાનું જીવન પૈસાની તંગીમાંથી સહેલાઇથી મુક્ત રાખી શકે છે. શરીરે કદાવર છે, મુછોના ભરાવદાર આંકડાથી તેમની આખી આકૃતિ બહુ ભવ્ય લાગે છે. તેમની જીભ કટાક્ષમાં તેમજ મિજાજમાં કાતર કરતાં કરવતને વધુ મળતી આવે છે. દર્દીઓ તેમનાથી કાંપતા ફરે છે. અમારા જેવા મિત્રો તેમના કટાક્ષથી ત્રાસતા ફરે છે અને તેમના પ્રથમ સમાગમમાં આવનાર મનુષ્યો તેમની આ માન અને ભય ઉપજાવે તેવી આકૃતિ અને વાક્પટુપતા જોઇને તેમનાથી ડરતાજ ચાલે છે. બાલ્યાવસ્થાથી રમણલાલે કોઇની આજ્ઞા માની હોય કે કોઇને શિર ઝુકાવ્યું હોય એવું અમારા સ્મરણમાં નથી. ઘેર માતપિતાને, સ્કુલમાં માસ્તરોને અને કૉલેજમાં પ્રો-

કેસરોને રમણુલાલ સાથે સારૂં રાખવામાંજ લાભ જણાતો. રમણુલાલના ચારિત્ર સંબંધી આટલુંજ બસ.

સાંજ હતી. એક મિત્રના ઓટલા ઉપર અમે સૌ તડાકાએ ચઢયા હતા. પાંચ સાત મિત્રોમાં રમણુલાલ નેતાસમા શોભતા, અમારામાંથી સૌને વારાફરતી બનાવતા, રસ્તે જતાં માણુસોને પણુ તક આવ્યે ઉંચકતા, આખાં જગતના મહાન પ્રશ્નો પોતાની ઇચ્છાનુસાર ચર્ચતા હતા અને તેને અમે માન્ય રાખતા હતા. હુંડીઆમણુ, બોલ્શેવીઝમ અને ઝેકો સ્લોવેકિયાના રાજ્યતંત્રથી માંડીને સ્ત્રી કેળવણી, બાળલગ્ન, વિવાહ તોડવા ઇષ્ટ ગણુાય કે નહિં, ન્યાતમાં બાસુદી પુરીનું જમણુ સારૂં કે બીરંજ દુધનું, ન્યાતીલાઓને ત્યાં ખાવાં મોકલવાનો રીવાજ આપણુા આત્માની ઉન્નત્તિ સાધનાર છે કે તેને અધોગતિને માર્ગે લઇ જનાર છે વગેરે અનેક વિષય અમે રસભર ચર્ચતા હતા. એટલામાં અમે જેના ઓટલા ઉપર બેઠા હતા તેમને એક ભાઇએ કહ્યું: “ મુરબ્બી, આવો અવસર કયારે આવવાનો હતો ? આજે તમારે ત્યાંજ વાળુનું થઇ જાય ! વધારે નહિં પણુ માત્ર ખીચડી, કઢી અને ભાજીનું લસણીઆ શાક ! બસ, મઝા ઓર ઝામે. ”

ઓટલાના ધણી કંઇ પણુ બોલે તે પહેલાં તો રમણુલાલનું અટ્ટહાસ્ય નીકળ્યું. “ હા હા હા ! એ ગરીબ બિચારાને તો ઘણીય હોંસ હોય પણુ વીસનખી આગળ ચાલતું હોય ત્યારેને ! અંદર કહેવા જાય તો જીવતોય બહાર નીકળે કે ? હા હા હા ! ”

અમે બધા રમણુલાલના ખુશામતીઆઓએ પણુ પ્રતિધ્વનિ કર્યો. “ હા હા હા હા ! ”

ઓટલાના ધણી પોતે કેવું વલણુ લેવું એના વિચારમાંજ હતા એટલામાં ઓટલા ઉપર પડતી બારીમાંથી ઓટલાના ધણીનાં પત્નીનો મીઠો અવાજ આવ્યો: “ ખીચડી ખાવાનો સાચોજ વિચાર છે ? હોય તો મુકું-પણુ પછી સૌ સૌની વીસનખીઓના ત્રાસથી ઘેર નાશી જઇને મારી રસોઇ બગડાવતા નહિં ! ”

જવાબમાં અમે સૌએ આખી સ્ત્રીજાતિ પ્રત્યે તિરસ્કાર બતાવનાર અટ્ટહાસ્ય કર્યું અને ત્યાં જમવાનું વચન આપ્યું. પણ પાંચેક મીનીટમાં અમારામાંથી બે એક જણાએ પોતાની પ્રકૃતિ સારી નથી એટલે બેસવાના તો છે પણ જમવાના નથી એમ કહ્યું. એટલે એ બે જણાઓ અમારા બધાના તેમજ એટલાના ધણીનાં પત્નીના કટાક્ષનો ભોગ થઈ પડયા. પણ આટલેથી તે બે છુટયા નહિં. ડાકટર રમણુલાલે તો એમની પરતંત્રવૃત્તિ–ગુલામી પ્રવૃત્તિને માટે એમના છોતરાં ફાડી નાંખ્યાં.

રસોઈ ધમધમાટ ચાલી રહી. અમારામાંના બીજા એક બેએ છાનામાના, કોઇનું ધ્યાન ખેંચાય નહિં તે પ્રમાણે આવતા જતા સાથે ઘેર કહેવડાવી દીધું. લસણ ઘરમાં નહોતું એટલે એક છોકરાને ભાગોળે લેવા મોકલ્યો, અને રસોઈ થાય તે દરમીઆન વખત વીતાડવા પત્તાંની રમત જબરદસ્ત તોફાન સાથે શરૂ થઇ.

આખરે રસોઈ તૈયાર થઈ. પાટલા અને પાતળ મુકવામાં આવ્યાં. કેરી અને કાંદાની કચુંબરની ક્ષુધાને પ્રદિપ્ત કરનાર સુગંધ આખા ઓરડામાં ફેરવા લાગી. અમે સૌ પાટલા ઉપર બેઠા પણ ખરા.

એટલામાં–એટલામાં ઓરડાના બારણામાં એક પાતળી છાયા જણાઇ. "ઓહો ચંપા બેહન! આવો આવો બધાંની સાથે તમે પણ ખાવા આવી જાઓ." પીરસતાં પીરસતાં મિત્રપત્નીએ કહ્યું.

ચંપા બહેન તે ડાકટર રમણુલાલનાં પત્ની. કયાં રમણુલાલની પ્રચંડ આકૃતિ અને કયાં આ એકવડીઆ શરીરની, હમેશની માંદી જણાતી તેમની પત્ની! પણ એમ તો સરકસમાં આપણે જોઇએ છીએ તેમ કયાં ધુધવતા, વિકરાળ વનરાજ અને કયાં તેમના ઉપર નિરંકુશ અમલ ચલાવતી કોમળ. સુંદર સરકસ–કન્યા! પણ અમને વધુ વિચારનો સમય મળ્યો નહિં. ચંપા બહેને મિત્રપત્નીને જવાબ વાળ્યો નહિં પણ તીણા હૃદયભેદક અવાજે શરૂ કર્યું. "હં! પોતે અહિં મીજબાની ઉડાવવા બેઠા છોને શું! ઘેર છોકરાં પપ્પા પપ્પા

કરતાં ટળવળીને ખાધા વીનાજ સુઇ ગયાં અને હું છેલ્લા ત્રણ કલાક થયાં વરઘોડા જોવાનું છોડીને ચુલો પકડીને બેસી રહી છું ત્યારે અહિં પોતે તો ઉજાણી ઉડાવે છો! પણ બૈરી અને છોકરાં મરી ગયાં છે કે જીવતાં એની પણ પોતાને દરકાર હોય ત્યારે કની! ઘેર ત્રણ ત્રણ શાક અને પાંચ પાંચ રાયતાં ચટણી વીના તો કોળીઓ ઉતરતો નથી અને બીજાંને ત્યાં ભાજીનું શાક હોય તો પણ ચાટુડા થઇને ચાટવા બેસી જવું—"

આ ભાષણ—આ સમુદ્ર ગર્જન—આ કારમી મેઘ ગર્જના કયારે પુરી થાત તે કહી શકાતુ નથી. પણ એજ વખતે ડાકટર રમણલાલ પાટલા ઉપરથી ઉઠી, ઝટ કોટ ટોપી પહેરીને ઓટલાને પગથીએ જઈને ઉભા અને ત્યાંથીજ તેમણે ધીમેથી પણ પત્ની સાંભળે તેમ કહ્યું. "ચાલો આવોછોને?"

બસ. આભને પણ પા ઘડી પોતાની પ્રતિભાથી ટકાવી રાખનાર, લાખો શત્રુઓને મીટ માંડતાં માત્રજ મૃત્યુ પમાડનાર, મહા પરાક્રમી, અતુલ, અદ્વિતીય મહારથી–જન્મ નાયકની જ્યારે સંજોગોને લઇને પડતી થાય ત્યારે હસી શકે એવો મૂર્ખ કોણ હોય? એવો પશુ કોણ હોય?

અમે બાકી રહેલાઓ ઉંડું મૌન ધારણ કરીને દુઃખી હૃદયે ડાકટર રમણલાલને એમના પત્ની સાથે સ્વગૃહે જતા જોઈ રહ્યા. અમારા સૌની આંખો આંસુભીની થઈ ગઈ!



# કેમ ?

---

બહારના દેખાવ ઉપરથી કોઈએ કશા નિર્ણય ઉપર આવવું નહિ એમ આપણે બધાજ જાણીએ છીએ પણ તેમ છતાં પણ જ્યારે જ્યારે આપણે એવીજ રીતે નિર્ણય ઉપર આવીએ છીએ અને કૈંક કાર્ય કરીએ ત્યારે ત્યારે પરિણામે આપણને પસ્તાવોજ થાય છે. ઘણીવાર એમ બને છે કે ગાડીમાં કોઇ નમ્ર દેખાવનો ગૃહસ્થ આપણી સાથે બેઠો હોય છે અને આપણે તેને બનાવીએ છીએ-ઉચકીએ છીએ અને તરેહવાર જાતનું તોફાન કરીને તેને પજવીએ છીએ પણ પાછળથી આપણને ખબર પડે છે કે તે કોઈ મોટો ધનાઢ્ય પુરૂષ હતો, ઑાનરેબલ હતો કે કોઈ આપણા વડીલોને ઓળખનાર હતો! આ પ્રમાણે એક વખત અમે નાના હતા ત્યારે અમે એક ગૃહસ્થને ઘણો પજવ્યો હતો. પેલો માણસ અમારા વડીલોને ઓળખતો હતો. એટલે વડીલોને બીજે જ દિવસે આ વાતની ખબર પડી. અમારામાંથી દરેક જણે સોગન ખાઇને કહ્યું કે બીજા બધા મસ્તી કરતા હતા અને હું તો ઉલટો તેમને વારતો હતો; પરન્તુ દુનિયાના અનુભવી વડીલોએ અમારા સોગનને ઝાઝું વજન આપ્યું નહિં અને કોઇને મેથીપાક તો કોઇને મહિનો સુધી ખીસ્સાખર્ચ નહિ તો કોઈ ને પન્દર દિવસ સુધી રમતોમાં ભાગ લેવાનું નહિ એ પ્રમાણે શિક્ષા થઇ. સાધારણ રીતે આપણે જાડા, ભરાવદાર શરીરનાં પુરુષોથી બ્હીતા ફરીએ છીએ અને નબળા પોચા દેખાવનાની તક

આવે મશ્કરી કરવા ચુકતા નથી. કોઇ બાલક મોં ઉપરથી બહુ શાન્ત દેખાતું હોય, ઠાવકું હોય અને હમણા રડી દેશે એવું દેખાતું હોય; તે વખત આવે બહુજ તોફાની નીકળી આવે છે અને બ્હારથી આભને પાટુ મારતું છોકરૂં વખતે કીડીથી પણ ડરતું, તદ્દન બોચીયાં જેવું હોય છે. મેં આવા પ્રકારની એક બાલિકા જોઇ હતી. તે અનુભવ હું અહિં વર્ણવું છું.

મ્યુઝીઅમના દરવાજા આગળ હું ઉભો હતો. લોકોની આવજા થોડી હતી એટલામાં એક નાની બાલિકા પગથીએ ચડી. તેનો ચહેરો નિર્દોષતાની મૂર્ત્તિરૂપ હતો, આંખો ભુરાશ પડતી ગંભીર લાગતી હતી. આસપાસ સાનન્દાશ્ચર્યથી દૃષ્ટિ ફેરવતી તે બાલિકા પગથીયે ચડી. બારણા આગળ એક ભવ્ય દેખાવનો કલાર્ક ઉભો હતો તેણે ગંભીરાઇથી ઘાંટો પાડીને કહ્યું. "છત્રીઓ અને લાકડીઓ જમણી બાજુએ મુકતાં જાઓ." આ વખતે બીજાં કોઇ મનુષ્ય ત્યાં અમારી આગળ હતાં નહિં એટલે આ ગંભીર આજ્ઞા પેલી બાલિકાને ઉદ્દેશીને જ બોલાઈ હતી. બાલિકા નિર્દોષ વદને પેલા કલાર્કના આખાં શરીરને જોઈ વળી અને પછી ધીમેથી બોલીઃ–"કેમ ?"

આ પ્રશ્નજ વિચિત્ર હતો. હજી સુધી કલાર્કને આવી જાતનો પ્રશ્ન પુછનાર કોઇ મળ્યું ન હતું. લોકો જ્યારે ખુશમિજાજમાં હોય ત્યારે હમેશાં ઘેટાં જેવા હોય છે અને ગુસ્સામાં હોય ત્યારે ઉન્મત્ત હાથી જેવા હોય છે. મ્યુઝીઅમ જેવી જગ્યા આગળ સાધારણ રીતે તેઓ ખુશમિજાજમાં જ હોય છે એટલે કલાર્કની ગમે તેવી આજ્ઞા પણ આદરથી સ્વીકારી લે છે. કલાર્ક કંઇક આશ્ચર્ય પામ્યો–બાલિકા બહુ સુન્દર નહિં હોત તો વખતે ગુસ્સે પણ થાત.

"અહિં એવો કાયદો છે." તેણે છાતી કહાડીને ટટાર ઉભા રહીને કહ્યું. જમણી બાજુએ પેલો ઓરડો છે તેમાં છત્રીઓ અને લાકડીઓ મુકવાનાં છે. તે સિવાય અન્દર જવા દેવામાં નહિં આવે."

"અહં, હં ! એમ કે ! ઠીક." આટલું બોલીને બાલિકા ડાબી બાજુએ વળી.

"જમણી બાજુએ," કલાર્કે મોટો ઘાંટો પાડીને કહ્યું.

"કેમ ?" નિર્દોષ અજ્ઞાનતાથી છલકાતા વદને બાલિકાએ પુછ્યું.

"કારણકે પેલો ઓરડો જમણી બાજુએ છે એટલા માટે મેં આ ત્રીજી વખત કહ્યું."

"હા, પણ એ તો લાકડીઓ અને છત્રીઓ માટે કહ્યું હતું. આ લાકડી પણ નથી અને છત્રી પણ નથી."

"તમારા હાથમાં ચાબુક છે તે હું જાણુંછું. તે પણ તે જ ઓરડામાં મુકીને જવું પડશે. હવે મને વધારે હેરાન નહિં કરો." કલાર્કનો ઘાંટો મોટો જ રહ્યો પણ તે જરા કચવાતે હૃદયે બોલ્યો.

"મેં કૈં તમને તસ્દી તો આપી નથીને ! હું ખરેખર દીલગીર છું. હું ડાબી બાજુએ જઇશ તો તમને દુઃખ થશે એમ મને જણાતું ન હતું. લ્યો આ જમણી બાજુએ ચાલી." માફી માગતા, દીલગીરીભર્યા અવાજે બાલિકા આટલું બોલી.

જમણી બાજુએ ઓરડામાં આજ્ઞાંકિત લોકોની છત્રીઓ અને લાકડીઓનો ઢગલો એક મોટા ટેબલ ઉપર પડ્યો હતો. લોકો બધાં અન્દર મ્યુઝીઅમમાં ફરતાં હતાં અને અન્દરની વસ્તુઓને માટે કૈંક વિદ્વત્તાભરી ટીકાઓ કરવાનો વૃથા પ્રયત્ન કરતાં હતાં.

ટેબલની પાછળ એક બીજો કદાવર શરીરનો કલાર્ક ઉભો હતો. કામમાં ગુંથાઇ ગયેલ કોઈ મોટી બૅંકનો તે મેનેજર હોય તેવો તેનો દેખાવ હતો. એકદમ તેણે પોતાની પાસેની નોટબુકમાંથી એક કાગળનો કટકો ફાડ્યો અને તે કટકો પેલી બાલિકાને ધર્યો. "ચારસેં ને ઓગણીસ." જાણે એક મોટી રકમનો ચેકજ બક્ષીસ આપતો હોય તેમ તે બોલ્યો.

ટેબલ ઉપર પડેલી એક જીર્ણ થઈ ગયેલી અને નંબરની ટીકીટ બાંધેલી છત્રી ઉઠાવીને પેલી બાલિકા બોલી. "આની કિંમત શી ?"

"આ કૈં દુકાન નથી. જોવા આવનાર માણસોની છત્રીઓ ને લાકડીઓ અહિં પડેલી છે. જો તમે તમારા હાથમાંની ચાબુક આપો તો તમારો નંબર આ છે. ચારસેં ને ઓગણીસ."

"પણ મારા હાથમાંની ચાબુક મારે નથી આપવી." કૈંક વિચાર કરતી બાલિકા બોલી.

"ઠીક; નહિં આપતાં; પણ એ નહિં આપો તો તમને અન્દર જવાનું નહિં મળે." આટલા ધડાકાથી પેલી બાલિકા મ્હાત થશે એમ ધારીને કલાર્ક બોલતો અટકી ગયો.

"કેમ ?" પેલી બાલિકા અતિશય ગંભીરાઇથી બોલી.

"કેમ તે તમને ખબર પડશે. એવો કાયદો છે તેથી."

"એવો કાયદો છે ? કેમ ?" પેલી બાલિકાએ આશ્ચર્યચકિત થતાં પુછયું.

આ જાતના સવાલો આખી જીંદગીમાં પેલા કલાર્કે સાંભળ્યા ન હતા. તેનો મિજાસ ખસી ગયો પણ પ્રશ્ન પુછનારના વયનું પ્રમાણ જોઈને ગમ ખાઈ ગયો." કાં તો આ ચાબુક અહિં મુકી જાઓ અને કાં તો સીધાં ઘેર જાઓ. મ્યુઝીઅમમાં જવાનું નહિં મળે.'

"કેમ ? કયું મ્યુઝીઅમ ?"

"આ મ્યુઝીઅમ! તમારે અન્દર જવું છે ?"

"ના, મારે મ્યુઝીઅમમાં જવું જ નથી, અન્દર જવું મને ગમતુંજ નથી. વરસાદ જેવું લાગતું હતું એટલે હું તો અહિં આવી. મને લાગ્યું કે આ કોઇ છત્રીની દુકાન છે. ખરેખર તમારી ખાત્રી છે કે આ દુકાન છત્રીની નથી ?"

"હં, ખબરદાર, મુગાં મુગાં અહિંથી રસ્તો માપો." પેલો કલાર્ક ગુસ્સે થતો બોલ્યો.

"કેમ ? બાલિકાએ ક્ષણભર વિચાર કરીને પુછયું.

"કેમ ! કારણકે આ મશ્કરી કરવાની જગ્યા નથી—અમને મશ્કરી પસન્દ નથી."

"આ મશ્કરી કરવાની જગ્યા નથી ?" પેલી બાલિકાની ભુરી આંખ્યો વધુ મોટી થતી જણાઇ.

"ના, નથી જ."

"તમને બધાને મશ્કરી પસન્દ નથી ?"

"ના, નહિં જ. જો મશ્કરી કરવી હોય તો બીજી જગ્યાઓ ઘણી છે; ત્યાં જાઓ."

બાલિકા આશ્ચર્યથી દિઙ્મૂઢ થઇ ગઇ હોય તેમ ક્ષણવાર સ્તબ્ધ ઉભી રહી. પછી તેણે બીતાં બીતાં આમતેમ જોયું અને પછી પાછી પેલાની સામે દૃષ્ટિ કરીને પુછ્યું:—

"કેમ ?"

ત્વરાથી પગથીઆં ઉતરતી, પોતાના હાસ્યથી સર્વત્ર અમિ વરસાવતી પણ પેલા કલાર્કના હૃદયમાં વિસુવિયસ સળગાવતી પેલી સુન્દર બાલિકા ક્ષણમાં પગથીઆં ઉતરીને ટોળાંમાં અદૃશ્ય થઇ ગઈ.



## "ચિત્રકારોના ચારિત્ર."

### ( તે વિશે એક વિદ્વાને કરેલું નિરૂપણ. )

ટ્રેન ધીમી ધીમી ચાલી જતી હતી. અમારા સેકન્ડ ક્લાસના ડબ્બામાં હું અને બીજા ત્રણ પુરૂષો બેઠા હતા. મારી સામેની બારીએ એક સભ્ય દેખાવનો પુરૂષ બેઠો હતો. સામે બીજા પુરૂષો બેઠા હતા. ચિત્રકળાનું પ્રદર્શન તરતનુંજ ખુલેલું હોવાથી અમે ત્રણ જણ તેનીજ વાતો કરતા હતા, પણ મારી સામે બેઠેલા પુરૂષે અન્દર કંઈ ભાગ નહિ લીધો. વાત ધીમે ધીમે બદલાઇ. મારી સાથે વાત કરતા બે પુરૂષો એકમેકમાંજ વાત કરવા લાગ્યા, અને હું બારીમાંથી બહાર ડોકીયું કરી બાળકની માફક અમારી પાસે થઇને ચાલ્યાં જતાં ઝાડ અને તારના થાંભલા ગણવા લાગ્યો.

થોડીવાર રહીને પેલા સભ્ય પુરૂષે અચાનક મને કહ્યું: "હું અત્યાર સુધી કંઈ નહોતો બોલ્યો પણ હવે હું મારો મત પ્રદર્શિત કરૂં છું. તમે જે ચિત્રકારની વાત કરતા હતા તેને માટે ભલે ટિકાકારો ગમે તે કહે પણ તે એવો મહાન ચિત્રકાર છેજ નહિ. એ વિશે શંકાજ અસ્થાને છે."

મને આવો દૃઢ મત સાંભળીને કૈંક કુતૂહલ પેદા થયું તેથી મેં પુછ્યું: "કેમ, કેમ ?"

"કારણ કે હું ખાત્રીથી માનું છું કે તેને કરવેરા અને ઘરવેરા જેવી શુષ્ક બાબતો વિશે પણ માહિતી છે."

"જો એમ હોય તો તો કૈંક વિચારવા જેવું ખરૂં." કરવેરા અને ઘરવેરાને ચિત્રકળા સાથે શો સંબંધ હોઇ શકે તે મને અગમ્ય હોવાથી મેં ગંભીરતાથી કહ્યું.

"મારે તમને સર્વ હકીકત કહેવામાં કૈં વાંધો હોય તેમ જણાતું નથી," તેણે ક્ષણભર વિચાર કરીને કહ્યું. "ટ્રેનની લાંબી મુસાફરીમાં આપણે બન્ને મળ્યા છીએ. તમે મારૂં નામ જાણતા નથી અને ભવિષ્યમાં જાણશોય નહિં. હું આ ગાડીમાંથી ઉતરી જઈશ એટલે આપણી ઓળખાણનો અંત આવશે. મને લાગે છે કે મારી વાત ઉપરથી તમે મારે માટે સારો અભિપ્રાય નહિં બાંધો પણ તમારા સારા અભિપ્રાયની મારે કશીય દરકાર નથી. હાલમાં કયો સુશિક્ષિત અને સ્વતંત્ર સાક્ષર અન્યના અભિપ્રાય માટે દરકાર રાખે છે ? હું આ ચિત્રકારને વિશે આટલું શી રીતે જાણું છું એ જાણવાની તમારી ઇચ્છા છે ? કારણ એટલુંજ કે એક મારા પરમસ્નેહી તેને ત્યાં "સેનીટરી ટૅક્સ" ના રૂા. ૮-૬-૪ ઉઘરાવવા ગયા હતા. મારા સ્નેહી મારા જેવોજ ધંધો કરતા હતા પણ આ કારણને લીધે કેટલાક મહાપુરૂષોની માફક મારા સ્નેહીને પણ કારાગૃહમાં જવું પડયું છે."

"મને કૈં સમજણ પડતી નથી. કારાગૃહે શાથી જવું પડયું ?"

"તેનું કારણ મેં તમને હમણાંજ કહ્યું. તેણે રૂા. ૮-૬-૪ સેનીટરી ટૅક્સ તરીકેના તે ચિત્રકારને ત્યાં જઇને માગ્યા."

"પણ જો બીલ વસુલ કરવાનુંજ"—

"વાસ્તવિક છે. જો વસુલ કરવાનાજ હોત તો તો કશીજ અડચણ નહિં આવત પણ ચિત્રકાર પાસે પૈસા લહેણાજ નહતા, અને કદાચ હશે તો મારા મિત્રને ઉઘરાવવાની સત્તા હતી નહિં. ફક્ત તેના હૃદયમાંજ એવી ઇચ્છા થઈ આવી કે આટલી રકમ ચિત્રકાર પાસે માગવી જોઈએ. સોમાંથી નવ્વાણું ચિત્રકાર કૈં પણ બીજા

પ્રશ્ન પુછયા સિવાય આ રકમ આપી દેત કારણુ કે તેમને એવી ભ્રમણા હોય છે કે અમુક વખતે અમુક પુરૂષ હાથમાં બેગ લઈને તેમની પાસે કર ઉઘરાવવા આવે છે. પણ શાનો કર લેવા આવે છે અથવા તો વર્ષમાં કેટલીવાર આવે છે અને પોતે કેટલીવાર આપી ચુકયા છે એ સર્વ શુષ્ક પ્રશ્નો જો તેમનામાં ઉચ્ચ ભાવનાઓ, અપુર્વ કલ્પના અને ઉત્કૃષ્ટ રસજ્ઞતા, સુન્દરતા અને સુકુમારતા હોય છે તો તેમના હૃદયમાં ઉદ્દભવતાજ નથી. મેં પોતે એક વખત એક ચિત્રકારને ત્યાં જઈને ત્રણ અઠવાડીયાંમાં ચાર વખત જુદાજુદા કર ઉઘરાવ્યા હતા પણ તેણે એક શબ્દ પણ મને પુછયો નહતો. અલબત્ત, આખરે ગમે તેવાં સરલ હૃદયને પણ સીમા તો હોયજ. મને પાછળથી ખબર પડી કે મારી છેલ્લી વખતની મુલાકાત પછી બીજેજ દિવસે જયારે ખરો કર ઉઘરાવનાર તેને ત્યાં ગયો ત્યારે તેને ઘણો ખરાબ આવકાર મળ્યો અને શરીરને પણ કંઈક ઈજા થઈ. દુર્ભાગ્યે જે ચિત્રકારને ત્યાં મારો મિત્ર ગયો તે ચિત્રકાર સર્વ શ્રેષ્ઠ ભાવનાઓ વિનાનો હતો તેથી તેણે મારા મિત્રને જોઈને એક પોલિસ-ને બોલાવી મંગાવ્યો; તે વખતે તે ચિત્રકારના ફલક ઉપર પ્રતાપની સન્ધ્યાનું ચિત્ર આલેખાતું હતું. તેની ભવ્ય રસિકતા, ગેબી ભયાન-કતા અને ઉચ્ચ ચિત્રકળાથી તેના દુનિયાની જંજાળમાં વિટછ રહેલાં હૃદયને કંઈ પણ અસર નહિં થઈ. આવું ચિત્ર ચીતરતી વખતે રૂા. ૮-૬-૪ જેવી રકમને માટે એક રસિક આત્માને કારા-ગૃહ જેવાં અરસિક સ્થળે મોકલવા પ્રયાસ કરવો એ શું તેને છાજતું હતું ? શું તમારા હૃદયમાં પણ આ શ્રવણ કરીને ખિન્નતા નથી ઉદ્દભવતી ? તમારૂં રસિક હૃદય અપ્રસન્ન નથી થતું ? મારા મિત્રે કાર્યદક્ષતામાં ભુલ્ય કરી, આવેલા પોલિસને સમજાવવાને બદલે તેના અંગને સ્પર્ષ કર્યો. પરિણામે કારાગૃહ."

"તમારા આ મિત્રેજ તમને આવાં અપ્રમાણિક કાર્યો કરતાં શીખવ્યું ? મેં કંઈક તપી જઈ ને કહ્યું.

"ના ના, બિલકુલ નહિં. મેં તેને અપ્રમાણિક કાર્યો કરતાં શીખવ્યો—જો તમે તેવાં કૃત્યોને અપ્રમાણિક ગણતા હો તો—મારા મત પ્રમાણે તેવાં કૃત્યો અપ્રમાણિક ગણી શકાય કે નહિં એ શંકાસ્પદ છે. કોઈ પણ પુરૂષ અર્થશાસ્ત્રનો અભ્યાસ કરે અને પરિણામે પૈસાદાર થાય તો તમે તેને અપ્રમાણિક કહેશો? મને મનુષ્યોના સ્વભાવ અને ચારિત્ર વિશે અભ્યાસ કરવાનો છેક બાલ્યાવસ્થાથી-જ શોખ હતો તેથી મને ચિત્રકારોના ચારિત્ર વિશે પણ સારૂં જ્ઞાન પ્રાપ્ત થયું. અર્થશાસ્ત્ર જરા શુષ્ક વિષય છે પણ આ અભ્યાસ-થી તો આપણને ઘણું શીખવાનું મળે છે. કોઇ પાશ્ચાત્ય તત્વજ્ઞાની-એ યથાર્થજ કહેલું છે કે "Noblest study of Mankind is Man"—મનુષ્ય જાતનો ઉત્તમ અભ્યાસ મનુષ્યનોજ છે. અનેક મનુષ્યો શ્રમ વેઠે છે, જોખમ ખેડે છે અને પરિણામે પૈસા પ્રાપ્ત કરે છે. હું પણ શ્રમ વેઠું છું, જોખમ ખેડું છું અને પરિણામે પૈસા પ્રાપ્ત કરૂં છું."

"પણ કાયદાની રૂએ જોતાં"—

"તે પણ હું જાણું છું. કાયદાથી બ્હીતા ફરવું એ ફક્ત આપણા લોકોની બીરૂતાજ છે, નિવેદિતાએ એક પ્રસંગે સત્યજ કહેલું છે કે "હિન્દુસ્તાનની પ્રજા એટલી બધી ક્ષીણ થઈ ગઇ છે કે તેમનામાં એક મહાન ઠગ પણ નથી." આ વાક્ય શું તમારે નીચું જોડાવનારૂં નથી? જો મનુષ્યોમાં જ્ઞાન હોય તો કાયદો શું કરી શકવાનો હતો?"

"મને આશ્ચર્ય ઉત્પન્ન થાય છે કે તમારા જેવા અપ્રમાણિક, લુચ્ચા, ઠગ લોક કાયદાની ચુંગાલમાંથી સટકી શી રીતે જઈ શકો છો?" આ પુરૂષની આવી છેકજ નિડરતા, અને નીઠોરતા જોઈને હું ઉશ્કેરાતો બોલ્યો.

તમે ગુસ્સે થઇ જાઓ છો એ જરા દિલગીરી ભર્યું છે. પણ તમે

હજી આ વિષયમાં મારા જેટલું ઉંડું ઉતર્યા નથી એટલે તમે એમ ધારો તે સ્વાભાવિક છે. કાયદામાંથી છટકવાને મારે ઘણાં ઘણાં સ્થાન બદલવાં પડે છે અને કેટલીક રીતે મારા ધંધાની વલણમાં પણ ફેરફાર કરવો આવશ્યક લાગે છે. કેટલીક વખતે 'સેનીટરી ટૅકસ' લેવાનું હોય છે. કેટલીક વખતે 'વૉટર ટૅકસ' લેવાનું હોય છે અને કેટલીક વાર તો ગ્યાસનો કર ઉઘરાવવો પડે છે. હું એક વખત પકડાઇ જવાની અણી ઉપરજ હતો પણ સુભાગ્યે બચી ગયો. હું એક ચિત્રકારને ત્યાં ગયો અને કહ્યું કે ગ્યાસનું બીલ રૂા. ૧૧-૬-૫ છે અને ઘણો વખત થયાં લેણું છે એટલે આપો. પણ બન્યું એવું કે તેના ગૃહમાં ગ્યાસજ નહતો. આ મારી દક્ષતામાં મોટી ભુલ્ય ગણાય કારણ કે કંઈ પણ તપાસ કર્યા વિના આવી રીતે જવું એ ખોટુંજ કહેવાય. પણ ચિત્રકાર ઉત્તમ પ્રકારનો હતો એટલે તેણે ઉલટું મારી માફી માંગી અને કહ્યું કે " માફ કરજો, મારાથી તમને નકામી તસ્દી અપાઇ છે. તમે ઘર શોધતાં ભુલી ગયા હો એમ લાગે છે. " એક બીજી વખતે મેં એક ચિત્રકારને જુની કાચની રકાબી લેતાં એક દુકાને જોતો. તે રકાબી ઉપર એક જાતના હથીઆરનું ચિત્ર હતું. આથી હું બીજેજ દિવસે ત્યાં ગયો અને પરવાના વગર 'crest' વાળી રકાબી વાપરી તે માટેના ત્રણ રૂપિયા દંડના અને હથીઆરોના ચિત્રનો સંગ્રહ કરવાના ઇરાદા માટે રૂા. ૨-૭-૦ લીધા. ચિત્રકારે મને ચા પાઈ અને ઉઠતી વખતે આટલી રકમ ઉપરાંત બે રૂપિયા આ કેસ વર્ત્તમાનપત્રોમાં છપાય નહિં તેને માટે મને આપ્યા. તમે આ વિષયના અભ્યાસી નથી એટલે તેનાં ઉંડાં રહસ્યો શે સમજાય ? ચિત્રકારો તો દુનિયાના કોહીનૂર છે. તેમની મદદ સિવાય હું તમારા જેવા સભ્ય ગૃહસ્થો સાથે સેકન્ડ કલાસમાં બેસીને વાદવિવાદ શી રીતે કરી શકત ? આવી ઉત્તમ જાતની વારીયાડીસની અને મેક્રોપોલોની સીગાર શી રીતે પી શકત ? લો આ સીગાર, પી તો જુઓ ! "

" નહિં માફ કરો. મારી પ્રાર્થના છે કે ભવિષ્યમાં તમે તમારી

લુચ્ચાઇમાં નિષ્ફળ નિવડો અને તમારા મિત્રને જઇને મળો." મેં સીગાર લેવાની ના પાડતાં કહ્યું.

"હમણાં તો એમ બને તેવું લાગતું નથી," તેણે મારી સામા કૈંક હાસ્ય કરતાં કહ્યું. "કારણ કે હવે તો મેં "ફન્ડામેન્ટલ લૉ" શોધી કહાડયો છે. તે કાયદાની પેટા કલમ એવી છે કે જે કોઇ મનુષ્યને ઉચ્ચ આદર્શ, રસિક ઉર્મિઓ, સ્વદેશાભિમાની સ્ફુરણાઓ અને સ્ત્રીઓ તરફ સન્માનવૃત્તિ હોય તેમણે કોઇ પણ સભ્ય ગૃહસ્થ તેમને ત્યાં હાથમાં બૅગ લઇને જાય તો રૂ. ૧૫-૦-૦ આપવા. જો આટલી રકમ તેની પાસે ન હોય તો તેમાંથી થોડીક આપવી. આપેલી રકમમાંથી મહાન દેશ સેવાનાં લોકોપયોગી કાર્યો કરવામાં આવશે. આ મારો વિચાર ઘણોજ સરલ છે અને તેને વ્યવહારમાં મુકવામાં પૈસા ઘણાજ થોડા ખર્ચવા પડે એમ છે, થોડાંક બીલ છપામણી-નોજ ખર્ચ પણ દુનિયાના મહાન વિચારો આવાજ સરળ હોય છે!"

"મહેરબાની કરીને તમે મારી સાથે વાત કરતા બંધ થશો?"

"જેમ તમારી ઇચ્છા." મારા શબ્દો જાણે ઘણાજ અસભ્ય હોય તેમ તેણે કહ્યું. "બાકી હજી મારી પાસે એવા ઘણા ગમત સાથે જ્ઞાન આપે તેવાં દ્રષ્ટાંતો છે. મારા ધંધામાં જો સ્હેજ અક્કલનો ઉપયોગ કરીએ તો જોખમ કંઇજ નથી."

સ્ટેશન આવ્યું. ટ્રેન ઉભી રહી. ચિત્રકારોની પ્રશંસા કરતા પેલા પુરૂષનું વદન હાસ્યથી છવાઇ રહ્યું હતું. તેણે ઉઠીને મારી સાથે મારી ઇચ્છા વિરૂદ્ધ ઘણાજ સ્નેહથી શેઇકહેન્ડ કરી અને જતે જતે બોલી ગયો કે "તમે એકાદ વખત આ નહિ અજમાવો?"

ટ્રેન ઉપડી. છેલ્લાં મેં સ્ટેશન ભણી દૃષ્ટિ ફેરવી તો પેલા પુરૂષને સ્ટેશન માસ્તર સાથે અતિશય ગંભીરતાથી વાત કરતાં અને પોર્ટરને વિકટોરીયા લઇ આવવાનો હુકમ કરતાં જોયો. જગતનો વિચિત્ર ન્યાય!

# બાળકો: પ્રભુના પયગંબરો.

## ( એક અનુભવ )

આપણા કવિશ્રી નાનાલાલ કહે છે: "બાલકો પ્રભુના પયગંબરો છે." વાક્ય સાચું છે પણ દ્વિઅર્થી છે. જેમ દેવ-પ્રભુના પયગંબરો છે તેમ શયતાન પણ પ્રભુનોજ પયગંબર છે. ફેર માત્ર એટલોજ કે કેટલાક સાચા, સારા પયગંબરો હોય છે અને કેટલાક એથી ઉલટા પ્રકારનાજ પયગંબરો નીવડે છે એટલે ઉપર ટાંકેલાં વાક્યથી જો કોઇ એમજ ધારી લે કે બાલકો પ્રભુનાં પયગંબરો હોઈ હમેશજ સારાં હોય છે તો એ દોષ એના બીનઅનુભવનું પરિણામ છે એમજ આપણે માની લેવું પડે. "જ્યાં ન પહોંચે રવિ ત્યાં પહોંચે કવિ" એ પ્રમાણે કવિઓ તો તેમને જે તરંગો સુઝે તે લખી નાખે. પણ આપણે આપણા દુનીઆના વ્યવહારજ્ઞાનથી તેની કસોટી કર્યા પછીજ તે સ્વીકારવું ઘટે. અસ્તુ.

મારાં ઘરમાં પ્રભુકૃપાથી બાલકોની વસ્તી—પ્રભુના પયગંબરોની વસ્તી ઘણી છે. સવારના આશરે સાડાચારથી રાતના સાડા અગીઆર સુધી આ પયગંબરો મને તેમનાં અસ્તિત્વનું પુરેપુરૂં ભાન કરાવે છે. અધુરામાં પુરૂં આમાં એક નવું તત્વ વધુ ગુંચવાડો ઉત્પન્ન કરાવે છે. જો હું આ પયગંબરોને શાંત રાખવાના યત્નમાં તેમને કૈંક વધુ પ્રમાણમાં હકો આપવાનું સુચવું છું તો પત્નીશ્રી ભલભલા નોકરશાહીના અમલદારના વર્તનને ભુલાવે તેવું વર્તન એ હકો છીનવી

લેવા માટે કરે છે. અને જ્યારે હું તેમના સ્વરાજ્યથી કંટાળીને કેંક પ્રકારે જાપતાની દમનનીતિ અખતીઆર કરવાનો આરંભ કરૂં છું ત્યારે તેના તેજ પત્નીશ્રી દેશબંધુ દાસનું રૂપ ધારણ કરી મને તેમ કરતો અટકાવે છે ! આ સ્થિતિમાં મારી રાજા તરીકેની સત્તા ગૃહમાં કેવીક રીતે ચાલતી હશે તેનો ખ્યાલ સૌ કોઈ કરી શકે તેમ છે.

રવીવાર હતો. અઠવાડીઆ સુધી સખત મજુરીની સજા ઓફીસમાં ભોગવી આવ્યા પછી રવીવારની સવાર કેવી મીઠી લાગે છે તે કોઇને સમજાવવું પડે તેમ નથી. હું ચ્હા પીને આરામ ખુરશી ઉપર બેસી શાંતિ-પરમ શાંતિ અનુભવવાના ઉચ્ચ આશયથી હૃદયને ધ્યાનસ્થ સ્થિતિમાં લાવવા યત્ન કરી રહ્યો હતો. પણ-પણ એક બાલકને ચ્હાની સાથે સારી રીતે ખાવાનું ખાધા પછી પણ આશરે પંદર મીનીટમાં અતિશય ભુખ લાગી હતી એમ જણાતું હતું. અલબત્ત ખાવાનું આપવાની ચોખ્ખી ના પાડવાથી તેણે ઘણા મોટા અવાજેથી રૂદનરૂપી સંગીતનો આરંભ કર્યો. બે બાલકો વચ્ચે કેં અંતરના અવાજમાં ફેર પડવાથી સામસામા જોરથી ચોંટીઆં ખણવાનું, ધબ્બા મારવાનું અને વાળ ખેંચવાનું શાંતિમય યુદ્ધ ચાલી રહ્યું. છેક નાના પયગંબરે ન્હાવાની સામા અસહકાર કરવાનો યત્ન કર્યો એટલે પરિણામે ભુખ્યા પયગંબરનાં સંગીતમાં વધારો થયો.

રવીવારની સવારે આવી પરમ શાંતિ મારાં હૃદયને સાલવાથી હું માથે ટોપી મુકી બહાર નીકળી પડ્યો અને મારા મિત્ર રણછોડલાલને ત્યાં જઇ ચઢ્યો. "રણછોડલાલ સાથે જરા આરામથી કલાકેક ગપ્પા મારશું, ત્યાં ચ્હાબ્હા પીશું અને આવી રીતની શાંતિ અનુભવી રવીવારની સ્હવાર હક્ક કરશું" એવી કૈં કૈં ઉર્મિઓ મારા હૃદયમાં રમી રહી હતી, પરંતુ જેવો મેં રણછોડલાલના આંગણામાં પગ મુક્યો કે તરતજ મને મારી ભુલ સમજાઈ. હવે રણછોડલાલ પહેલાંની માફકના આનંદી, ચિંતા વિનાના રણછોડલાલ નથી એ વાતજ હું વીસરી ગએલો. રણછોડલાલને ત્યાંના એકના

એક પયગંબર ચારેક વર્ષના થયા હશે એટલે તેમની આગતાસ્વાગતામાંજ તે અને તેમનાં પત્ની રચ્યાં પચ્યાં રહેતાં. આટલુંજ નહિ પણ જે મિત્રો તેમને મળવા જાય તેમને પણ ચારેક વર્ષના દેવની સેવામાં મને કે કમને જોડાવું પડતું. આ બધા વિચારો મને એકાએક આવ્યા, પણ પછી પાછા હઠાય તેમ ન હતું એટલે યાહોમ આગળ વધ્યેજ છુટકો હતો. હું ઘરમાં પેઠો.

"ઓહોહો ! તાતા આવ્યા, તાતા આવ્યા, તણુ ! તાતા !" રણછોડલાલ અને તેમનાં પત્ની પોતાનાં બાલકની ભાષામાં બોલવાના યત્ન કરતાં બોલી ઉઠયાંઃ "ચાલો સારૂં થયું. અમારે જરા પાસેના રમણીકલાલને ત્યાં પાંચેક મીનીટ જઈ આવવું'તુ, પણ એમના છોકરાને મોટી ઉધરસ છે એટલે તણુને (ખરૂં નામ રણજીત કુમાર) લઈ જઈ શકાય નહિ. પણ હવે તમે જરા એને રમતમાં નાંખશો એટલે અમે જઈ આવશું."

હું તો આ સાંભળીને સડકજ થઈ ગયો ! "ઘરના દાઝયા વન ગયા તો વનમાં લાગી આગ !" મેં 'મારે બીજે કામ છે' વગેરે બહાના બતાવવાનું કર્યું પણ સાંભળે છે કોણ ?

"તણુ! તાતાની સાથે સું લમસો ? તેઇન–તેઇન ? હાહાહા ! તાતાને તો તેઇન તલાવતા બહુ થારી આવસે છે હોં." વગેરે વાકયો ઉભય પતિ-પત્ની ઝપાટામાં બોલતાં ગયાં. તણુ-ગોળ મટોળ રણજીતકુમાર—કાકાજોડે—મારી જોડે તેઇન–તેઇન ( આગગાડીના રમકડાં) રમવા મેદાને પડયા. હું હજી પણ નાસવાનો લાગ જોતો હતો એટલામાં તો પતિ પત્ની રમણીકલાલને ત્યાં પસાર !

તણુ ટ્રેન, પાટા, સીગ્નલ વગેરે રમકડાં લઇ આવ્યો. જરા પણ તેની ઇચ્છાનુસાર હું ન કરૂં તો તરત મોટે ઘાંટેથી તે બુમ પાડવા માંડતો એટલે જેમ તેમ કરતાં મેં પાટા ગોઠવ્યા, સીગ્નલ

ગોઠવી, ડબા જોડયા અને ટ્રેનના ડબ્બાને કુંચી આપી. એંજીન અને ડબા એક કુંડાળું ફરીને ગબડી પડયાં.

"ઓહો ! એસીદન ! તાતા ! એસીદન !" કરતો તણુ થોડી વાર કુદ્યો. મેં ધાર્યું કે હવે મને એ નિરાંતે બેસવા દેશે પણ એમ કૈં થયું નહિં, તરતજ તણુએ મને બધું પાછું ગોઠવવાનું કહ્યું અને એંજીનને કુંચી આપવાનું જણાવ્યું. મેં કંટાળીને પાછું કર્યું.

પાછું એક કુંડાળું લઈને ટ્રેનને "એસીદન !"

પાંચ મીનીટ થઈ, દસ થઈ, પંદર થઇ, અડધો કલાક પણ ગયો પણ પતિ–પત્નીની પાંચ મીનીટ પુરી થઇ નહીં અને તેઓ પાછાં આવ્યાં નહી. તે દરમીઆન મેં કૈં નહિં તો પચાસ વખત બધું ગોઠવ્યું હશે અને પચાસ વખત કુંચી આપી હશે. અને વચમાં વચમાં મેં રમત રમવાની ના પાડી એથી તણુ આશરે પંદર વખત મોટા ઘાંટાએ રડયો હશે. ગમે તે હો પણ આશરે પંચાવન મીનીટ થઇ ત્યારે મેં કુંચી આપવાની પાછી શરૂ કરી. કોણ જાણે શાથી પણ કુંચી કેંક વધુ દેવાઇ. સહેજ કડાકો થયો. મારી છાતી બેસી ગઇ. એંજીનની કમાન તુટી છે એ હું સારી રીતે જાણી શકયો. છતાં હિંમત રાખીને મેં એંજીન પાટાઉપર મુકયું. પણ શાનું ચાલે ?

મેં હસતાં હસતાં કહ્યું. "તણુ, એંજીન થુઇ ગયું ! તાલસે નહિં !".

પણ આ વાત તણુના મનમાં ઉતરી નહીં. એણે ભયંકર રડવાનું શરૂ કર્યું. મારે કૈ રીતે હવે આમાંથી છુટવું એ વિશે હું વિચાર કરી રહ્યો હતો એટલામાંજ રણછોડલાલ અને તેમનાં પત્ની આવ્યાં. "ઓહો" "તાતાને બહુ ગમત પડી હોસે !" એટલું બોલતાં બોલતાં આગળ આવ્યાં એટલામાં તો તણુએ વધુ જોર કર્યું. પતિ પત્ની ગભરાઇ ગયાં. "તણુ દિયરને શું થયું ? તણુરીને તોણે તીઠની ?" વગેરે શબ્દોથી તણુને શાંત પાડતાં પાડતાં એમણે મારી પાસે

ખુલાસો માગ્યો. પાંચ મીનીટને બદલે પંચાવન મીનીટની મને સજા થઈ હતી તેનો ખુલાસો મારે માગવો હતો તે તો ક્યાં ઢંકાઈ ગયો અને તેને બદલે જાણે હું કોઈ ખુની હોઉં તેમ બન્નેએ મારી સામા કાતરીયાં કાઢ્યાં. "પાંચ મીનીટ તણુ જેવા છોકરાને રાખવામાં તો કોણ જાણે શું થઈ ગયું ! બિચારાને રડાવી રડાવીને અધમુઓ કરી નાખ્યો. બિચારાએ કેટલા વખતથી સાચવી રાખેલું એંજીન પણ ભાંગી નાખ્યું" વગેરે શબ્દો હું સારી રીતે સાંભળી શકું તેવી રીતે બોલવામાં આવ્યા. "તણુને તાતા નવું એંજીન લાવી આપશે" એવા અર્થનું વાક્ય હું બેએકવાર બોલ્યો પણ જવાબમાં માત્ર ભયાનક શાંતિજ મળી એટલે હું ધીમા પગલાં ભરતો, પતિ પત્નીની આંખમાંથી ઝરતા જવાલામુખીના ધગધગતા અંગારનો તાપ સહન કરતો, રવીવારની સવારની પરમ શાંતિ જે હું મારે પોતાને ઘેર નહિં અનુભવી શક્યો તે અહિં અનુભવવાના વિચાર મને શાથી આવ્યા તે વિશે વિચાર કરતો કવિશ્રી નાનાલાલના અમર વાક્ય "બાલકો પ્રભુના પયગંબર છે" એમાં રહેલ ઉંડાં રહસ્યને ઉકેલવાના યત્ન કરતો સ્વગૃહ ભણી વળ્યો.



# સભાનો અહેવાલ.

શ્રી સુવર્ણપુર સાહિત્ય, કલા અને સંસારસુધારા સમાજનો પ્રથમ વાર્ષિકોત્સવ, શ્રી સુવર્ણપુર ખાતે શ્રીમાન શેઠ પાનાચંદ કરમચંદના ભવ્ય મકાનના કુશાદે હૉલમાં તા—ને વાર—ને દિવસે સાંજના પાંચ (સ્ટા. ટા.) કલાકે ઉજવવામાં આવ્યો હતો જે વખતે આખો હૉલ બાળકો, સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થોથી ચીકાર ભરાઈ ગયો હતો. હૉલને ફુલપાનથી શ્રીમાન શેઠ પાનાચંદ કરમચંદના ઉચ્ચ ટેસ્ટ પ્રમાણે ઉત્તમ રીતે શણગારવામાં આવ્યો હતો. હાજર રહેલાઓમાં મી૦ કાવસજી પાલનજી કટકટીયા (હજુર ડેપ્યુટી કલેકટરની ઓફીસના નિવૃત્ત થયેલા સાતમા કલાર્ક), શ્રી જાનકીપ્રસાદ ગોકુલપ્રસાદ બક્ષી (પ્રથમ કોચરબ પારડીના હૉસ્પીટલ એસીસટંટ—હાલમાં નોકરીમાંથી ફારેગ થયેલા) અને અન્ય જાણીતાં સાક્ષરરત્નો, ઇજનેરો, વકીલો, બારીસ્ટરો, વિદુષી સન્નારીઓ વગેરે હતાં.

સમારંભની શરૂઆતમાં શ્રીમાન શેઠ પાનાચંદ કરમચંદની લલિત લેખનિએ લખાયેલ કેટલીક ગઝલો બાળાઓએ ગાઇ હતી જે પછી સભાનું પ્રમુખસ્થાન મીસ્ટર કાવસજી પાલનજી કટકટીયાને સર્વાનુમતે આપવામાં આવ્યું. પ્રમુખે પોતાને આપવામાં આવેલ અસાધારણ માન બદલ ઘટતા શબ્દોમાં સર્વનો આભાર માનીને પ્રમુખની ખુરશી લીધી. ત્યારબાદ આ સમાજના ઉત્સાહી મંત્રી શ્રીમાન શેઠ પાનાચંદ કરમચંદે વિવેચન કરતાં જણાવ્યું કેઃ

"અખિલ ભારતવર્ષમાં તો શું પણ સારી જહાંમાં સુવર્ણપુર સાહિત્ય, કલા અને સંસારસુધારા સમાજની સંસ્થા, આ વીસમી સદીમાં એક અમુલ્ય ભાગ ભજવી રહી છે તે વિશે આ સંસ્થાના તમામ સભાસદો—પછી તે સ્ત્રી હો કે પુરૂષ હો—ની સંપુર્ણ ખાત્રી છેજ એમ હું માની લઉં તો ખોટું નહિ ગણાય. જગતની સંસ્થાઓમાં આપણી સંસ્થા એકજ એવી છે કે જેમાં જીવનકર્તવ્યોનાં બધાં ક્ષેત્રોમાં ઉત્તમ રીતે કાર્ય કરનાર સ્ત્રી તેમજ પુરૂષ વ્યક્તિઓ મોજૂદ છે. તેના સભ્યો તરીકે સાક્ષરો છે, ઇજનેરો છે, ધારાશાસ્ત્રિઓ છે, શિલ્પિઓ છે, કલાકારો છે, કૃષિકારો છે, કેશવપનશાસ્ત્રિઓ છે, ઉપાનહવિશારદો છે વગેરે વગેરે. એમાનાં સ્ત્રી સભ્યો આ ભૂમિના સ્ત્રીરત્નોમાં પણ મોખરે આવે તેવાં છે. આપણામા શું નથી ? શેની ઉણપ છે ? ( જોસભેર તાળીઓ અને બે બાલકોની ચીચીયારીઓ ) છતાં પણ મારી સૌને વિનંતી છે કે આટલાથી આપણે સંતોષ માનીને બેસી રહેવાનું નથી. ( એક અવાજ: ત્યારે ? ) આપણે તસ્કરોનો ત્રાસ વિદારવા એક " તસ્કર ત્રાસ વિદારક સેવાદલ " નામક મંડળની સ્થાપના કરવાની સત્વર જરૂર છે જે ઉભું થયાથી અને જેને પુરતી તાલીમ મળ્યાથી 'ઈંડીઅન ટેરીટોરીયલ ફોર્સ' ના મૂળ તરીકે કામ સારશે અને પંડિત મોતીલાલજી જેવાને એ ક્ષેત્રમાં વધુ કામ કરવાનું નહિં રહે. બીજું 'ભારત રાષ્ટ્રિય કૃષિકાર સંઘ" નામક મંડળ જે ગઈ કાલથી ઉભું કરવામાં આવ્યું છે અને જેના પ્રમુખ, ઉપપ્રમુખ, માનદ મંત્રી અને કોષાધ્યક્ષ તરીકે હમણા હું કામ બજાવી રહ્યો છું તેનો વિકાસ કરવાનું કાર્ય આપણી સમ્મુખ ઉભુંજ છે. આ ઉપરાંત, "બૃહદ્ ગુજરાત સન્નારી સમાજ" નામના મંડળની સ્થાપના આપણે અહિં કર્યાંને આજ સાત દિવસ પુરા થયા છે, જે અરસામાં તેમની નવ સભાઓ મળી ચુકી છે એમ એમનાં પ્રમુખ તરફથી મને જણાવવામાં આવ્યું છે, તે મંડળને પગભર

કરીને તેને આખા એશિયાખંડમાં ઉત્તમોત્તમ સંસ્થા બનાવવી એ તો આપણું કર્ત્તવ્યજ રહ્યું. + × ×

મારે હજી ઘણું કહેવાનું હતું. પણ સમય ઘણો વીતી ગયો છે એટલે હું મારૂં ભાષણ ખતમ કરૂં છું."

આ પછી 'બૃહદ્ ગુજરાત સન્નારી સમાજ' ના પ્રમુખ શ્રીમતી અહલ્યા બટુકભાઇ બલસારીએ સભાને સંબોધન કરતાં સ્ત્રીઓ વિશે આગળના કવિઓ શું શું કહી ગયા છે તે જણાવ્યું અને પુરૂષ-વર્ગ સ્ત્રીઓ પ્રત્યે કેવા કેવા અન્યાય કરી રહ્યો છે તેનું વર્ણન સચોટ શૈલિમાં કર્યું. તે ઉપરાંત બાળલગ્ન, કન્યા કેળવણી, કેનિયામાં થતા જુલમો, સ્ત્રીઓ અને વક્તૃત્વશક્તિ, આસ્ટ્રીઆમાં ચાલતો દુષ્કાળ, મહાત્મા ગાંધીજીની ચળવળ, દુનિયાની રાંધણકલામાં ગુજરાતની સ્ત્રીઓનું સ્થાન વગેરે વગેરે વિષયો ઉપર તેમણે અસંખ્ય દાખલા દલીલો સાથે વિદ્વત્તાભર્યું ભાષણ આપ્યું.

ત્યાર બાદ થોડુંક વિવેચન થયા પછી શ્રીમાન શેઠ પાનાચંદ કરમચંદે હિંદુસ્થાનના નામદાર વાઇસરૉય, નામદાર કમાંડર–ઇન–ચીફ અને મુંબઈના નામદાર ગવર્નરનો તેમજ આ સભાનું પ્રમુખસ્થાન લેનાર સખી ગૃહસ્થ મીસ્ટર કાવસજી પાલનજી કટકટીયાનો આભાર માનવાનો ઠરાવ રજૂ કર્યો જે સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો અને એમ ઠરાવવામાં આવ્યું કે શ્રીમાન શેઠ પાનાચંદ કરમચંદે આ ઠરાવોની નકલો હિંદુસ્થાનના નામદાર વાઇસરૉય ઉપર મોકલી આપી તેમની પાસેથી રીતસરની રસીદ લેવી.

આ પછી રીફ્રેશમેંટ લીધા બાદ, નામદાર શહેનશાહ અને શહેનશાહબાનુની સલામતી લેવડાવ્યા પછી આ ભવ્ય મેળાવડો બર-ખાસ્ત થયો હતો.

**તંત્રીની નોંધ:** આ અહેવાલ અમને એક ગૃહસ્થ તરફથી મોકલવામાં આવ્યો હતો અને તે આખો ટાઈપમાં ગયા બાદ અમારા

ખાસ ખબરપત્રી તરફથી અમને એવી ભરોસાદાર ખબર મળી છે કે ઉપર છપાયેલ અહેવાલમાં કેંક અતિશયોક્તિ લાગે છે. સભામાં બધાં મળીને પાંચ ગૃહસ્થો, ત્રણ સ્ત્રીઓ અને ચાર બાલકો હાજર હતાં. પાનાચંદ શેઠ પાંત્રીસ ફુલ્સકેપ ભરીને ભાષણ લખી લાવ્યા હતા પણ સભામાં ચારમાંથી ત્રણ બાલકોએ 'ભુખ લાગી છે' એવું કારણ બતાવી બહુજ રડવા માંડયું અને પાનાચંદ શેઠના ધર્મપત્ની એથી પાનાચંદ શેઠ ઉપર ચીઢવાઇ ગયાં એથીજ એમણે પોતાનું ભાષણ અધુરૂંજ પડતું મુકયું. શ્રીમતી અહલ્યા બલસારી પણ ઘણું બોલવાનાં હતાં પણ એમના ઘાટી તરફથી એમને એમ ખબર મળી કે ચુલા ઉપર મુકેલ દાળ બળી જાય છે એથી એમને ત્વરાથી સભાસ્થાન છોડી જવું પડેલું. ત્યાં હાજર રહેલાંઓનો સામાન્ય મત એવો જણાતો હતો કે પાનાચંદ શેઠને ત્યાં દીવાળી પ્રસંગે કરેલ ખાવાનું ફુગાવા આવ્યું હતું તેનો નિકાલ કરવા આ વાર્ષિકોત્સવ ઉજવવામાં આવ્યો હતો–તંત્રી.)

(**લેખકની નોંધ:** વિદ્વાન તંત્રી પોતાની નોંધ છાપીને અક્ષમ્ય ભુલ કરે છે. અતિશયોક્તિ વિના સરસતા નથી. સરસતા વિના સચોટતા અને સુંદરતા કયાંથી સંભવે? કલા અને ભાવનાને સ્થાનજ કયાં મળે? અને આ સૌ વિના જગતસાહિત્યમાં ઉણપ અને અધુરાપણુંજ રહેને? **ધ. કૃ. મહેતા.**)



# છોકરાની છબી.

---

સૌ. સુહાસ (છોકરાની માતા): "જુઓ પછી તમે કહેશો કે નકામી બુમ પાડે છે. પણ છબીવાળાને ત્યાં તમે ત્રણનો ટાઈમ આપી આવ્યા છો; બારણે અઢી તો વાગ્યા છતાં તમને એમ થતું નથી કે જવાની તૈયારી કરીએ. તમારે મનજ ક્યાં છે? એ હું જાણતી'તી તેથી તો મેં મારી પોતાની છબી પડાવવાનું તમને કોઈ દિવસ કહેલુંજ નહિ, પણ આતો લમુ (ચિ. રમેશચંદ્ર)ની છબીને માટે એની માશીઓ અને મામીઓ વગેરે માગણી કર્યાજ કરે છે એટલે મેં છબી પડાવવાનું નક્કી કર્યું.

રા. રૂદ્રશંકર (છોકરાના પિતા): "હેં હેં હેં! હું નાનો હતો ત્યારે તો મારી છબી માટે કોઈએ માગણી કરી હોય એવું મને સાંભરતું નથી!"

સુહાસ: "કોઇએ માગણી કરીજ નહીં હોય એમાં નવાઈ પણ શી! દેખાવડાં છોકરાં હોય તો તેની છબીની કોઇ માગણી કરે કેની! એમ તો રમામોટીબૈનાં છ છોકરાં છે પણ કેમ કોઇ એમની છબીની માગણી કરતું નથી! બાકી એ તો પૈસાની મોટાઈ બતાવવા વરસમાં વીસ છબી પડાવે છે! લમુ બાપના સગાં ઉપર પડયો હોત તો તો કોઇને એની છબી જોવાનું મન થાત નહીં. આતો મોસાળીયાં ઉપર ઉતર્યો છે એટલેજ બાઇ ખુબસુરતમાં ગણાઇ ગયા છે

તો! પણ હવે આવી બાબતોમાં હું ક્યાં તમારી જોડે માથાફોડ કર્યાં કરૂં? ચાલ લમુભાઇ, તું તો ડાહ્યો છે ને? જો આટલા વાળ હોળાવી લઇએ. તારે શું જોઇએ છે? પપાની ઘડીઆળ લેવી છે? હા, ચાલ, લલતો નહીં હોં! પપા આપસે. લાવોની હવે ઘડીઆળ ઝટ કાઢોને. તમારોય બળ્યો જીવ છે! સોનાની ઘડીયાળ છે એમાં થઇ શું ગીયું! જેમને ત્યાં છોકરાં ન હોય એ લોકો તેમના વિના જીવ પટકી નાખે અને તમારે ત્યાં આવો લાખ રૂપીઆનો છોકરો આપ્યો છે ત્યારે સોનાની ઘડીઆળમાં જીવ ભરાયો છે! સામા બેસીને જરા મોંના ચાળા કે એવું કરીને એને રમતમાં નાખોને એટલે હું તરત વાળ હોળી લઇશ.

"હેં હેં હેં! પપાના ચસમાં સૌ વાળી નાખ્યાં? કૈં નહીં હોં એમાં રડવાનું નહીં. તમેય શું! એમાં આટલા ઘાંટા પાડીને બિચારાને થથરાવી મુકો છો. છોકરાં હોય તો ચસમાં વાળેને! અને તેમ પારકાંના છોકરાં તો નુકશાન કરતાં નથીને! પણ ભાંણુજાઓએ ચસમા વાળયાં હોય કે ભાંગી નાખ્યાં હોય ત્યારે તો ક્યાં બુમ પડાય છે. નહીં લમુ નહીં હોં. પપાતો મુરખા છે હોં. ચાલો હવે ચસમાંનું તમે પછી કર્યા કરજોને. હમણા જરા આને સીધો પકડી રાખો કે હું તંગીયો ને બુટ મોજાં પહેરાવી લઉં. શું? ખાદીના કોટ પાટલુન? મારે પીયરીયાંમાં હાંસી કરાવવી નથી કે હું ખાદીના લુંગડા છબી પડાવતી વખતે પહેરાવું! ગોલા ઘાંચીનાં છોકરાંમાંજ તમે લમુને ગણોછો કે શું? મારો બાપ અને એનો દાદો રૂપીયા એક હજારનો અમલદાર છે સમજ્યાને. એમાં હસો છો શું! પગાર પોણીબસોનો હશે પણ સાહ્યબી અને અમલદારી તો હજાર રૂપીઆ કમાનાર જેટલી કરી શકે છેને. એમના હૉલમાં આ છબી ટીંગાડાશે એટલે ખાદી બહુ દીપી નીકળે! તમારે તો બધુંય. તમને કયો ડ્રેસ સારો લાગે છે કે ખાદી પહેરવાથી વધુ ખરાબ લાગવાના હતા! લ્યો, આ એને

માટેના ખાવાનાની પોટલી અને એના લુગડાં રમકડાં બધું તમે ઉંચકી લ્યોને એટલે હવે જઇએ."

(આખરે, રમકડાંનું પોટલું, લુગડાંનું પોટલું, દુધનો થરમોસ, કાંસકી, બ્રશ, પાઉડર વગેરેના સરંજામ સાથે માતા, પિતા અને પુત્ર ફોટોગ્રાફરને ત્યાં પહોંચી જાય છે.)

સુહાસ: "આતે છબી પડાવવાનું ઠેકાણું છે કે બળીને ખાખ થઇ જવાની ભઠ્ઠી છે! તાપ તો જુઓ લાગે છે! હું કયાં કહું છું કે હું સાહેબ છું પણ આ બિચારાં કુમળાં ફુલની શી અવસ્થા થઇ છે એ તો જુઓ. અને હજી એ ભાઇ તો જણાતાજ નથી. ત્યારે ત્રણ વાગ્યે આવજો એમ કહ્યું'તું શું કરવા? તમેય એક બેચાર રૂપીઆ બચાવવા કોણ જાણે કેવા થર્ડક્લાસ ફોટોગ્રાફરને ત્યાં ઘસડી લાવ્યા છો? છબી તે કૈં વારંવાર પડાવવાની હતી કે એમાંય કરકસર કરવાની. લ્યો, સાહેબ પરવારીને આવ્યા તો ખરા. તમારે છબી પાડવી હોય તો જરા જલદી કરજો હોં. અહિં તમારે ત્યાં નથી પવન કે નથી પંખો. છોકરૂં તે કૈં એમ રહી શકે. તમે અમને કહોને કે એને આમ બેસાડવો છે. તમે એની પાસે જાઓ છો એટલે એને અજાણ્યું લાગવાથી એ રડવા માંડે છે. નાના, એ રડકણો છેજ નહીં અને એને અજાણ્યું લાગતુંજ નથી પણ બીયામણા ચહેરા જુએ છે ત્યારેજ એ એમ કરે છે. જો, લમુ, હવે ડાહ્યા થઇને બેસી જાઓ હોં. તમે હવે અત્યારે બારીમાંથી બહાર શું જોઇ રહ્યા છો! ત્યાં શું જોવાનું બાકી રહી ગયું છે! જરા આની સામા જોઇને એને હસાવોને. જો, લમુ, પપા ઘોડો થાય? તમે ઘોડો થઇને ઓરડામાં આમતેમ ફરોને. કુતરો ભસાવો. તમને તો તમારા ધ્યાનમાં આવે ત્યારે ગમે તેવી મસ્તી કરવાનું આવડે અને અત્યારે જ્યારે જરૂર છે ત્યારે તમારા ધ્યાનમાંજ ઉતરતું નથી. જુઓને તમે તે દિવસે ગધેડાની માફક ભુંકતા હતા ત્યારે લમુ કેવો ખડખડ હસતો હતો!

એવું કૈંક અત્યારે બોલાવોની. હવે તમે એવું કરો એમાં છબીવાળાનું શું બગડતું હતું કે એ ના પાડે. શું! છોકરો એક ક્ષણ પણ શાંત રહી શકતો નથી એથી તમારા બે કાચ બગડયા? ન પાડવી હોય તો ના કહી દ્યો એમાં છોકરાનો વાંક શા માટે કાઢો છો? એના જેવો શાંત છોકરો અને તે પણ આટલી નાની ઉમ્મરે-મેં તો જોયો નથી બાકી છોકરાં હોય તે હાલે તો ખરાંજ ને. પણ શું તમારો કાચ બચાવવા માટે છોકરો ખુરશી ઉપરથી પડી જતો હોય તોપણ અમારે આવીને એને ઝાલી નહીં લેવો? એને પડવા દેવો? છોકરાનું માથું ફૂટે તો ફૂટવા દેવું પણ તમારો બેઆના-નો કાચ બગડવા નહી દેવો એવી ઉદારતા અમારામાં નથી ભાઈ. ચાલો, જોયા શું કરો છો? એ નહીં પાડતો હોય તો એના ભાઇ બીજા હજાર છે. તેથી કૈં છોકરાને મારી નાખવાનું નથી કહ્યું!"

(પાછાં બધાંજ પોટલાં લઇને માતા, પિતા અને પુત્ર સ્વગૃહે જાય છે.)

સુહાસઃ "બસ, છબી પડાવાઈ અને બધું થઈ ગયું. હવે આવતે રવીવારે, કોઇ ફોટોગ્રાફર ઘેર આવીને પાડી જાય એવાને માટે નક્કી કરી આવજો. આવા ફોટોગ્રાફર હજી અમે તો જોયા નહોતા! છોકરો સહેજ હાલ્યો એટલામાં એનો કાચ બગડી જાય. એ બિચારો ખુરશી ઉપરથી પડીને મરી જતો હોય અને તે વખતે આપણે દોડીને એને બચાવી લઇએ તો એનો કાચ બગડી જાય! ત્યારે એવો ધંધો લઇને બેઠો શું કરવા? અને તમારે તો બધામાંજ વાંક મારો કે છોકરાનોજ કાઢવો હોય એટલે કહેવુંજ શું? ફોટોગ્રાફર બિચારો થઈ ગયો અને આ બિચારો એના ભઠીખાનામાં અધમુઓ થઇ ગયો એ જીદ્દી અને રડતો કહેવાયો. છબી પડાવવાના પૈસા કાઢવાજ નહતા એટલે કમને આવો હજામ કોઇ શોધી કાઢયો! હવે આવતે રવીવારે જોઈશું વળી. ઘેર આવીને ફોટોગ્રાફર શા નવા ચાળા કરે છે તે!

# કાપડિયાની દુકાને.

(રંગીલદાસ કાપડિયાની દુકાનઃ બે ત્રણ સ્ત્રીઓ ત્યાં બેઠી બેઠી કાપડની ખરીદી કરે છે. આકાશમાં અચાનક વાદળાં ચઢી આવ્યાં. વરસાદ પણ પડવા માંડયો. સૌ. સુહાસ રસ્તે જવાની હતી તે દુકાન તરફ વળી અને તે ઉપર ચઢી.)

સૌ. સુહાસઃ કેમ, રંગીલભાઇ, કૈં નવી જાતનું કાપડ લાવ્યા કે નહિ ? કે પછી પચીસ વરસનું જુનુંજ હજી ભરી રાખ્યું છે ? ભાઇ, તમારૂં કૈં કહેવાય નહિં. અને વળી પાછા ઓળખીતા થયા એટલે અમને બમણા છેતરવાના. કૈં બતાવો તો ખરા. વાયલના સાળુઓ કાઢો. સારા હોય તો વળી લઇએ. નારે બહેન ના, આપણે ખોટું બોલતાં નથી. ખાદીની સાડી, એકાદ બે, વાર અવસરે પહેરવા રાખી છે ખરી, પણ આપણાથી રોજ રોજ પહેરાય નહિં. આપણે તે મુ—કોળી કાચ્છીઆં હતાં કે એવાં જાડાં લુગડાં પહેરીએ ? અરે, હારે ! એ તો હંમેશાં મને ટોક ટોક કર્યા કરે છે અને 'તમારાંમાં દેશભક્તિ નથી,' 'તમારામાં ઉંચી ભાવના નથી' વગેરે કૈં કૈં કહ્યા કરે છે. પણ એ મરદોનું જો આપણે બધુંજ સાંભળતાં ફરીએ તો તો આપણે ગાંડાં થઇ જઇએ ગાંડાં ! પ્રકીકમાં તો એ લોકો કહેશે કે, "જુઓ, આ મડમો ને પારસણો કેવાં ફરે છે. અને તમે જુઓ ! કેવાં ફરો છો તે ! સારાં ફેશનેબલ લુગડાં દરેકે પહેરવાંજ જોઇએ. સારાં પોલકાં, પીનો, બુટ,

મોજાં વગેરે તમે શું કામ પહેરતાં નથી ? અમે પૈસા આપવાની ના પાડીએ છીએ ?" ત્યારે ઘડીકમાં એજ મરદો આપણાં ભારે લુગડાં બાળી નાંખવા તૈયાર થાય ! એમનું કહ્યું કરીએ તો ઘર ચાલેજ નહિ તો. પણ ભાઇ. તમારી પાસે આવાંજ વાયલનાં લુગડાં છે ? પણ ત્યારે બીજાં હોય તો બતાવતા કેમ નથી ? મોઘાં છે તે કૈં અમે પૈસા આપવાની ના પાડીએ છીએ ? હં—આ બીજી જાતો કૈંક ઠીક છે–પણ રંગીલભાઇ ! પેલી અમારી ન્યાતની સુન્નાએ આશરે મહીનો એક પહેલાં વાયલનો સાળુ પહેર્યો હતો તે જાતનું કપડું તમારે ત્યાં ખલાસ થઇ ગયું છે ? અરે, હું જાણું છુંને કે તમારી દુકાનેથીજ એ લઈ ગયેલી. તમને યાદ નથી ! પણ ત્યારે હવે મારે એ કપડું લેવું ક્યાંથી ? તમારે અમસ્તાં બાના કાઢવાં છે. બાકી જેટલી જાત તમારી પાસે હોય તેટલી બતાવો તો હું તરત શોધી કાઢીશ. પણ હવે એ નહિં હોય તો કૈં છોકરાંને માટે સારાં ઝભલાં થાય એવું બતાવોને ? વાયલના સાળુનું તો વળી કોઇ વખત નિરાંતે આવીશ ત્યારે થઈ રહેશે. રતન બહેન તમને ખબર હશે. પેલી રતનને ત્યાં લગ્ન હતાં તે વખતે મોંઘીના છોકરાંને ઝભલું પહેરાવ્યું હતું ને તેવું મારે તો જોઇએ છીએ. તેનો રંગ તમને નથી ગમતો ? નારે ના, તમારી ભુલ છે. એ મોંઘીના છોકરાએ નહિં પહેર્યું હોય તો વિનુબહેનના છોકરાએ પહેર્યું હશે, એ તો તમે આઠ દશ જાતના સાટીન છે, પ્યાજ છે એવાં એવાં કપડાં બતાવો એટલે સમજણ પડી જાય. શું વિજયાલક્ષ્મી ? હાસ્તો વળી, એ કપડું એકલું તો કૈં ચાલે ? એની સાથે બંધએસ્તી આવે તેવી કીનારી તો લેવીજ પડશે ને ? એકલો ગોટો મુકીએ તો ખોટું લાગે ? કદાચ મોઘું પડી જાય ખરૂં. તો રંગીલભાઇ ! ઝીકની કોર તૈયાર હશેને તમારી પાસે ? નહિ તો આરીની પણ ખોટી નહિ લાગે, એ તો બધું કપડાં ઉપર આધાર રાખે છે. પેલી વિદ્યાની છોકરીની ચોળી ઉપર, જુઓને, બાધલાંની કોર મુકી છે તે કેવી દીપી ઉઠે છે ! કોરે સાથે સાથે બતાવી લો કે

સાથેજ પસંદ કરી લઉં; નહિ તો પાછા તમે ચાર દિવસ રહીને કહે-શો કે મારી પાસે એને લાયકની કોર નથી. તમે એમ બધી વાતમાં કંટાળો બતાવો તે કેમ ચાલે ? તો પછી દુકાન માંડીને શું કામ બેઠા ?

હારે હા, ડાહીબેન, તમે કહો છો એ વાત ખોટી નથી. આપણે એકની એક દુકાને આવ્યા કરીએ એટલે આ લોકોનું ચઢી વાગે છે. તમેજ જુઓ છો કે આપણે અહિં કેટલીવાર થયાં ખોટી થયા કરીએ છીએ પણ રંગીલભાઈના ધ્યાનમાં પણ આવે છે ?

ભાઈ, રહેવા દ્યો, એ તમે ઝભલાંનું કપડું બતાવ્યું અને મારૂં કામ થઇ રહ્યું ! એના કરતાં, એક પાંચેક મહીનાની છોકરીને માટે ચાલે તેવું ઝભલાં ટોપીને માટે કપડું બતાવો. પણ જોજો, ખાસ ભારે બતાવતા નહિ. રૂપીઆ દોઢ રૂપીઆમાં થાય એવું બતાવોને. હેં, શું કહ્યું ? મગન બહેન ! અરે, વાતજ જવાદ્યો ને:

પેલાં અમારાં બોટનાં નણંદ છે ને, તેમની છોકરીને ઝભલું ટોપી કરવાનાં છે. અરે લ્યો એ તે કર્યા વિના ચાલે ! જોઇએ તો અમે અને અમારાં છોકરાં ભીખ માગીએ પણ એમના છોકરીને ઝભલાં ટોપી આપ્યા વિના ચાલે શું ? દોઢ રૂપીઆમાં સારૂં કપડું આવેજ નહિં ! તમે તે ભાઇ, વાત કરો છો ? હા, ગામ છોડીને નાશી જવું નથી કે એમ પાંચ પાંચ રૂપીઆનાં ઝભલાં ટોપી ગામનાં છોકરાંને કરતાં ફરીએ !

હા હા, એ વાત તમે ઠીક કરી, છગન બહેન ! આમે મારે સુરત તો જવુંજ છે એટલે ત્યાંથીજ લઇ લઇશ. સોંઘુએ આવશે ને વળી અહિંથી લઇ જવા લાવવાની કડાકુટ નહિ રહે. ત્યાંની સીલાઇમાં પણ સસ્તું પડશે એટલે એજ વિચાર ઠીક. રંગીલભાઇ, રહેવા દ્યો ત્યારે તો વળી કોઇ વખત નીરાંત આવશે ત્યારે આવીશ. મારે લુંગડાંય લેવાં છે, કં થોડું ચોળીનું કપડું લેવું છે અને બાબુને માટે ઝભલાંનું પણ લેવું છે. નારે, ભાઇ, તમારે તો કહેવાનું રહ્યું પણ એમ ઉતાવળમાં મારેથી

તો બા, કપડાં લેવાય નહિં. આમ પાંચ મીનીટ આવ્યાં અને કપડાં લઇને ચાલતાં થયાં એમ કરીએ તો તો ન્યાલ થઇ જઇએ ! આ તો ઠીક હતું, આ રસ્તે થઇને જતી હતી એટલામાં ડાહીબહેન વગેરેને તમારી દુકાને બેઠેલાં જોયાં; અને વળી વરસાદ પણ પડવા માંડયો એટલે મારા મનમાં એમ કે લાવને જરા અહિં બેસું. વરસાદ ખુલશે એટલે જઈશ. ચાલો ડાહીબેહન, મગનબેહન, છગનબેહન, તમે તો કોઇ દિવસ અમારે ત્યાં આવતાંજ નથી ! આવજો તો ખરાં. વરસાદ ખુલી ગયો છે એટલે હવે હું તો જઇશ. એ આજે વહેલા આવવાના છે એટલે પાછો ચુલો ફુંકવાનો કેની ! રંગીલભાઇ, કૈં નવાં લુગડાં બુગડાં આવે તો અમને ખબર આપતા રહેજો હોં ! હા, પછી સારાં સારાં બધાં લઇ જાય છે અને અમે આવીએ ત્યારે કુચા જેવાં બતાવો છો !



# ન્યાય.

ગુજરાતી નિશાળના બીજી ચોપડીના કલાસનાં બાળકો કંઈક કુતૂહલથી અને કંઈક આનન્દથી ખુરશીપર બેઠેલા ગુરૂના અંગની બદલાતી સ્થિતિ જોઈ રહ્યા. ઉન્હાળાના સખ્ત તાપથી પીડિત થતાં મ્હેતાજીનાં નયનો તાપ સામે વૃથા ટક્કર ઝીલી વિંચાઈ ગયાં. ટેબલ નીચે રહેલા પગ એકદમ ટેબલ ઉપર આવ્યા. તેના આઘાતથી એક ખડીયો, બે કલમ અને એક આંકણી ભૂમિ ઉપર ગબડી પડયાં. બાળકોના કુતૂહલને તિરસ્કારથી જોતું હોય તેમ ડોકું ક્ષણભર ટટાર રહી ધીમે ધીમે ખુરશીની એક બાજુએ ઢળી પડયું. શિખા સ્ટેશન ઉપર ઉભેલા પોર્ટરની લીલી ધ્વજાની માફક હવામાં ફરફર ઉડવા લાગી; અને તેથી જાણે સિગનલ મળી હોય તેમ અને તેથી એન્જીને નિયમિત રીતે પિસ્ટન ચલાવીને સ્ટીમ કહાડવા માંડી હોય તેમ મ્હેતાજીના વિશાળ નાકમાંથી નસકોરાંનો ધ્વનિ મ્હેતાજી નિદ્રાવશ થઈ ગયાનું ભાન કરાવતો કરાવતો પણ બાળકોને કંપિત કરતો હતો.

આવી સ્વતંત્રતા મળવાથી પ્રથમ બાળકો શાન્ત રહ્યાં પણ પછી જેમ સમુદ્ર ચ્હડતી ભરતીએ ગર્જવા માંડે તેમ ધીમે ધીમે અવાજ કરવા લાગ્યાં. અકેકમાં 'નવકુંચી', 'ગદ્ધાપાડો' અને 'કોઇનું કૈં ખોવાય છે' વગેરે રમતો શરૂ થઇ ગઇ. જેમ જેમ બાળકોનો અવાજ વધવા માંડયો તેમ તેમ મ્હેતાજીનાં નસકોરાં પણ તાલ ઝીલવા

લાગ્યાં. પણ તેવામાં એક ખુણામાંથી ઉભય ધ્વનિને ઢાંકી નાખતું તીવ્ર અટ્ટહાસ્ય સંભળાયું. તે પુરૂં થયું ન થયું ને વીજળી થયે તરતજ ભયંકર ગડગડાટ સંભળાય તેમ અટ્ટહાસ્ય કરનાર બાળકના વાંસા ઉપર બે મુક્કા પડવાનો અવાજ કલાસમાં ગાજી ઊઠયો. નસકોરાંનો ધ્વનિ કૈંક આચકો ખાઇને શાન્ત થઈ ગયો, પગ ટેબલ ઉપરથી નીચે સરી પડયા, અને મ્હેતાજીનો પ્રચણ્ડ ઘાંટો બાળકોના ઘોંઘાટને દાબી દઈને ખાલી નીકળ્યો.

"આ શું થયું? સ્હેજ તમને વિશ્રાન્તિ આપી એટલે તેનો ગેરઉપયોગજ કરવો કેમ?"

"માસ્તર સાહેબ, મેં આ શરતને એટલું કહ્યું કે હું જ્યારે પ્રભુની પ્રાર્થના કરૂં છું ત્યારે તારે માટે પણ કરૂં છું એટલામાં, તેણે બે મુક્કા મને ચોઢી કહાડયા." મુક્કા ખાનાર રમણે મ્હેતાજીની સહાયતા પોતાનેજ મળશે એમ સ્વાભાવિક રીતે ધારીને કહ્યું.

"એ પ્રથમથી જાણતોજ હતો કે જો હું આમ બોલીશ તો માર ખાઇશ તેમ છતાં તે બોલ્યો." શરતે પોતાના બચાવમાં કહ્યું.

કેસની હકીકત આટલીજ હતી એટલે કોઇ સામાન્ય મ્હેતાજી હોત તો શરતને સજા કરત અને રમણને ધન્યવાદ આપત. પણ આ મ્હેતાજી સામાન્ય નહોતા; જ્ઞાની હતા, વિદ્યાના મુમુક્ષુ હતા એટલે તેમને સહસા એજ પ્રશ્ન ઉદ્‌ભવ્યો કે રમણે અપમાનિત શબ્દો કહ્યા નહતા તેમ છતાં બદલામાં મુક્કા મળ્યા એ શરતના મગજની કૈં ક્રિયાને લઇને હતું?

મ્હેતાજીએ ગંભીર વદને રમણને કહ્યું, "અલ્યા રમણ, પોતાની ખાનગી ભક્તિ વિશે અન્ય મનુષ્યોને દંભથી કહેવું એ એક જાતની આત્મપ્રશંસા અને સત્ય ધર્મને દુષણરૂપ છે માટે કાલે ઘેરથી ત્રીજો પાઠ ત્રણ વખત લખી લાવજે. જા, અત્યારે ઘેર જા."

પ્રથમ મુક્કા ખાવા અને પાછળથી ઘેરથી લખી લાવવાની

શિક્ષા ખમવી એ કે જાતના ન્યાયને આધારે થયું છે તે રમણને સમજણ પડી નહિ. પણ એક તો તેને મ્હેતાજીની અલંકારિક ભાષામાં ઝાઝી ગમ પડી નહિ અને બીજું ગમે તે પ્રકારે પણ ઘેર પ્રયાણ કરી જવાનું મળ્યું એટલે સંતોષ માની નિવૃત્તિથી કલાસમાંથી ચાલ્યો ગયો.

"પણ શરત, તારો ગુન્હો વધુ ગંભીર પ્રકારનો છે માટે તેની લંબાણથી તપાસ થવાની જરૂર છે." મ્હેતાજી સહેજ ભ્રૂકુટિ ચડાવતા, છત ઉપર બેઠેલી મક્ષિકાને સંબોધન કરતા હોય તેમ ઉંચું જોઈ બોલ્યા.

શરતે આ પરિણામ તો ક્યારનુંએ ધારી મુક્યું હતું અને પાસે બેઠેલા છોકરા સાથે નેતરની સોટી પડશે કે તમાચા મળશે, અને નેતરની સોટી પડશે તો કેટલી પડશે તે વિશે હાથની આંગળીઓથી તે સંદેશા ચલાવી રહ્યો હતો, એટલે તેણે કંઈ પણ આશ્ચર્ય બતાવ્યું નહિ.

"જુઓ છોકરાઓ," મ્હેતાજી બોલ્યા. "આ કેસમાં આપણને ઘણું જ્ઞાન મળી શકે તેવું છે. મનુષ્યોની મગજશક્તિની ઇંદ્રિયોની ક્રિયા, તત્કાળ ઉદ્‌ભવતી હૃદયોર્મિઓ વગેરે વિશે આપણને ઘણી માહીતિ મળી શકે તેવું છે. હવે આપણાં કાર્યો આપણી બુદ્ધિથી અથવા તો સ્વયં ઉદ્‌ભવે છે. અહિં બેમાંથી કયું યોજાયું હતું? તમારી વયના છોકરાઓ બુદ્ધિ અને પ્રેરણાશક્તિની અમુક ભાવનાઓથી અમુક કાર્ય કરવાને પ્રેરાય છે પણ તે ભાવનાઓ એવી વિકટ હોય છે કે તે તમે પોતેજ સમજી શકતા નથી. ગયે સોમવારે પેલા છગને નારાયણના ગજવામાંથી તે ન જાણે તેમ પીપરમીટ કહાડી લીધી હતી તેનું પૃથક્કરણ કરવું સ્હેલું હતું પણ આ કેસમાં જરા મુશ્કિલ છે. વારૂ શરત, મારી ખાત્રી છે કે તું પ્રાર્થનાના પ્રભાવથી તો અજ્ઞાન નહિંજ હોય!"

"અલબત્ત નહિંજ, માસ્તર." પ્રાર્થનાનો પ્રભાવ શું તે શરત જાણતોજ નહતો પણ કેસે લીધેલું વલણ તેને ઠીક લાગ્યું એટલે હિમ્મતથી બોલ્યો.

"અને રમણ તારે માટે પ્રાર્થના કરતો હતો તે તારા સ્થૂલ અને સાત્વિક ફાયદાને લઇનેજ કરતો હતો એમ તું જાણતોજ હોવો જોઇએ; ખરૂંને ?"

"હાજી, પણ તેની બોલવાની ઢબ—"

"જરા ધીરજ રાખ. તેનું પણ નિરાકરણ થશે. ત્યારે તારી ખાત્રી હતી કે રમણે તારા સ્થૂલ અને સાત્વિક ફાયદાને વધારે પુષ્ટિ આપવાનેજ પ્રયત્ન કર્યો હતો, અને તેમ છતાં તેં એને મુક્કા માર્યા. સાધારણ, અજ્ઞાન મનુષ્યોને તો તે કાર્ય ઘણુંજ અધમ અને દુષ્ટ જણાય અને વખતે તારા મગજની અધમાવસ્થા પણ જણાય. પણ આપણે તેથી જરા ઊંડા જઇને તપાસીએ તો કેમ ?"

શરતે અપ્રતિમ બુદ્ધિ વાપરીને સમયસૂચકતાથી જવાબ આપ્યો, "હાજી, અંદર તપાસવાનું ઘણું છે."

"વાસ્તવિક છે. હવે આપણે એવું ધારીએ કે આ બધા વિચારો તને આવ્યાજ નહતા. દાખલા તરીકે તેં પ્રાર્થનાના પ્રભાવ વિશે વિચાર કર્યો હતો ?"

આ વખતે શરતને જવાબ અડસટ્ટે દેવાનો હતો. નસીબ ઉપર આધાર રાખીને તે બોલ્યો, "નહિંજ." સુભાગ્યે તેજ જવાબ મ્હેતાજીને જોઇતો હતો. પોતાનું પૃથક્કરણ ખરૂં છે એમ જાણીને મ્હેતાજી સંતોષ પામ્યા હોય તેમ જણાયું.

"હું એમજ ધારતો હતો," તે બોલ્યાઃ "હવે જ્યારે આ વિચારો તને આવ્યા નહતા ત્યારે મારી ધારણા સત્ય હોય તેમ ભાસે છે. તેં મુક્કા મારતી વખતે શો વિચાર કર્યો હતો ? અસ્વાભાવિક વિશેષતાથી આપણી દયા અને તિરસ્કારવૃત્તિ જાગૃત થાય છે. ગુન્હેગાર અને ગાંડાં મનુષ્યોમાં તે ગુણ જોઇને આપણે દયાર્દ્ર થઇએ છીએ, પણ ભય અને તિરસ્કારવૃત્તિથી તે દયા આચ્છાદિત હોય છે. વીરપુરૂષ અને સાધુ પુરૂષમાં પણ જો આ જાતની અસ્વાભાવિક વિશેષતા

હોય તો અનેક પુરૂષોને ઈર્ષા અને તિરસ્કાર ઉત્પન્ન થાય છે. બાળકોમાં ખાસ કરીને આ વૃત્તિ વધુ પડતી જણાય છે. જગમોહન તે દિવસે નવો પોષાક પહેરીને અહિં આવ્યો ત્યારે કલાસમાં સર્વ બાળકોમાં તે હાસ્યને પાત્ર થયો હતો, તે પણ આનેજ લીધે કારણ કે તે પોષાક સાધારણ પોષાક જેવો ન હતો. તેથી કરીને જે છોકરો પોતાની ભક્તિ વિશે સર્વે જગ્યાએ વાત કરે તે છોકરામાં પણ આ ગુણ જણાતો હોવોજ જોઈએ. અને તારો ગુસ્સો ઉશ્કેરાયો તેનું કારણ પણ આજ ગુણ. કેમ ખરૂં કે ?"

"હાજી, એમ લાગે છે ખરૂં." સાવચેતીમાં રહેવાને શરતે જવાબ આપ્યો.

"ઘણો ડહાપણ ભર્યો જવાબ તેં આપ્યો. તારૂં એમ માનવું છે કે અન્ય કારણો પણ તને ઉશ્કેરવામાં કારણભુત હોય. હું તે વિશે વાદવિવાદ કરતો નથી. તેં લગાર ઇજા રમણને કરી એટલે તેણે અતિશયોક્તિ વાપરીને મોટું રૂપ આપ્યું—વખતે તું તેની ભક્તિની કૃત્રિમતાથી પણ પ્રેરિત થયો હોય. તેની ભક્તિ વિશે તને કહેવામાં પોતાની આત્મશ્લાઘા અને આત્મપ્રશંસાજ સમાયલી છે એમ ધારીને અને તેનો નિર્ણય તું તેની વયનોજ છે તેમ છતાં તું મોટો છે એવા ભુલ ભરેલા વિચારથી તું શિક્ષા કરવા ઉત્તેજીત થયો. એ રમણને બદલે જો હું તારા સ્થૂલ અને સાત્વિક ફાયદા વિશે અમુક મનોચ્ચાર કરૂં તો તને માઠું નહિ લાગે. તું તેથી ગુસ્સે થશે ? અને મને મારશે ?"

"નહિજ, કદાપિ નહિં. એવો વિચાર પણ નહિં કરૂં.

"હું એમજ ધારતો હતો. આવી રીતે તારી વિલક્ષણ અને બેદી વર્ત્તણુકનું પૃથક્કરણ કરીને આપણે આ કેસમાં સત્ય નિર્ણય ઉપર આવી શકયા."

ઘણુણુણુ ! મધ્યાહ્નની છુટીનો ઘંટ વાગ્યો.

"ઓહો ! આટલો બધો વખત થઈ ગયો ! મેં તારો ઘણો વખત આજના વિવાદમાં લીધો તેમ છતાં તેં શાન્તિ ધારણ કરી અને બુદ્ધિપૂર્વક પૃથક્કરણમાં મને મદદ કરી તેથી હું તને આજે રજા આપું છું; જા."

અન્ય બાળકો કંઈક ઈર્ષ્યાથી, ખિન્નતાથી શરત પોતાનું દફ્તર ઝડપમાં બાંધતો હતો તે જોઇ રહ્યા.

ક્લાસમાં શાન્તિ પ્રસરી રહી. પોતાની પૃથક્કરણશક્તિને વિજય પ્રાપ્ત થયલો જોઇને મહેતાજીનું હૃદય હર્ષથી ઉછળવા લાગ્યું, મુખ પ્રફુલ્લિત થયું, નયનો વિકસ્યાં, ચળકવા લાગ્યાં અને અંતે મુખની પ્રફુલ્લતામાં ડૂબી જઈને પુનઃ વિચાઈ ગયાં.



# મફતની મુસાફરી.

ટ્રેન સડસડાટ ચાલી જતી હતી. અમારા સેકન્ડ ક્લાસના ડબ્બામાં હું અને એક અંગ્રેજ એકલા જ હતા. થોડી વાર બારીમાંથી બહાર જોઇ રહ્યા પછી પેલા અંગ્રેજે મારો સામાન ધારી ધારીને જોયો અને મને કહ્યું. "મિસ્ટર, તમે બહુ મુસાફરી કરી હોય એમ લાગતું નથી."

"તમે કેમ જાણ્યું?" મેં કંઇક આશ્ચર્યથી પુછ્યું.

"તમારી બૅગ અને ટ્રંક ઉપર મુસાફરીમાં ચહોડાતી જુદાં જુદાં શહેરોની ચીટ્ઠીઓ—લેબલો લાગેલી નથી." તેણે કહ્યું. થોડી વાર પછી તે પાછો બોલ્યો, "પણ લેબલો હોય તો તેણે મુસાફરી કરીજ હશે એમ ધારવું ખોટું છે."

"તમે શું કહો છો?" મેં ચકિત થઈને પુછ્યું.

"કોઇની બૅગ અને ટ્રંકો ઉપર જુદાં જુદાં શહેરોની લેબલો હોય તેથી એમ બીલકુલ ધારવું નહિ કે તેણે મુસાફરી કરી હશેજ. દાખલા તરીકે અત્યારે મારી પાસે સ્વીટ્ઝરલૅન્ડ અને ઇટલીની એકેએક નામીચી હૉટેલની છાપેલી લેબલો તૈયાર છે. તમારી મરજી હોય તો બે મીનીટમાં તમારી ટ્રંક ઉપર હું લ્યુસેર્નથી રોમ સુધીનાં ગામોની લેબલો મારી આપું."

"એમ કરીને તમે એમ કહેવા માગો છો કે તમે એ જાતનો ધંધો કરો છો?" મેં અજબ થઇને પુછ્યું.

"હા, હું તે જાતનો વહેપાર કરૂં છું અને હિન્દુસ્તાનમાં તો ફક્ત મારા એકલાનીજ તે બાબતમાં એજન્સી છે. હિન્દુસ્તાનનાં લેબલો હિન્દુસ્તાનમાં ઝાઝાં ખપતાં નથી પણ જરમની, ફ્રાંસ, અમેરિકા વગેરે દેશોમાં તેની બહુ ખપત છે. ઈંગ્લાંડમાં એવા કેટલાક મોટા માણસો છે કે જે લોકો એમ બતાવે છે કે અમે દૂર દેશોની મુસાફરી કરી આવ્યા. દાખલા તરીકેઃ—તેઓ પોતાના મિત્રોને એમ કહે કે અમે ન્યુરેમ્બર્ગ જઇએ છીએ. ત્રણ ચાર શિલિંગમાં હું તેમને સારી ન્યુરેમ્બર્ગની હોટેલની લેબલો આપું, જો કોઈ બરાબર તેજ જગ્યાએ જઈ આવ્યું હોય તો તેજ માણસ પેલા લોકોને ચાંપી ચાંપીને પુછી જુએ. બાકી બીજા એમ કૈં પુછે નહિં અને પેલાની ચોરી પકડાય નહિં. કેટલાંક લોક હનીમુન ગાળવા ન્હાનાં ન્હાનાં ગામડાંમાં જાય છે અને મારી પાસેથી ફ્રાન્સ, જરમની અને હિન્દુસ્તાનની હોટેલોની લેબલો લઇને પોતાની ટ્રંક ઉપર લગાવી દે છે. મનુષ્યજાતના સ્વભાવનું બારીકાઇથી નિરિક્ષણ કરતાં મને મારો ધંધો જડી આવ્યો છે.

"વળી કેટલાક માણસો એવા હોય છે કે જે લોક ખરેખરી મુસાફરી કરી આવે છે પણ પૈસાના અભાવને લઇને મોટી હોટેલોમાં રહી શકતા નથી તે લોકો પણ મારી પાસેથી લેબલો વેચાતી લઈ મુકે છે. એવા કેટલા અંગ્રેજ અને અમેરિકન મુસાફરો અહિં હિન્દુસ્તાનમાં આવી જાય છે કે જે લોકો અહિંની ન્હાની હૉટેલોમાં રહીને મારી પાસેથી તાજમહાલ હૉટેલની લેબલો વેચાતી લઈ લે છે."

"તમે આશરે શી કિંમત રાખો છો?" મેં પુછ્યું.

"જુદી જુદી લેબલોની જુદી જુદી કિંમત રાખું છું." તેણે કહ્યું. "ઑગસ્ટમાં સ્કૉટલૅન્ડની હોટેલોની લેબલોના ભાવ જુલાઇના કરતાં મોંઘા પડી જાય છે. સ્વીટઝરલૅન્ડમાંની આઠ ઉત્તમ હૉટેલોની લેબલોના સેટના હું પન્દર રૂપીયા લઉં છું. ઇટલીનો સેટ તેથી પણ

મોંઘો આવે છે. ગ્રીસનો સેટ સૌથી મોંઘો છે. હિન્દુસ્તાનની લેબલો પણ સસ્તી નથી—સાત રૂપીઆ—આઠ રૂપીઆ લેખે એકેકી પડવા જાય છે અને આફ્રિકાના મધ્ય ભાગની લેબલના એકના આશરે પાંચ પાઉન્ડ થવા જાય છે. અમેરિકાની લેબલની ઝાઝી કિંમત નથી અને ખપત પણ નથી પણ જાપાનની લેબલો સારી ખપે છે. હમણાં મારે અહિંના એક ગૃહસ્થને જાપાનનો આખો સેટ આપવાનો છે. તે ગૃહસ્થ ખરૂં જોતાં કલકત્તા તરફ છે પણ જાપાન જઈ આવ્યાનો ઢોંગ કરવાનો તેને વિચાર છે."

"પણ આવી રીતે કરવાથી તે બધા પકડાઈ જતા નથી?" મેં પુછ્યું.

"જો બરાબર સાવચેતી રાખે તો તેમ થવાનો સંભવ નથી," તે બોલ્યો. "કારણ કે તેમને અણીની વખતે મદદ કરવાને હું હમેશાં તૈયાર છું. આ લેબલો સીવાય મારી પાસે દરેકે દરેક સ્થળના પીકચર પોસ્ટ કાર્ડ અને ગાઇડ જુદા છે એટલે બહુ વાંધો આવે તેમ નથી. તેમ છતાં પણ જો પકડાય તો તેમાં તેમની અક્કલનીજ ખામી ગણાય."

પછી તેણે પોતાની લેબલોના નમુના બતાવ્યા અને પોતાને ઉતરી જવાનું આવ્યું ત્યારે પોતાના નામનો કાર્ડ અને લાહોર અને કલકત્તાની હોટેલોની થોડી લેબલ મને આપતાં કહ્યું. "જો કોઇ તમારા મિત્રને કે તમને વગર પૈસા ખર્ચે મુસાફરી કરવાનો શોખ થઈ આવે તો મને લખી જણાવશો એટલે હું મારાથી બનતું કરીશ ગુડ ડે ટુ યુ."

હું લેબલો લઇને આ નવા ધંધા વિશે વિચાર કરતો નિદ્રામાં પડયો.

# મશ્કરી.

---

મશ્કરી-ઉપહાસ-પ્રયોજિત પરિહાસનો વિષય એવો છે કે જેના પરિણામ ઉપરથીજ કોણ કોને બનાવી ગયો એ કઠિન બાબતનો નિર્ણય કરી શકાય. હું એક વખત ટ્રામમાં જતો હતો તેવામાં એક કાઠીયાવાડી તે ટ્રામ ઉપર ચ્હડયો અને લગભગ બધાંના પગ અને અંગુઠા કચરતો એક સીટ ઉપર જઈને બેઠો. આથી સ્વાભાવિક રીતે બધાંનું લક્ષ તેના તરફ ખેંચાયું અને તેવામાં ટ્રામ ગતિમાં આવવાથી તે કાઠીયાવાડીને એવો ધક્કો લાગ્યો કે ગબડતો ગબડતો બચી ગયો. આ જોઈને જે જે મનુષ્યોના પગને ઈજા થઈ હતી તેમણે કૈંક સંતોષથી પેલા પુરુષની સામા જોયું.

"ભાઇ, પેહેલીજ વખત આવાં નવતર ગાડાંમાં બેઠો છું હોં." પેલા કાઠીયાવાડીએ સર્વને સંબોધન કરીને કહ્યું.

"અને જો સંભાળ નહિં રાખે તો છેલ્લીજ વાર બેસી લેશે." કન્ડકટરે કૈંક આંખ્ય પટપટાવીને કહ્યું.

"ગમે તેમ થાય પણ ગામથી નીકળ્યો ત્યારથીજ વિચાર કરીને નીકળેલો કે આ ગાડાંમાં બેસવું ને સહી બેસવું" કાઠીયાવાડી બોલ્યો.

"અરે, કેટલીકવાર તો આ ગાડી આખી હવામાં ઉછળી જાય છે અને અન્દર બેસનાર મનુષ્યોનાં શરીરનો પત્તો પણ લાગતો નથી." એક પેસેન્જરે જરા ખોંખારીને કહ્યું. આખી ટ્રામ આ બોલનારની સામા પ્રસન્ન વદને જોઈ રહી.

"આ વખતે આ ગાડીને કૈંક એવું થાય એમ લાગે છે? હેં, બાપજી?" પેલા કાઠીયાવાડીએ ગભરાટથી પુછ્યું. "એમ હોય તો આગળથી કહે.ા જજો."

"એમાં તે કૈં સમજણ પડે છે? એ તો ખુદાના હાથમાં છે. અરે, કોઇક વખત તો મરનારના સગાંવહાલાંને જાતે આવીને મરનારના એકેએક અવયવ શોધવા પડે છે. પગ, નાક, કાન, હાથ વગેરે કયાંનું કયાં પડયું હોય તે બરાબર શોધી કહાડવું પડે અને જો એ પ્રમાણે આખું શરીર એકઠું ન થાય તો વળી સરકારમાં દંડ ભરવો પડે તે જુદો." એક ખોજાએ કહ્યું. હવે રસ જામતો હતો એટલે બીજા બધા પણ અંદર શામીલ થયા.

"એ તો મને વ્યાજબી લાગતું નથી," કાઠીયાવાડી બોલ્યો.

"અરે ભાઈ, હવે વ્યાજબી ગેરવ્યાજબીનું રહ્યું છે કયાં? જુઓને હમણાં કોઈ ઇન્સ્પેકટર આવશે અને વખતે તમને પહેલા વર્ગની પાટલી ઉપર બેઠેલા જોશે તો તમારે વધારે પૈસા કહાડી આપવા પડશે." એક પેસેન્જર બોલ્યો.

"હેં!" કાઠીયાવાડી બોલી ઉઠયો. "ત્યારે ભાઇ હું નીચે બેસી જાઉં." કાઠીયાવાડી આમ બોલીને પાટલીથી ઉતરીને નીચે બેઠો. ટ્રામમાં આનન્દ ઉભરાતો ગયો.

"બાપુ, આ કોનું પુતળું છે?" એક ફુવારાને ટ્રામમાંથી જોઈને કાઠીયાવાડીએ પુછ્યું.

"એ તો થાણાના રાજાનું છે," એક પુરુષે અમારા બધાની સામા આંખ્યનો ઈશારો કરતાં કહ્યું.

"થાણા બહુ મોટું ગામ હશે!" કાઠીયાવાડી સાનન્દાશ્ચર્યથી બોલ્યો.

"હા, ઘણું મોટું. ત્યાં એક ધર્મશાળા છે એમાં તમારા જેવાને મફત રાખે તેમ છે. તમારે જવું હોય તો મારી કનેથી ચીઠ્ઠી લઈ જજો." પેલા પુરુષે પોતાની મશ્કરી કરવાની શક્તિથી ખુશ થતાં કહ્યું.

"હોય ભાઈ હોય, મુંબાઈની કૈં વાતું થાય છે? અમેએ વખત મળશે તો ત્યાં જઇશું. શીદ નહિં જઈએ?" કાઠીયાવાડી બોલ્યો.

"આહાહા! બચ્ચા હોં કે! નહિંતર માર્યા જાત." એક પેસેન્જર પેલા કાઠીયાવાડીને બાઝી પડીને બોલી ઉઠયો. કાઠીયાવાડી ગભરાઇ ગયો અને કારણ પુછવા લાગ્યો. "કારણ શું પુછો છો? આપણી પાસે થઇને પેલી ટ્રામ ચાલી ગઈ તે નહિં જોઈ? જરા વાંકી ચાલી હોત તો આપણી ટ્રામ અને પેલી ટ્રામ બન્નેના ચુરા થઈ જાત. એવું તો અહિં ઘણી વાર બને છે."

પછી પાંચ પાંચ મીનીટે એવી રીતે સામી ટ્રામ મળે કે તરતજ પેલો કાઠીયાવાડી ગભરાઇને આસપાસ બેઠેલા પુરુષોને બાઝી પડતો અને "રામ રામ, રામ રામ"નો ઉચ્ચાર કરતો.

થોડી વાર થઈ એટલે વળી પાછો પેલો કાઠીયાવાડી બોલ્યો. "બાપુ, એક વાત પુછવી છે; કહેશો? અમારા ગામમાંથી બધાં કહેતાં હતાં કે ઠેઠ વિલાયતથી આપણો રાજા અહિં આવ્યો હતો. તે ખરી વાત છે? પણ મારા જેવાને તે એનાં દર્શન કેમ થાય?"

ફુટપાથ ઉપર થઇને એક પારસી જોડું જતું હતું તે તરફ આંગળી કરીને એક પારસી બોલી ઉઠયો "જુઓ કાકા! વિલાયતનો રાજા તો નહિં પણ ઈરાનનાં રાજા રાણી તો પેલાં ચાલ્યાં!"

કાઠીયાવાડી તે જોઈને ઉભો થઈ ગયો અને ધારી ધારીને જોવા લાગ્યો. "ભાઈ, એમને તો કશોય ભપકો નથી; એમ કેમ?"

"અરે એતો બહુ સાદાં માણસ છે; એમને ભપકો ગમતોજ નથી."

ટ્રામ-કન્ડકટર ટીકીટને માટે એક આનો પેલા કાઠીયાવાડી પાસે લેવા આવ્યો. કાઠીયાવાડીએ પોતાની ગરીબ અવસ્થાનું બ્હાનું કહાડયું, પોતે જાત્રાળુ છે એમ કહ્યું અને પછી બે પૈસા આપવા માંડયા. કન્ડકટર ચ્હીડવાઇ ગયો. પેસેન્જરોએ પેલા કાઠીયાવાડીનો પક્ષ લઇને ત્રણ પૈસે પતાવવાનું કહ્યું. બીજી ટ્રામવાળા ઓછું ભાડું

લે છે એમ કોઈના કહેવાથી પેલો કાઠીયાવાડી ટ્રામમાંથી ઉતરી જવાને તૈયાર થયો. કન્ડક્ટરે પણ તેમાં પોતાની સંમત્તિ આપી અને ટ્રામ ઉભી રાખી. ઉતરતાં ઉતરતાં પેલા કાઠીયાવાડીએ પાંચ રૂપીઆની નોટનું છુટું માગ્યું. તેને લઇને ટ્રામમાં જે આનન્દ થયો હતો તેથી ખુશ થઇને એક જણાએ પાંચ રૂપીયા કહાડી આપ્યા. પછી 'આવજો, આવજો, રામ રામ, બાપુ રામ રામ" વગેરે પોકારો વચ્ચે પાછી ટ્રામ ઉપડી. પેલો કાઠીયાવાડી હાંફ્લો હાંફ્લો દોડતો ક્યાંક અદૃશ્ય થઈ ગયો.

અમે બધા એ ઉપરથી વાતો ઉપર ચડ્યા અને દરેક જણે પોતપોતાના અનુભવ કોઈપણ માણસને સાંભળવાની ઈચ્છા ન હતી તેમ છતાં વર્ણવ્યા. એક માણસે એક પારસી ડોસાએ કેવી રીતે ટ્રામવાળાને પોતાના ઘર તરફથી ટ્રામ હાંકવાનું કહ્યું હતું તે વિશે કહ્યું. બીજા બધાએ એથી પણ ચ્હડીઆતી અને નહિ મનાય તેવી વાતો કહી. આવી રીતે આવા મુર્ખા ગામડીયાઓ કોઈ કોઈ વખત ટ્રામમાં અને ટ્રેનમાં મળી જાય છે તેથી કેવી ગમત આવે છે અને તેમને બનાવવાની કેવી મજા પડે છે તે વિશે અમે બધાએ લંબાણથી વિવેચન કર્યું. એટલામાં પેલા પાંચની નોટ લેનાર ગૃહસ્થે પોતાની નોટ એક માણસને બતાવી.

"અરે એ તો બનાવટી છે! તમે છેતરાયા, માસ્તર!" પેલો માણસ નોટ જોતાં બોલી ઉઠ્યો.

ટ્રામમાં એકદમ ગભરાટ થઈ ગયો. ચાર પાંચ જણાએ નોટ જોઈ એ ઉપરથી સહુની ખાત્રી થઈ કે નોટ બનાવટી છે. એટલામાં કોઇના ગજવામાંથી વાટવો અદૃસ્ય થઈ ગયલો જણાયો; કોઈના ગજવામાંથી રૂમાલ, કોઈની રૂપાની દાબડી, કોઈની ઘડિયાળ અને કોઈના છુટા પૈસા ગુમ થઈ ગયલા જણાયા. "ખડે રખો. કયા બેવકુફ્કી માફીક ચલાયા કરતા હે!" એક પારસીનો મીજાસ ગયો એટલે તેણે કન્ડ-ક્ટરને ખખડાવી કહાડ્યો. ટ્રામ ઊભી રહી. પોલીસને માટે બુમો પડી.

પોલીસને બદલે ટ્રામનો ઇન્સ્પેક્ટર આવ્યો. ખોટી ધમાલ કરીને હરવખત ટ્રામને ઊભી રાખવાને માટે તેણે કન્ડક્ટરને અને પેસેન્જરોને દમ ભરાવ્યો. પેસેન્જરોએ પેલા કન્ડક્ટરનું, ડ્રાઇવરનું અને ઇન્સ્પેક્ટરનું એમ ત્રણેનાં નામ લખી લીધાં, અને એકાદ બે જણાએ રસ્તાનાં નામ, વખત અને ટ્રામનો નંબર લખી લીધાં.

જેમના ગજવાંને કશી ઈજા થઇ ન હતી તે લોકો ગંભીરાઇથી કહેવા લાગ્યા કે અમને આગળથીજ શક હતો કે પેલો માણસ લુચ્ચો છે અને તમે બધા હાથે કરીને તેને બેકાવો છો તે સારૂં નહિં. આ ઉપરથી નુકશાન ખમનારા મનુષ્યોમાંથી કોઇથી બોલી જવાયું કે ત્યારે આગળથી ભસતાં શું થતું હતું? આ ઉપરથી નુકશાન વેઠનારા અને બાકી રહેલા એમ બે પક્ષ વચ્ચે બહુજ ટપાટપી થઈ અને વાત તેથી પણ વધી જાત પણ એટલામાં એક હેડ ઇન્સ્પેક્ટરે આવીને સૌથી વધારે બુમ મારનાર ત્રણેક માણસોનાં નામ લખી લીધાં એટલે વળી પાછી શાન્તિ ફેલાઈ.

---

# ચોર અને કુતરો.

બાલ્યાવસ્થામાં અભ્યાસને ભોગે પ્રાપ્ત થએલું ઝીણામાં ઝીણું કૌશલ્ય પણ ઘણીકવાર મ્હોટપણામાં ઘણું કામ લાગી જાય છે. ઘડિયાળ દુરસ્ત કરવાનું, છબીમાં ફ્રેમ જડવાનું, સારા અક્ષર લખવાનું, ભાંગ્યું તુટયું સંગીતનું જ્ઞાન ધરાવવાનું, રાતના બારેક વાગ્યે મિત્રનાં છોકરાં રડતાં હોય તો તે વખતે અનેક અગવડભરી જગ્યાએ સંતાઇને કુતરાં-બિલ્લાડાં બોલાવવાના પ્રયત્ન કરવાનું વગેરે અનેક જાતની કૌશલ્યવિદ્યાને આપણે નાનપણમાં પ્રાપ્ત કરીએ છીએ અને "સંઘર્યો સાપ પણ કામનો છે" એ કહેવતાનુસાર "સંઘર્યું કૌશલ્ય પણ કામનું છે" એવી કહેવત ઘણીવાર સાચી ઠેરવીએ છીએ.

અલબત્ત, બધા વિષયોની માફક આ વિષયમાં પણ ઢાલની બીજી બાજુ હોય છે. ઘણીવાર આપણે મિત્રોની ઘડિયાળ સુધારવા જઇએ છીએ, ત્વરાથી બધું સાંચાકામ છુટું પાડીએ છીએ અને કોઇપણ જાતનું તેલ અંદર રેડીને આશા ભર્યા અંતઃકરણે તે સાંચાકામ પાછું બેસાડવાનો મિથ્યા પ્રયત્ન કરીએ છીએ. બે ત્રણ દિવસમાં પાંચ પચીસ વાર તે સાંચાકામ આપણે જુદી જુદી રીતે ઘડિયાળમાં બેસાડી તેને ચલાવવાનો યત્ન કરીએ છીએ પણ આખરે આપણે નિરાશ થઇએ છીએ અને "જોઇએ તો હું ઘડિયાળના રૂપિઆ ભરી આપીશ" એવા શબ્દો કમને મિત્રના ગુસ્સાથી ઉછળતાં હૈયાંને શાંત કરવા કહીએ છીએ!

કોઇવાર કોઇ મિત્રને ત્યાં બાળકો શાંતપણે રમતાં હોય, ગૃહમાં સર્વત્ર શાંતિ પ્રસરી રહી હોય તે વખતે કુતરાં-બિલાડાં માફક ભસવાના અવાજથી તેમનાં મન રંજન કરવાના નિઃસ્વાર્થ હેતુથી આપણે કોઇક ફરનીચર પાછળ ભરાઇને કુતરાંના જેવો અવાજ કહાડીએ, છોકરાંઓને અને છોકરાંઓનાં વડિલો એથી ગભરાઇને ખુશ થવાને બદલે ચીસાચીસ કરી મુકે, તેથી આપણે એકદમ ઉભા થઇને તેમને શાંત કરવાના ઉદ્દેશથી ભડાક દઇને આપણી છુપી જગ્યાએથી બહાર નીકળવાનો પ્રયત્ન આદરીએ છીએ. આથી એકાદ બે ફુલાવરવાઝ, એકાદ ખડીયો, પાનની રકાબી અને બે ત્રણ શીશીઓ જુદી જુદી જગ્યાએથી ગબડી જઇને નવી બાજમને બગાડે, આપણા શરીરના અવયવો કૈંક જોરથી ટેબલ ખુરશી અને સોફા સાથે ઘસાય અને પરિણામે છોકરાંનાં, છોકરાંનાં વડિલોનાં અને આપણાં પોતાનાં હૃદયમાં કચવાટ ઉત્પન્ન કરીને, શરમિંદા થઇને આપણે ઘેર જવું પડે !

આવીજ રીતે અન્યને ઉપયોગી થઇ પડવાની આપણી લાલસાને લઇને આપણે કેટલી બધી વાર ઉપાધિમાં આવી પડયા હઇશું ? સારી છબીઓનાં ફ્રેમ જડી આપવાનું માથે લઇને આપણે કેટલી છબીઓ ધુળધાણી કરી હશે ! સ્નેહી બહેનોનાં ઝીણાં સુવર્ણ લોકેટમાં સફાઇથી છબી મુકવાનાં કામને અંતે અનેક લોકેટના કાચ તોડીને આપણે કેટલી બહેનોનાં હૈયાં દુઃખવ્યાં હશે ? હારમોનીયમ, દિલરૂબા, વાયોલીન વગેરે દુરસ્ત કરવાની હિંમત ભીડીને કેટલાં વાજીંત્ર બગાડયાં હશે ? જે વાતમાં આપણને કૈં પણ જ્ઞાન નહિં હોય તે વાતમાં પણ ગંભીરાઇથી સલાહ આપીને આપણે કેટલાંને ખાડામાં ઉતાર્યા હશે ? પણ અહિં તો એવાં કૌશલ્યને પરિણામે ફાયદો થવાની કથા સંભળાવવાનું માથે લીધું છે એટલે એ વિશે વધુ બોલવાનું પ્રયોજન નથી.

* * * *

અંધારી રાત હતી. આઘેથી કોઇ વખત કુતરાંના ભસવાનો અવાજ તો કોઇ વખત શિઆળવાંની ચીસ ભયાનક અંધકારમાં વધુ ભયાનકતા ઉમેરતાં હતાં. અચાનક સવાઇલાલનાં પત્ની નિદ્રામાંથી ઝબક્યાં અને તેમણે અંધકારમાં કાન માંડયા.

કરડડડ્! કરડડડ્ !! ચરડડડ્!!!

કોઇ મનુષ્ય દાદર ઉપર ચઢતું હતું. એક મનુષ્ય હતું કે બે મનુષ્ય હતાં? કોણ ચઢતું હશે? સવાઇલાલના પ્રશાન્ત ઘોરવાના અવાજમાં વિંધાતા મનુષ્યોના ધીમા અવાજ કાને પડવા માંડયા. ચોર-લુટારા—

સવાઇલાલનાં પત્ની ગભરાયાં પણ હિંમત હાર્યાં નહિં. એકદમ સવાઇલાલ નિદ્રાનો આવી રીતે અચાનક ભંગ થવાથી પોતાનો બ્યાજબી વાંધો ઉઠાવવા જતા હતા પણ તેમનાં મોં ઉપર પત્નીનો હાથ મળ્યો અને કાનમાં ધીમેથી "હં! મોટેથી નહિં બોલતા! પાસેના ઓરડામાં ચોર છે!" ના શબ્દોથી નિદ્રાભંગનું કારણ સમજાયું.

સવાઇલાલ બરાબર જાગૃત થયા અને વિચાર કરવા લાગ્યા. પાસેના ઓરડામાં બે મનુષ્યો મારા તમારામાં ભેદભાવ જાણ્યા વગર પોતાનો સામાન તફડાવતા હતા તેનો વિચાર તેમને આવ્યો. બે હથીયારબંધ માણસ સામાં એકલે હાથે બાથ ભીડી શકાય તેમ ન હતું એટલે જોર વાપરવાનો ઇલાજ અયોગ્યજ હતો તેમ બુમાબુમ કરીને ઘર ગજાવવાથી બધો સામાન સહીસલામત રહે કે નહિ એ શંકાસ્પદ હતું તેથી સવાઇલાલને બીજો વિચાર સુઝયો. નાનપણમાં કુતરાં-બિલાડાંનાં અવાજના અનુકરણથી પોતે વડિલોને, માસ્તરોને, નાનાં બાળકોને અને કુતરાથી બ્હીતી સ્ત્રીઓને જે ત્રાસ આપ્યો હતો તેનું સ્મરણ થયું. જે અનુકરણથી બીજાં મનુષ્યો બ્હીનાં તેનાથી આ બે મનુષ્યો કેમ નહીં બ્હીએ? ગમે તેમ થાય પણ અજમાવી જોવામાં શું થાય છે એવા વિચારથી સવાઇલાલે ધીમેથી ઉઠીને

પોતાની પત્નીને પોતાની યુક્તિ સમજાવી અને પછી ધીમેથી પોતે પલંગ પાછળ ગયા.

એટલામાં પેલા બીજા ઓરડામાં જેટલું લઇ શકાય તેવું હતું તેટલું લઇને બે ચોરોએ સુવાના ઓરડાનાં બારણાં ઉઘાડવાનો પ્રયત્ન કર્યો. તરતજ સુવાના ઓરડામાંથી અંધકારને ચિરતો, બે ચોરોના હૈયાંને કમ્પાવતો, આખા ઘરને ગજાવતો એક વિકરાળ કુતરાનો ભયાનક અવાજ અંધારામાં ગાજી ઉઠયો.

" ટૉમી ! બસ, સુઇજા ! અત્યારે એટલો ઘોંઘાટ શો ? " સવાઇલાલ કુતરાને શાન્ત કરતા હોય તેમ બોલ્યા.

ક્ષણભર ગાઢ શાંતિ પ્રસરી રહી. ગમે તે મનુષ્યને અંધારી રાતે પોતાનાથી થોડેજ દૂર સંભળાતો એક ભયાનક કુતરાનો બ્હીઆમણો અવાજ ગભરાવી નાંખવાને પુરતો છે તો બિચારા બે ચોરનાં શાં ગજાં ? તે બે તો સ્તબ્ધજ થઇ ગયા.

સવાઇલાલે આ તક સાધીને ઓરડાનાં બારણાં ભડાક કરતાં ઉઘાડી નાખ્યાં. ચોર ગભરાઇને એક બાજુ લપાઇને ઉભા રહી ગયા. કુતરાનો ભયાનક અવાજ પાછો ગાજી ઉઠયો. આ વખતે તો છેક પાસેથી અવાજ આવ્યો હોય તેમ ચોરોને લાગ્યું અને વળી કયારે તે છલંગ મારીને તેમની ગળચી પકડશે તે દેખાય તેવું નહતું એટલે ચોરો ગભરાટથી કાંપી ઉઠયા.

પુનઃ કુતરાનો અવાજ જંગલી વાઘની માફક ત્રાડી ઉઠયો.

" ખબરદાર ! હરામખોરો ! એક પગલું જો ખસ્યા છોતો. આ જંગલી કુતરો તમારા શરીર ઉપર છોડી મુકીશ. " સવાઇલાલે પેલા બે ચોરોની સામા ધસી જઇને કહ્યું. ચોરો ખસી નહિં શકયા—ખસવાની તેમને વૃત્તિ પણ થઇ નહિ.

" જરા ઉઠીને બારીએથી ' પોલીસ, પોલીસની બુમ મારોતો ! આટલામાંજ ફરતો હશે ! " સવાઇલાલે પત્નીને કહ્યું. પત્નીને એટ-

હુંજ જોઇતું હતું. બારીમાંથી " પોલીસ; પોલીસ " ના બાંટા સંભળાયાં. વચમાં વચમાં કુતરાંનો કંપાવતો અવાજ નીકળ્યો જતો હતો અને સવાઇલાલ તેને શાન્ત રહેવાનું કહે જતા હતા. થોડીવારમાં પોલીસ અને કેટલાક પરગજુ મનુષ્યોનું ટોળું આવી પહોંચ્યું અને ચોરો કુતરાના પંઝામાં સપડાવવા કરતાં પોલીસના હાથમાં જવાનું વધારે પસંદ કરીને તેમને તાબે થઇ ગયા.

પોતાના વિશ્વાસુ કુતરાની મદદથી પોતે ચોરોને પકડવા કેવા શક્તિવાન થયા હતા તે સવાઇલાલે કોર્ટમાં જણાવ્યું, વર્તમાન-પત્રોમાં "કુતરાની અદભુત વફાદારી !" "એ અથંગ ચોરોને કુતરાએ આપેલી શિકસ્ત ! " " કુતરાએ બચાવેલા બબ્બે જાન ! " વગેરે મથાળાથી શરૂ થતા અનેક લેખ લખાયા અને છપાયા, આ ભુલ સુધારવાની સવાઇલાલે જરૂર જોઇ નહિં અને તેમ કરવાની તેમણે તસ્દી લીધી નહિ. થોડા દિવસમાં સવાઇલાલ ઉપર પત્રો આવવા માંડયા. એમના ટૉગી કુતરાને માટે અનેક મનુષ્યો મોટી રકમ આપીને પણ તેને ખરીદી લેવાની ઇચ્છા પ્રદર્શિત કરવા લાગ્યા.

" હવે તમે શું કરશો ? " તમારે બધાને જણાવવું પડશે કે તમારી કને કુતરો છેજ નહિ. પત્નીએ સવાઇલાલને કહ્યું.

" કેં ગાંડાં થયાં છો ? હવે તે એમ કહેવાય ? નથી તો લઇ આવશું. આટઆટલાં મનુષ્યોને તે કેં નિરાશ કરાય ?"

*   *   *   *

અત્યાર સુધીમાં સવાઇલાલે આશરે દશેક ભયાનક દેખાવવાળા કુતરા ખરીદ્યા છે અને તેમને ગળે એકેકો પટો બાંધીને સારો જેવો નફો લઇને જુદાં જુદાં મનુષ્યોને ટૉમી તરીકે વેચી દીધા છે. બિચારા સવાઇલાલ બીજું શું કરી શકે ? એટલાં બધાં મનુષ્યોને અને વર્ત-માનપત્રોના અધિપતિઓને નિરાશ કરવાથી તેમને શો ફાયદો ?

# પ્રતિમાની પ્રતિજ્ઞા.

## પ્રકરણ ૧.

### બ્હેનને ત્યાં.

રાતના સાડા અગીઆરનો શુમાર હતો. સુરતના રસ્તાઓ મનુષ્યોના પગરવ વિના ઉજડ બની ગયા હતા. દૂરથી ડાંડીયાનો ઘાંટો, અર્ધ જાગૃતાવસ્થામાં સુતેલાં બાળકોનાં હૃદયને કમ્પિત કરતો ઘડીકમાં ધીમો સંભળાતો, ઘડીકમાં જોરમાં સંભળાતો કાળા આકાશમાં મળી જતો હતો. વખતે વખતે રોન ફરવા નીકળેલા સિપાઇનો કર્કશ ઘાંટો પણ કાનને અથડાતો આમથી તેમ ઉડતો હતો. હજી ગુજરાતમાંથી સંગીતનું જ્ઞાન છેક નાબુદ થઈ નથી ગયું તેનું આછું ભાન કરાવતાં "ધીમા ધીમા ચાલોને" અને "કરણરાજરે ક્યાં અરે ગયો" નાં ગાયનો સીસોટીમાં વાગતાં હૃદયમાં કોમળ લાગણી ઉત્પન્ન કરાવતાં વાતાવરણમાં ભળી જતાં હતાં, વચમાં વચમાં કુતરાંઓનાં ભસવાનો અવાજ પણ શાન્તિમાં વિઘ્ન નાખતો અંતઃકરણમાં દિલગીરીની છાયા પ્રસરાવતો હતો.

આ વખતે મોટા રસ્તા ઉપર એક નાના પણ સ્વચ્છ દેખાતા ગૃહમાં એક દીવો બળતો હતો. પાસે આરામખુરશી ઉપર સત્તર–અઢાર વર્ષની પણ ખીલેલા બાંધાની નાગર કન્યા પ્રતિમા, પોતાના કોમલ હસ્તમાં રાજકવિ વર્ડ્ઝવર્થનું પુસ્તક રાખી, અર્ધ મીચેલી

આંખ્યોએ પુસ્તકમાંની કવિતા ધીમે ધીમે અને અસ્પષ્ટ અવાજે બોલતી હતી.

"Give unto me, made lowly wise,
The spirit of self-sacrifice;
The confidence of reason give,
And in the light of truth thy bondman let me live."

કડી એક વખત વંચાઈ રહી; પ્રતિમાએ પુનઃ વાંચવી શરૂ કરી. બીજીવાર વંચાઇ રહી એટલે ત્રીજીવાર વાંચવી શરૂ કરી અને ત્રીજીવાર પણ વંચાઇ રહી એટલે પ્રતિમાના હૃદયમાં અચાનક પ્રકાશ પડ્યો. વર્ડ્ઝવર્થનું પુસ્તક હાથમાંથી સરી પડ્યું, અર્ધ મીંચેલી આંખ્યો કાળા આકાશ ભણી જોતી સતેજ થઈ ગઇ. "બસ, પ્રતિમાના જીવનનું લક્ષ્ય આ જ રહેશે। સત્યના પ્રકાશમાં જ પ્રતિમાની જીંદગીનું સાફલ્ય થશે! ગમે તે ત્યાગને ભોગે પણ હું જગતમાં પ્રસરી રહેલાં અસત્યને કચરી નાખવા પ્રયત્ન આદરીશ! સાધારણ બનતા બનાવોમાં પણ વપરાતી અસત્ય ભાષા હું કદી નહિં વાપરૂં; અને એકલી એકલી પણ આખા જગત સામા બાથ ભીડીશ અને મારાં પાસેનાં અને વહાલાં સગાંસ્નેહીઓ પ્રત્યે પણ પક્ષપાત નહિં કરૂં!"

દુનિયામાં સર્વત્ર વ્યાપી રહેલ અસત્યના અતુલ બલથી અજ્ઞાત, અનુભવહીન, પાશ્ચાત્ય વિચારોને તરંગે ચડીને સરલહૃદયી પ્રતિમાએ ભીષ્મ પ્રતિજ્ઞા લીધી. ગમે તે પરિણામ આવે તો પણ અસત્ય ભાષણ તો નહિં જ કરવું એવો દૃઢ ઠરાવ પ્રતિમાના કોમલ હૈયાએ કર્યો. સુતી વખતે બેએક સ્ટ્રૉંગ કોફીના પ્યાલા નહિં પીવાયા હત અને વહેલી નિદ્રા આવી ગઇ હત તો વખતે આમાંનું કૈં પણ બનત નહિં. પણ એમ ક્યાંથી થાય? લખ્યા લેખ એમ મિથ્યા શી રીતે થાય?

વિચારમાં ને વિચારમાં પ્રતિમા આરામખુરશી ઉપર બેશી રહી. ઘડીઆળમાં બાર વાગ્યા, એક વાગ્યો, બે વાગ્યા, ધીમે ધીમે નિદ્રાદેવીએ નવીન વિચારથી ભ્રમિત થએલી પ્રતિમાને પોતાના સ્નેહાળ ખોળામાં લઇ લીધી. પ્રતિમા આરામખુરશી ઉપર જ નિદ્રાવશ થઈ ગઈ.

× × × ×

"મોરનિંગ, પ્રતિમા ?"

પ્રતિમા ચા પીવાના ખંડમાં દાખલ થઇ એટલે તેના બનેવી નિર્મળકુમારે હાથમાંનું ન્યુસપેપર ખસેડીને કૈંક સ્મિત કરીને પ્રતિમાને કહ્યું.

"ગુડ મોરનિંગ, થેંક્યુ." પ્રતિમાએ કૈંક દૃઢ અને ગંભીર અવાજે ઉત્તર આપ્યો; અને ટેબલ આગળ ખુરશી ખસેડીને પોતાને હાથે પોતાને માટે ચા કહાડવા માંડી.

નિર્મળકુમાર કૈંક આશ્ચર્યથી, કૈંક ચિંતાથી પ્રતિમા સામુ જોઇ રહ્યો.

"કેમ. પ્રતિમા! કૈં તબિયત ખરાબ છે!" તેણે સ્હેજ ચિંતાગ્રસ્ત અવાજે પૂછ્યું.

"મારી તબિયત ખરાબ છે એમ તમને શાથી લાગ્યું ?" ભીષ્મ પ્રતિજ્ઞાનું પાલન કરવા તત્પર થએલી પ્રતિમાએ, સંસારમાં જરાજરામાં વપરાતી જુઠી સલુકાઇ અને મોંનો વિવેક વગેરેનું વિસ્મરણ કરી દઇને જ્ઞાતપણે પુછ્યું.

"ના ના, ખાસ એવું કૈં કારણ નહિં પણ તારી રીતભાત ઉપરથી મને એમ લાગ્યું કે વખતે તબિયત ખરાબ હોય કે વખતે તને કશાકથી માઠું લાગ્યું હોય."

"ના, માઠું બિલકુલ લાગ્યું નથી." પ્રતિમા બોલી. "ફક્ત મને જેવું લાગે છે તેવું હું બોલું છું. ખોટું ખોટું હસવાનું અને જુઠું હેત બતાવવાનું મને પસંદ નથી."

"આ કૈં આડકતરી રીતે મારા ઉપર ટીકા થઈ છે ?"

"આડકતરી રીતે નહિ પણ સીધી રીતે, કૃપા કરીને તમે કહેશો કે હું જ્યારે અહિં ચા પીવા આવી ત્યારે તમારે ખાસ કરીને મને "ગુડ મોરનિંગ" કરવાની અને સ્મિત કરવાની શી જરૂર હતી? તમારૂં તે સ્મિત અને તમારૂં તે "ગુડ મોરનિંગ" બનાવટી હતાં તેમ નાનું છોકરૂં પણ કહી શકે."

"અરે ! પ્રતિમા–"

"ના, કૈં ખુલાસો કરવાની જરૂર નથી. તમને મારા ઉપર કેટલું હેત છે તે હું જાણું છું. અનેક કારણોને લઇને આપણે આવી રીતે સંબંધ રાખવો પડે છે માટે આવું આવું બોલવું પડે છે."

"કેમ પ્રતિમા ! કેમ છે ?" પ્રતિમાની મોટી બેન સુકીર્તિ ઓરડામાં દાખલ થતે થતે બોલી અને પછી પ્રતિમાની પાસે જઇને તેના શ્વેત કપોલ ઉપર એક નાની વાળની લટ આવી હતી તે સ્નેહથી પાછી ગોઠવતી ટેબલની પાસે ઉભી રહી. "શાને માટે વાદ-વિવાદ ચાલે છે ?"

"કૈં નહિ; સહેજ." પ્રતિમાએ નીચું જોઈ નેજ ઉત્તર આપ્યો.

"તું વ્હેલી આવી હત તો જાણત, તારે ચા જોઇશે કે કોફી? મારૂં માને તો કોફી જ પીજે. હું જે ચા પીઉં છું તે તદ્દન પાણી જેવી છે."

સુકીર્તિએ નિર્મળકુમાર સામા જોયું. નિર્મળકુમારે ચિન્તાભર્યા વદને આંખનો ઇશારો કર્યો.

"વ્હાલી પ્રતિમા !" સુકીર્ત્તિએ પુછયું. "આજ તને કૈં થયું છે ?"

"ના, કૈંજ થયું નથી," પ્રતિમાએ દૃઢતાથી ઉત્તર આપ્યો.

"ફક્ત મારા હૃદયમાં જે લાગણીઓ થાય છે તે છુપાવ્યા વગર હું સત્ય દર્શાવી દઉં છું તેટલુંજ; અને જો તું અને નિર્મળકુમાર આપણાં માતપિતા અને ભાઇબહેનો અને સરળકુમાર બધાંજ જો એમ બોલવાનો પ્રયત્ન કરો તો આ દુનિયા વધુ મીઠી અને પવિત્ર થાય."

"ધુળ અને ઢેફાં!" સુકીર્ત્તિનો મિજાસ ગરમ થતો હતો એટલે તેણે ચીડાઇને કહ્યું. "તું કહે કે નહિં કહે પણ આજે તારી તબિયત સારી નથી. તું ઉઠી શું કરવા, બહેન! તારા ઓરડામાંજ ચા મંગાવવી હતી ને! તબિયત સારી નહિં હોય તો જરા મોડાં ઉઠીએ; એમાં શું?"

"મારી તબિયતને કશુંય થયું નથી," પ્રતિમાએ શાન્ત ચિત્તે કહ્યું "પણ કદાચ એમ ધારો કે મારી તબિયત નબળી હત તોપણ હું તો અહિંજ ચા પીવાનું પસંદ કરત કારણ કે મારૂં એમ માનવું છે કે આપણે ત્યાં ચાકરોને કામ ઘણુંજ છે. ઘરમાં ચાકરો ઓછા રાખવા અને તેમ છતાં સાહેબીનો પાર નહિં! એનું કૈં બીજું કારણ નથી; તમને મહીને દિવસે દોઢસો રૂપયડી મળે છે અને તમે બતાવવા એમ માગો છો કે પાંચસો મળે છે."

નિર્મળકુમાર વધુ સાંભળી શકયો નહિં. તે ત્વરાથી બહાર ચાલ્યો ગયો.

"આનું કૈં કારણ કહેશે?" સુકીર્ત્તિએ માંડમાંડ મિજાસ કાબુમાં રાખીને કહ્યું. "તું અચાનક ગાંડી થઇ ગઈ છે કે થયું છે શું? નહિં તો આમ વિના કારણે આટલું અપમાન કરવાનું કારણ શું? મેં અને એમણે તારી પરોણાગત કરવામાં બાકી રાખી નથી ત્યારે તું સામી ગાળો ભાંડવા તૈયાર થઇ છે!"

પ્રતિમા પોતાની મોટી બેન સામાં કૈંક કટાક્ષયુક્ત ચહેરે જોઇ રહી અને પછી સુચના કરતી હોય તેમ બોલી "સુકીર્ત્તિ! તું

ટેબલ ઉપર હાથ પછાડીને કેમ બોલતી નથી? હું જાણું છું કે અત્યારે તું મારા ઉપર અતિશય ચીડાઈ ગઈ છે તો પછી તે ગુસ્સો છુપાવી રાખવાથી તને શો ફાયદો?"

"તેમ કરવાની કંઈ જરૂર નથી."

"વળી તારે જુઠુંજ બોલવું હોય તો તું જાણે; બાકી તારા ચેરા ઉપરથી તો એમ ખુલ્લું જણાય છે કે તું ઘણીજ ગુસ્સે થઈ છે, પણ ચાકરોના સાંભળતાં કેમ લડાય અને લડીએ તો આબરૂ જાય એવી ખોટી માન્યતાથી તું મોટે ઘાંટે બોલતાં અચકાય છે. કેમ ખરૂં ને! અરે, તમે આવા ખોટા દંભ કરવા છોડી દેતાં કયારે શીખશો?"

"મારે ચાકરો સાંભળે કે નહિ સાંભળે તેની તલમાત્ર દરકાર નથી, સમજી! અને તારા જેવી નિર્લજ અને અપકારી છોકરીના બોલવાની હું લેશમાત્ર દરકાર કરતી નથી."

"હં, હવે કંઈ સત્ય બોલવાનું શરૂ કર્યું ખરૂં." પ્રતિમાએ કહ્યું.

"પણ જ્યારે અમે દંભી અને જુઠી સાહેબી કરનારાં છીએ અને અમારા ઘરની ચા પાણી જેવી છે, અમે ઘરમાં ચાકરોને બહુ દુઃખ દઈએ છીએ અને મને સાચું બોલતા આવડતું જ નથી ત્યારે એટલું કહેશે કે અમારે ત્યાં આવવાને માટે તું આટલી બધી આતુર શા માટે હોય છે?"

"અરે સુકીર્તિ! તું છેક ખોટું બોલે છે," પ્રતિમાએ ધીમા અવાજે કહ્યું. "હું તારે ત્યાં આવવાને માટે આતુર હોતી જ નથી. તેમ સાચું પુછાવો તો મને તમારા કરતાં કંઈક વધુ બુદ્ધિશાળી લોકોના સંબંધમાં આવવું વધારે ગમે છે. હું તારે ત્યાં આવું છું તે એટલા માટે કે—"

"અને તે પણ વર્ષમાં બે વાર!" સુકીર્તિ બોલી ઉઠી.

"હા, વર્ષમાં બે વાર. હું એટલા માટે આવું છું કે હું ઘરમાં રહેવાથી કંટાળી જાઉં છું. અહિં પહેલા એકાદ બે દિવસ મને ઠીક

લાગે છે અને તમને પણ નવી નવી કુથલીઓ જાણવાનું મળે છે એટલે "બેએક દિવસ મઝા પડે છે. પણ પછી મને કંટાળો આવવા માંડે છે અને તને અને નિર્મળકુમારને પણ એમજ થાય છે કે હવે આ ક્યારે જશે?"

"એમ કે?" ગુસ્સાને શમાવવાનો પ્રયત્ન કરતાં સુકીર્તિનો ચ્હેરો લાલ થઈ ગયો હતો તેમ છતાં તે ધીમેથી બોલી, "ત્યારે તું ઘરથી કંટાળે છે એટલે અહિં આવે છે કેમ?"

"હા એમજ." પ્રતિમા બોલી. "ભૂતકાળમાં મેં તને સ્નેહથી ભરેલા ખોટા ખોટા પત્રો લખ્યા હતા તેને માટે હું દિલગીર છું. પણ હવેથી જ્યારે મેં સત્ય બોલવાની પ્રતિજ્ઞા જ લીધી છે અને સત્ય સીવાય બીજું કૈં બોલવું જ નહિ એવો મેં ઠરાવ કર્યો છે ત્યારે–"

"હા, એમાં શું? ભુલ્યા ત્યાંથી ફરીથી ગણો." સુકીર્તિ રડી પડતાં બોલી.

"જો સુકીર્ત્તિ, મારા ઉપરથી તું દાખલો લે. દાંભિકતાનો સદાને માટે ત્યાગ કર! દૃઢ થા; જે મનમાં વ્યાજબી લાગે તેવું બોલી દેવું એવી પ્રતિજ્ઞા લે. અસત્યનો જડમુળથી નાશ કરવામાં મને મદદ કર. અત્યારે તારી એમ જ ઇચ્છા જણાય કે મને સખત ઠપકો આપવો તો ખુશીથી એમ કર." પ્રતિમા પ્રફુલ્લિત વદને બોલી.

સુકીર્ત્તિનાં ખાળી રાખેલાં આંસુ હવે રોકાયાં નહિં. તે રડી પડી અને રડતે રડતે બોલી, "નિર્લજ, જરા તો શરમ રાખ!"

પ્રતિમા આનંદ પામતી તાળી પાડી ઉઠી.

"જા, તારે અત્યારે મારૂં ઘર છોડીને ચાલ્યા જવું હોય તો ચાલી જા!"

"સાબાશ! સુકીર્ત્તિ!" પ્રતિમા ખુશ થતી બોલી. "આખરે તને મારી શિખામણની અસર થાય છે ખરી. અલબત્ત, જો તું

ચીડવાઈ ગઈ ન હત તો સારૂં થાત. પણ તેમ છતાં તું આમ ખરે-ખરી લાગણી દર્શાવી દે છે તે પણ ખોટું નથી."

"મ્હેરબાની કરી તું હવે વધુ બોલ નહિ" સુકીર્ત્તિ રડતી રડતી ઓરડામાંથી બહાર જતાં બોલી.

"બસ એમ જ સાચી લાગણી પ્રદર્શિત કરવાની ટેવ પાડ," પ્રતિમા પણ આમ કહેતી ઓરડામાંથી બાર નીકળી.

\+ + + + +

"બાઇ, બહાર ગાડી આવી છે," વિઠુ નામનો નાનો છોકરો પ્રતિમા આગળ આવીને બોલ્યો. "સામાન બધો ગાડીમાં મેં મુકી દીધો છે."

"વિઠુ, તેં બધો સામાન મુકયો? જુઠું શા માટે બોલે છે? તારાથી આવડી ભારે ટ્રંક શી રીતે ઉપડાઇ?"

"ના, બાઈ, જરા ગાડીવાળાએ મદદ કરી હતી."

"ચોખ્ખું એમ જ કહી દેને કે ગાડીવાળાએ સામાન મુકી આપ્યો અને તું પાસે ઉભો રહ્યો. પણ જતી વખતે હું તને વધારે પૈસા આપતી જાઉં તેથી તું એમ જુઠું બોલે છે. લે આ ચાર આના."

વિઠુએ પૈસા લઇને સલામ કરી.

"સલામ કરવાની કૈં જરૂર ન હતી;" પ્રતિમા આથી ચીડ-વાઇને બોલી. "તને આઠ આના કે રૂપિઆની આશા હતી તે હું સારી પેઠે જાણું છું અને મેં તને ચારજ આના આપ્યા તેથી તું મારા ઉપર અત્યારે ચીડવાઈ ગયો હશે! પણ લાચાર! હું કૈં કરોડપતી નથી કે તને વધારે આપી શકું."

ગાડી ઉપડી ગઈ. "સુકીર્ત્તિને અને નિર્મળકુમારને તો એમને પોતાને વિશે સાચેસાચું કહી દીધું. હવે ઘેર જઇને બીજાંની વાત." પ્રતિમા પોતે આરંભેલા કાર્યની શરૂઆત કૈંક પ્રસન્ન વદને વિચા-રતી વિચારમાં પડી.

## પ્રકરણ ૨.

### ગૃહમાં.

પ્રતિમા સુરતથી એકદમ નીકળીને પોતાના માતપિતાને ત્યાં અમદાવાદ ગઇ તે વિશે તેણે તારબારથી ખાસ ખબર કરી નહતી અને કાગળ લખવાનો તો વખત જ નહોતો એટલે બધાં જમતાં હતાં તે વખતે ત્યાં જઈ પહોંચી.

"અરે પ્રતિમા! દિકરી તેં તો મને ગભરાવી મારી!" પ્રતિમાની મા સુમતિ બોલી ઉઠી. "આમ અચાનક કેમ આવી! તું તો ત્યાં પંદર દિવસ રહેવાની હતી ને!"

"આ તો બહુ અજબ જેવું!" પ્રતિમાના પિતા પ્રિતમલાલ બોલ્યા.

"બ્હેનનો ભપકો તો હવે વધી ગયો જણાય છે ને!" પ્રતિમાના નાના ભાઈ સુરેશે કહ્યું. આ ઉપરથી પ્રતિમાની ત્રણ બ્હેનો અલક, પ્રમિલા અને પ્રીતિદા હસી પડયાં અને મોટાભાઇ સુમન્તે આ ટાંકણે કંઇક હસવા જેવું કહેવાનો પ્રયત્ન કરતાં દુધનો વાડકો ઢોળી નાખ્યો એટલે ખશીયાણા પડી જઇને જણાવ્યું કે 'મને બીજાં દુધ વગર ચાલશે' એ અરસામાં પ્રતિમાએ પોતાના બુટ કહાડી નાખ્યાં અને હાથમોં ધોઈને થાળી પાટલો લીધો અને જમનારા મંડળમાં ભળી ગઈ.

"પ્રતિમા! તું સુકીર્તિ સાથે લડીને તો નથી આવી ને?" સુમતિ ચિન્તાતુર હૃદયે બોલી. 'બિચારી એવી ભલી છોકરી છે—મરતાને મર નહિ કહે."

"હું તો એની સાથે લડી નથી," પ્રતિમા બોલી. "પણ મને એમ લાગે છે કે એ મારા ઉપર બહુજ ગુસ્સે થઈ ગઈ છે."

"કેમ કેમ!" બધાં સામટાં બોલી ઉઠયાં.

"ફક્ત સાચું કહેવાને માટે."

"શેને માટે? શા વિશે? શા માટે?" બધાંએ પૂછયું.

"કેટલીક બાબતો વિશે. મેં કહ્યું કે તમારે ત્યાં જે ચા રોજ થાય છે તે પાણી જેવી થાય છે, અને તમારા ચાકરોને તમે બહુ દુઃખ દ્યોછો, તમને પાંચસોનો પગાર મળે છે એમ તમે લોકોને બતાવવા માગો છો, તમારો સ્વભાવ આકળો છે, તમારા ઘરમાં હવા ઉજાસ નથી અને તમારા સંબંધમાં બુદ્ધિવાન મનુષ્યોને સુખ નહિં મળી શકે-બસ-હું ધારૂં છું કે મેં એટલું જ કહ્યું હતું. કેમ અલક! મારા મોં સામું શું જોવાનું છે? ભટ, જરા રોટલી લાવજે."

"બસ, એટલું જ?" સુમતિ ગુસ્સાથી બોલી ઉઠી. "આ પ્રમાણે તું તારી બેન પ્રત્યે ઉપકારની લાગણી બતાવતી હશે કેમ? તારા જેવી પચાસ પ્રતિમાના જેવી એ છે સમજીને! તે બિચારી આકળા સ્વભાવવાળી અને મોટાઇ બતાવનારી કેમ! આખી જીંદગી ગઈ પણ આવી તોછડાઈ મેં સાંભળી નહતી અને પાછી તે ઉપર શિરજોરી! આટલું સાંભળતા છતાં તમે કેમ આમ મુંગા બેશી રહો છો?"

"પ્રતિમા," પ્રિતમલાલજી ધીમેથી પોતાના ચશ્માંમાંથી જોતા બોલ્યા. "તું જરા ઉતાવળી થઈ લાગે છે."

"જરા ઉતાવળી!" સુમતિનો પિત્તો ઉછળ્યો. "હું તો એમ કહું છું કે તેણે આપણને બધાંને બુડી મરવાનું કર્યું છે. પણ જો તમારે એને એવી રીતે ચડાવી મુકવી જ હોય તો—"

"હું એને ચડાવું છું કયાં?" પ્રિતમલાલ નમ્રતાથી બોલ્યા. "પણ કદાચ તેને ગુસ્સે થવાનું કૈં કારણ મળ્યું હોય."

"તેમ થયું હોય એમ મને તો લાગતું નથી." અલકે મત દર્શાવ્યો.

"નહિં જ;" પ્રમિલાએ ટેકો આપ્યો.

"સુકીર્ત્તિનો સ્વભાવ તો ઘણો સારો," પ્રીતિદાએ ટહુકો પુર્યો.

"સુકીર્ત્તિબેન એવું કરે જ નહિ." સુમન્ત બોલ્યો.

"મારી સૌથી વહાલી બેન સુકીર્ત્તિ જ છે." નાનો સુરેશ બોલી ઉઠયો. પ્રતિમા પોતે આરંભેલાં કાર્યની ગંભીરતાથી ગંભીર થઈ ગઈ હતી. તેણે મૌન ધારણ કરીને ખાઈ લીધું અને પછી હાથ ધોઈને પાછી તે જ ઓરડામાં આવીને બધાંના સામા ધ્યાનપૂર્વક જોવા માંડયું.

"પ્રતિમા આપણા ઉપર જાદુ કરે છે હોં કે!" સુરેશે પ્રીતિદાના કાનમાં કહ્યું. પ્રીતિદા હસી પડી.

"મારે તમને જણાવી દેવું જોઈએ કે હું જે કૈં પણ બોલીશ તે સત્ય જ બોલીશ," પ્રતિમાએ આખરે કહ્યું.

"ઠીક કહ્યું દિકરી," પ્રિતમલાલ બોલ્યા.

"તમને ઠીક લાગે છે? તારે તો સાંભળો. મેં પરમ દિવસની રાતે એવો ઠરાવ કર્યો છે કે મારે ગમે તેમ થાય તોપણ સત્ય સીવાય બીજું કૈં બોલવું જ નહિ. મેં અહિં આવીને તમને બધાંને જોઇને આનન્દ દર્શાવ્યો નહિ એટલે તમે જરા આશ્ચર્ય તો પામ્યાં હશો જ. મારે કહેવું જોઇએ કે મને આનન્દ થયો જ નથી. તમારી અરસપરસની નિર્માલ્ય વિષયો ઉપરની વાતો, અન્દર અન્દરના કજીયા અને પૈસા સંબંધી તકરારોથી હું કંટાળી ગઇ છું. મારા બાપ એમના જ ઘરમાં અમલ વગરના ફરે તે મારાથી જોવાતું નથી અને માનો કર્કશ અને તીણો ઘાંટો મારા કાન ઉપર ઘણી જ ખરાબ અસર કરે છે. કેમ આગળ બોલું?"

"નહિ, એક શબ્દ નહિ!" પ્રિતમલાલ કૈંક અમલ બજાવતા હોય તેમ બોલ્યા.

"ના, બાપુ, એને બોલવા દો," સુરેશ બોલ્યો. "એવી મજા પડે છે!"

સુમતિની આંખ્ય તો એકીટશે પ્રતિમાની આકૃતિ સામા ઠરી રહી હતી. નાની પ્રીતિદા કૈંક કુતૂહલથી અને કૈંક બીકથી તેના સામું જોઇ રહી.

"હું ધારૂં છું કે તું હમણાં જઇને સુઇ જા," અલકે કહ્યું. તેને એમ લાગ્યું કે ઉમ્મર પ્રમાણે જોતાં હવે પોતાનો વારો આવશે.

"જે એને કહી દેવું હોય તે કહી દેવા દ્યો," માનો ઘાંટો નીકળ્યો. બધાં ચુપ થઇ ગયાં.

"હું હમણાંને હમણાં બધું તે ક્યાંથી કહી શકું?" પ્રતિમા પ્રફુલ્લિત થતી બોલી. "પણ હમણાં થોડુંક કહી લઉં. પછી બાકીનું વળી કોઇ વખત થઇ રહેશે. હું બાપુથી જ શરૂ કરૂં"

"મારે હમણાં જરા બહાર જવાનું છે," પ્રિતમલાલ એકદમ ઉઠતાં બોલ્યા.

"પછી જજો." સુમતિની આજ્ઞા થઇ. પ્રિતમલાલ એક નિશ્વાસ મુકીને પાછા બેશી ગયા.

"બાપુ અસલથીજ તદ્દન પોચા છે," પ્રતિમાએ શાન્ત ચિત્તે શરૂ કર્યું. "તેમાં વળી નસીબે સુમતિ જેવાં પત્ની મળ્યાં એટલે બિચારાની પુરેપુરી કમબખ્તી. તે ઉપરાંત બાપુ મોટા માણસમાં ખપવા માગે છે. અમદાવાદમાં એવા ઘણા માણસો છે, અને, ધીમે ધીમે તેમાંના દરેકને હું ખબર પાડી આપવાની છું. પણ બાપુ તેમાં સૌથી આગેવાન છે. પગાર પુરો ત્રણસોનો અને કુટુંબ મોટું, તેમ છતાં જ્યાં નાણાં ભરવાની ટીપ આવી ત્યાં પોતાના ગજા કરતાં બમણું તમણું બાપુ ભરવાના જ. કોઇક મોટો માણસ જોયો કે તેની ખુશામત કરવામાં પહેલી પદવીએ. ઘરનું ભાડું, લુગડાંલત્તાં અને ખાવાના પૈસા આપે છે તે સીવાય એ પિતાના હોદ્દાની બીજી કૈં પણ ફરજ અદા કરતા નથી. તેમના તરફથી આપણને કૈં પણ જ્ઞાન કે ડહાપણ કે બીજો કોઇપણ સારો ગુણ વારસામાં મળ્યો નથી અને મળવાનો પણ નથી."

"કં બરાબર ગમત આવતી નથી," સુરેશે ટીકા કરી. "હવે માના ઉપર ભાષણ થાય તો સારૂં."

"અરે એમ કરવાની એ હિંમત કરે જ નહિ," પ્રીતિદા બોલી.

"હું હિંમત કરી શકું છું." પ્રતિમા દઢ હૃદયે અને આત્મત્યાગી મનુષ્યની પેઠે દિલગિરીભર્યું સ્મિત કરતી બોલી. "માને ગમશે તો નહિ પણ લાચાર! મારે મારી ફરજ ગમે તે પ્રકારે પણ બજાવવી તો પડશે જ. મારી સામા આંખ ધુરકાવતી માનામાં સૌથી વધારે અવગુણો છે. પ્રથમ તો એજ કે જુડાણું એની રગેરગમાં વ્યાપી રહેલું છે અને—"

સર્વમાં ખળભળાટ થઈ રહ્યો. આવા શબ્દો બોલી જ કેમ શકી એ બાબત પ્રિતમલાલ બોલવા મંડી ગયા. અલકે પ્રતિમાને ચાબુકનો માર મારવો જોઇએ એવી સુચના કરી. પ્રમિલાએ પ્રથમ હસવાનું શરૂ કર્યું અને પછી ગંભીર બની ગઇ. સુમન્ત પોતાની નાની અને તરતની ફુટેલી મુછોના આંકડા ચડાવવાના મિથ્યા પ્રયાસમાં ગુંથાઇ ગયો. સુરેશ અને પ્રીતિદા એકેકને આનંદથી ચુંટીયાં ખણુવા લાગ્યાં અને ઉકળેલા પાણીથી ભરેલી ચહાદાનીનું ઢાંકણું જેમ આમથી તેમ હાલવા માંડે તેમ સુમતિનું મસ્તક જવાળામુખીના જેવું ભયાનક લાગતું આવેશમાં આમથી તેમ હાલવા લાગ્યું.

"તમે જો સાંભળવાને રાજી હો તો કહું કે," પ્રતિમાએ પાછું શરૂ કર્યું. "કેટલાંક માણસોને મા ખુબ ધિક્કારે છે પણ પાછાં તેજ માણસોને પોતે જ્યારે જાતે મળે છે ત્યારે તેમના ઉપર ઓરવાઈ પોરવાઈ જાય છે. જે ચાકરોને ચોરવાના ગુનાહને માટે પોતાને ત્યાંથી કહાડે છે તેજ ચાકરોની ભલામણ પારકાને કરવામાં એ હમેશાં તૈયાર થઇ જાય છે."

બધાં શાન્તજ રહ્યાં એટલે પ્રતિમાએ આગળ ચલાવ્યું. "અને બીજાું એકે આ ઘરના માલિકની જગ્યાને માટે એ જો કે તદ્દન

અયોગ્ય છે તોપણ તે જગ્યા પચાવી બેઠી છે."

"તેમ છેજ નહિં" પ્રિતમલાલ બોલી ઉઠયા.

"તમે મુગા રહો." સુમતિ બોલી. પ્રિતમલાલ મુગા થઇ ગયા.

"તમે હમણાંજ મારા કહેવાનું પ્રત્યક્ષ દૃષ્ટાંત જોયું," પ્રતિમા બોલી. "પણ એમાં પણ જ્યારે કંઇ અપજશ લેવાનો હોય ત્યારે મા બાપુને આગળ કરે છે અને બધો વાંક બાપુ ઉપરજ ઢોળી પાડે છે, અને જ્યારે કંઇક જશ મળવાનો હોય ત્યારે પોતેજ આગળ થાય છે. હવે હું અલક બાબત કંઇક બોલું."

"મહેરબાની કરીને માફ રાખજે." અલક ગુસ્સાથી કમ્પતી બોલી.

"તારે સાંભળવું નહિં હોય તો બહાર જા," પ્રતિમાએ કહ્યું. "ગમે તેમ થાય પણ હું ખોટું બોલવાની નથી. અલકના મનમાં કેટલાંક વર્ષ સુધી એવું અભિમાન હતું કે પોતે સૌથી ખુબસુરત છે; પણ મારા જન્મ પછી જ્યારે તેને જણાયું કે હું તેના કરતાં સોગણી ખુબસુરત છું ત્યારે તેણે સાથી બુદ્ધિવાન તરીકે ખપવાનો દાવો કર્યો. આ પ્રયત્નને લઇને ઘણીક વાર જાહેરમાં તે મુર્ખી બની છે. સ્ત્રીસમાજ આગળ ગોવર્ધનરામ વિશે ભાષણ કરતાં તેણે જે અજ્ઞાનતા બત્તાવી હતી અને પરિણામે તેની જે મશ્કરી થઈ હતી તે તમે સૌ જાણો છો. વળી હમણાં હમણાં તે એમ ધારે છે કે પોતે બહુ સારૂં ગાઇ શકે છે. પણ કોઇ પણ અપક્ષપાતી મનુષ્યને પુછશો તો જણાશે કે તેને સંગીત વિશે કંઇજ જ્ઞાન નથી. જો પોતે ખુલ્લું એમ કહી દેતી હોય કે પોતે એક તદ્દન સાધારણ દેખાવની અને સારા વરને અભાવે હજી સુધી કુમારી રહેલી છોકરી છે તોજ યોગ્ય કહેવાય."

"અલક, એના કહેવા ઉપર કશું પણ ધ્યાન આપતી નહિં." પ્રિતમલાલે અલકને કહ્યું.

"હું ધ્યાન આપવાનીજ નથી," અલક પોતાનાં આંસુ લુછતી બોલી. ' "પણ તમારે વિશે જે એણે કહ્યું છે તેને માટે મને બહુ લાગે છે."

"સુમન્ત," પ્રતિમાએ આગળ ચલાવ્યું. "બાવીસ વર્ષનો થવા આવ્યો છે તેમ છતાં તેનામાં કોડીની અક્કલ નથી. દરેક પરીક્ષા ત્રણ ત્રણ ચાર ચાર વર્ષે પાસ કરે છે. તેમ છતાં પોતે કેવોક મોટો માણુસ હોય તેમ મગજમાં ફાંકો રાખે છે. વળી ડ્રેસ વગેરેમાં કંઈક એવો વિચિત્ર છે કે ન્યાતની દરેક દરેક છોકરી એની સામા હસે છે. ભાઈના મગજમાં એમ છે કે હું 'અપ ટુ ડેટ' કપડાં પહેરી જાણું છું."

સુમન્ત ભપકામાંજ બાંયમાં રૂમાલ ખોસતાં ખોસતાં ઓરડાની બહાર નીકળવા ગયો એટલે બારણાં સાથે અફળાયો. પ્રિતમલાલ કંઈક ખિન્ન વદને તેની સામા જોઈ રહ્યા. સુરેશ અને પ્રીતિદા હસ્યાં. સુમન્ત "ઓલ્ ઈટ્ ડઝન્ટ મૅટર" કહેતો પોતાના કફ ઉપર પડેલો ડાઘો લુછતો રોફમાં બહાર ચાલ્યો ગયો.

"પ્રમિલા સાધારણ રીતે ઠીક છે," પ્રતિમા બોલી. "અને સુરેશ અને પ્રીતિદા જેવાં નફ્ટ, અને રીતભાત વગરનાં છોકરાં મેં હજી જોયાં નથી. બસ, મારે જે કહેવાનું હતું તે કહી દીધું. તમારે જોઈએ તેમ કરો."

સુમતિ ઉઠીને પ્રતિમા ભણી જવા લાગી. તે જોઈને અલક અને પ્રમિલા રડવા લાગ્યાં. સુરેશ આતુરતાથી આ દેખાવ જોઈ રહ્યો. અને પ્રિતમલાલે સાવચેતી વાપરીને પોતાનાં ચશ્માં ગજવામાં મુકી દીધાં એટલામાં ચાકરડીએ આવીને કહ્યું, "સરલકુમાર આવ્યા છે."

## પ્રકરણ ૩.

### સરલકુમારની સાથે.

સરલકુમાર તેના બાપને એકનો એક પુત્ર હતો ગ્રેજ્યુએટ હતો અને પૈસાદાર હતો. દેખાવમાં સાધારણ નમ્ર સ્વભાવનો અને શાંત હતો. પ્રતિમાની સાથે તેના વિવાહ ઉભયના માતપિતાએ ગોઠવ્યા હતા. પ્રતિમા જેવી ભણેલી અને સુંદર કન્યા મળવાથી સરલકુમાર પોતાને ભાગ્યશાળી માનતો. ન્યાતમાં સારા વરની અછત એટલે સરલકુમાર જેવો પતિ મેળવવાને પોતે ભાગ્યવાન થઇ તેથી પ્રતિમા સંતુષ્ઠ હતી. સુમતિ અને પ્રિતમલાલ તો સરલકુમાર જેવો બી. એ., એલ્એલ્. બી. અને થોડા વખતમાં સોલીસીટર થનારો જમાઇ મળ્યો એટલે હર્ષથી ગાંડાં જેવાં થઇ ગયાં હતાં પણ અત્યારે ચિન્તાથી તેમનાં મો લેવાઇ ગયાં. આ દિકરી આજે કોણ જાણે શું કરશે અને સરલકુમારને શું કહેશે એ વિચારથી બન્ને ગભરાઇ ગયાં.

"મહેરબાન સાહેબ," પ્રિતમલાલને સાહેબજી કરીને સરલકુમાર અંદર દાખલ થયો. "કેમ સુમતિબા આજે કે મોડું જમવાનું ?"

"આજે જરા રવિવાર છે ને એટલે મોડું થયું." થોડાજ વખત પહેલાંના જ્વાળામુખીને બદલે મૃદુ મૃદુ હાસ્યથી મુખ ઉપર શાન્તિ બતાવાનો પ્રયત્ન કરતી સુમતિ બોલી. "પ્રતિમા સુરતથી આવી છે."

"કેમ? એ તો મોડી આવવાની હતી ને !" પ્રતિમાનું નામ સાંભળતાં સરલકુમારનું મુખ પ્રફુલ્લિત થયું અને તેની દૃષ્ટિ પ્રતિમાને શોધવા લાગી.

"ત્યાં જરા તબિયત ઠીક નહિં રહી એટલે અહિં આવી." સુમતિ પ્રતિમા ભણી ભયાનક આંખ્ય ફેરવતી બોલી.

"કેમ શું થયું છે ?" સરલકુમારે ચિંતાતુર અવાજે પુછ્યું.

"મને કશુંય થયું નથી," પ્રતિમા સાચું બોલવાની તક આવેલી જોઈ ખુશ થતી બોલી. "મારી તબિયત ત્યાં સારી રહેતી હતી પણ મારે અને સુકીર્તિને તકરાર થઇ એટલે મારે અહિં આવવું પડયું. મેં સાચું બોલવાનો યત્ન કર્યો તે તેને ગમ્યો નહિં. તમે આવ્યા તે પહેલાં તેજ કારણને લઈને મા મને તમાચો મારવા આવતી હતી પણ એટલામાં તમે આવ્યા એટલે અટકી ગઈ."

સરલકુમાર આ ખુલાસો સાંભળીને સડક થઈ ગયો અને સુમતિ તરફ ગુંચવણભર્યે વદને જોઇ રહ્યો.

"સુકીર્તિ સાથે સહેજ ટપાટપી થઈ એટલે બહેનની તબિયત જરા ઠેકાણે નથી. આજ રાતનો આરામ મળશે એટલે બધું ઠેકાણે આવી જશે," હજી પણ સુમતિ ઢાંકપીછોડો કરવાનો યત્ન કરતી સ્મિત કરતી બોલી.

"મારી તબિયત બગડી જ નથી," પ્રતિમા બોલી. "માના કરતાં તો હું અત્યારે વધુ શાંત છું. એ તો એટલા માટે ઉશ્કેરાઈ ગઇ છે કે રખેને હું કંઈ બોલી દઉં અને તમે ચીડવાઇને વિવાહ તોડી નાખો! પણ તમે હમણા જતા નહિં; મારે તમારી સાથે ખાનગી વાત કરવી છે."

"હા ત્યારે—" સરલકુમાર આ બધી હકીકતથી તદ્દન ગભરાઇ ગયો હતો તેણે કંઇક બોલવું જોઈએ એમ ધારીને બોલવાનું શરૂ કર્યું.

"ચાલ પ્રીતિદા, આપણે ભટને જઇને કહીએ કે તમારી ડુંડ દિવસે દિવસે મોટી થતી જાય છે માટે નસ્તર મુકાવો," કંઇક શાંતિનો લાગ સાધીને સુરેશે પ્રીતિદાને કહ્યું.

"નથી જવું, ખબરદાર!" અલકે સુરેશની કાનપટ્ટી પકડતાં કહ્યું.

"શામાટે નહિ જઇએ? પ્રતિમા જેમ કરે છે તેમ અમે કરીએ. ચાલ આવે છે કે?" સુરેશે કાનપટ્ટી છોડાવતાં કહ્યું, અને થોડી વારમાં

સુરેશ અને પ્રીતિદા ભટને એમની ફુંડ વિશે કેટલાક સત્ય વિચારો જણાવવા રસોડાં ભણી ઉપડી ગયાં.

સુમતિને બીજો માર્ગ રહ્યો નહતો એટલે એણે ધીમેથી કહ્યું, "ઠીક પ્રતિમા, જા તારે વાત કરવી હોય તો આગલા ઓરડામાં."

પ્રતિમા દૃઢ પગલાંએ આગલા ઓરડામાં ગઇ. પાછળ ધડકતે હૃદયે સરલકુમાર રૂમાલથી મોં ઉપરનો પરસેવો લુછતો દાખલ થયો.

"કેમ, તમે પણ સત્યથી બ્હી જશો?" પ્રતિમાએ ઓરડામાં જઈને સરલકુમારને પુછયું.

"પ્રતિમા, તેં કૈં ખોટું કૃત્ય કર્યું છે?" સરલકુમારે ગભરાતાં ગભરાતાં પૂછયું.

"તમે મારૂં કહેવું બરાબર સમજ્યા નથી," પ્રતિમા આવા પ્રશ્નથી કૈંક ઉદ્વેગમાં પડતી બોલી. "હું એમ કહેવા માગું છું કે, તમે ખરેખરા કેવી જાતના માણસ છો અને મારા વિવાહ તમારી સાથે શાથી થયા તે વિશે તમારે ખરેખરી હકીકત જાણવી છે?"

"પણ તે તો હું જાણું છું," સરલકુમારે ઉત્તર આપ્યો.

"ના, તમે નથી જાણતા. અત્યાર સુધી હું જે બોલતી તે બધું ખોટું બોલતી. પણ હવેથી મેં ઠરાવ કર્યો છે કે જે પણ કૈં મારે બોલવું તે બધું સાચેસાચું જ બોલવું. હું તમને એમ જણાવવા માગું છું કે જો તમે મને પરણો તો તમે એવી સ્ત્રીને પરણશો કે જે પોતાની આખી જીંદગિમાં એક પણ વખત જુઠું બોલશે નહિં. આ બધું સહન કરવાને તમે તૈયાર છો?"

"તું સત્ય જ બોલે એમાં હું શામાટે નારાજ હોઉં?" સરલકુમાર બોલ્યો.

"પ્રથમ બાપુએ પણ એમ જ કહેલું. પણ જ્યારે મેં તેમને કહ્યું કે ઘરમાં તેમનું પૈભારનું ચલણ નથી ત્યારે તે ચીડવાઇ ગયા. સુકીર્તિ બેનને જ્યારે મેં કહ્યું કે તમારા ચાકરોને તમારે ત્યાં બહુ

દુઃખ છે ત્યારે એણે મને ઘરમાંથી બહાર કહાડી મુકી અને જ્યારે મેં માને કહ્યું કે એના જેવી જુઠી સ્ત્રી કોઈ બીજી નથી ત્યારે મને તે તમાચો મારવા આવતી હતી."

"પણ સુમતિબાને એમ કહેવાનું કૈં કારણ?" સરલકુમાર બાવરો બનીને બોલી ઉઠયો.

"કારણ? કારણ એટલું જ કે તે જુઠી છે જ. જો તમે મારી સાથે લગ્ન કરશો તો તમારે પણ એમ જ કહેવું પડશે." સરલ-કુમાર કમકમ્યો.

"પણ એ તો બીજી વાત થઈ. આપણી જ લઈએ. તમે એક તદ્દન સાધારણ મનુષ્ય છો એમ તો તમે જાણો છો ને?"

"હા, લાગે છે ખરૂં," સરલકુમાર નમ્રતાથી બોલ્યો.

"લાગવુંતું શું? મારી તો ખાત્રી છે. તમે એમ જાણોછો કે તમે ગ્રેજ્યુએટ થયા અને સોલીસીટર થવાના એટલે તમે કોઇક મોટા માણસ થઈ ગયા. પણ એમાં તમારી ભુલ્ય છે. બી. એ. માં ત્રીજા પ્રયત્ને પાસ કલાસમાં પાસ થયા અને એલ્.એલ્. બી. માંથી કેમ નીકળ્યા તે, તમારૂં મન જાણે છે. અને હવે સોલીસીટરમાંથી કયારે નીકળો છો તે જોવાનું છે. તમારૂં અંગ્રેજી અને ગુજરાતીના સાહિત્યનું જ્ઞાન ઘણું જ થોડું છે એમ તમારી વાતો ઉપરથી અને પત્રો ઉપરથી જણાય છે. બીજું એ કે તમારા મનમાં એમ છે કે હું મોટો કસરતબાજ છું પણ તેમાં પણ તમે ગોથું જ ખાઓ છો. ફુટ બૉલ, હૉકી અને ક્રીકેટમાં તમે શું જાણો છો? ટેનીસ અને પિંગ-પૉંગમાં તો હું તમને હરાવી શકું."

"હું જો બરાબર પ્રેક્ટીસ કરૂં તો—" સરલકુમારે બોલવાનો યત્ન કર્યો.

"તોપણ હું નથી ધારતી કે તમારૂં કાંઇ વળે. તે શીવાય તમે હદપારની સિગાર અને સિગારેટ ફુંકો છો; તેમ છતાં સગાંવહાલાંઓમાં

એમ બતાવવાનો યત્ન કરો છો કે સિગારેટ કેમ સળગાવવી તે જ તમને ખબર નહિં હોય ! તમે એમ ધારો છો કે તમને ગાતાં વગાડતાં સારૂં આવડે છે અને અત્યાર સુધી હું પણ તમને એ બાબતમાં ઉત્તેજન આપતી હતી. પણ હવે મારે કહેવું જોઇએ કે તમારા કરતાં તો બારણે રાવળીઆઓ આવે છે તે સારૂં વગાડે છે અને તમારા અવાજને માટે તો કંઇ બોલવા જેવું જ નથી."

"બીજું કંઇ ?" હવે સરલકુમાર ગરમ થતો જતો હતો એટલે બોલ્યો.

"બીજું કહેવાનું ઘણું છે, પણ, આટલેથી જ બસ થશે. નવલકથાઓમાં જેમ નાયિકા નાયકને ચ્હાય છે તેમ હું તમને નથી ચ્હાતી એ જણાવવાની તો આવશ્યકતા નહિં જ હોય. એ તો આપણી ન્યાતમાં બીજા કોઇ નહિં એટલે હું તમારા જેવાથી સંતોષ માનું અને તમે પણ મારાથી સંતોષ માનો. પણ તેમ છતાં તમે છેક નાખી દેવા જેવા નથી."

"પછી !" દાંત પીસીને ગુસ્સાને વશ રાખતો સરલકુમાર બોલ્યો.

"તમારા આખા કુટુંબમાં કંજુસાઈ ઘણી જ છે અને—"

"બહુ થયું. એટલું બધું હોય તો મારી સાથે લગ્ન કરવાની તસ્દી લેતાં જ નહિ." સરલકુમારે લાલચોળ થતાં કહ્યું.

"એ તો હું જાણુતી જ હતી કે તમારા જેવા મનુષ્યો સત્ય આગળ નહિં જ ટકી શકે." પ્રતિમા સખેદ પોતાના વહાલા સરલકુમાર સામા જોઇ રહી. હમણાં રોઇ પડાશે, હમણાં રોઇ પડાશે એમ હૃદયમાં થયા કરતું હતું, પણ, પ્રતિજ્ઞાપાલનને અર્થે ગમે તે વેઠવું પડે તોપણ શું એ વિચારથી હોઠ પીસીને પણ પ્રતિમાએ રોવું ખાળ્યું. સરલકુમાર વિહ્વળ હૃદયે પ્રતિમાની સુન્દર આકૃતિ તરફ છેલ્લી દૃષ્ટિ નાખતો, નિશ્વાસ મુકતો બહાર નીકળ્યો.

# પ્રકરણ ૪.

## પૈસાદાર મામા.

બીજે દિવસે સવારે પ્રિતમલાલ વ્યગ્ર હૃદયે નિદ્રામાંથી ઝબકયા. 'વળી પ્રતિમા શું કરશે ?' 'બીજી નવી પંચાતી કેટલી ઉભી થશે ?' એવા એવા વિચારોથી તેમનું હૃદય ચિંતાતુર બની ગયું હતું એટલામાં સુમતિનો ધાંટો સંભળાયો.

"હજી કયાં સુધી સુઈ રહેવું છે ?"

"હમણાં ઉઠું છું ને," પ્રિતમલાલે ત્વરાથી ઉઠવાની તૈયારી કરતાં કહ્યું.

"મારે તમારી સલાહ લેવી છે. હમણાં ચંદુલાલભાઇનો કાગળ આવ્યો છે."

"હેં! શું કહો છો ? ચંદુલાલભાઇનો ?" ચંદુલાલભાઇનું નામ સાંભળતાં પ્રિતમલાલના શરીરમાં નવું ચેતન આવ્યું. ચંદુલાલ-ભાઇ સુમતિના પૈસાદાર ભાઇ થતા હતા અને ભૂતકાળમાં પ્રિતમ-લાલના કુટુંબને ઘણી ઘણી રીતે મદદકર્ત્તા થઇ પડયા હતા. સુમન્તને ભણાવવા પાછળ આશરે એક હજાર રૂપિઆ ચંદુલાલે ખર્ચ્યા હતા. તે સીવાય દીવાળી ઉપર અને અવારનવાર છોકરાંઓને માટે કપડાં, સુમતિ માટે ઘરેણાં અને પ્રિતમલાલજીને માટે પણ કૈંક કૈંક વસ્તુ તેમના તરફથી મળ્યા કરતાં હતાં; એટલે પ્રિતમલાલને ત્યાં ચંદુલાલનું નામ બહુ માનથી જ બોલાતું. ચંદુલાલને સુમતિ સીવાય બીજી આશરે ચારપાંચ બહેનો અને ચોવીસ પચ્ચીસ ભાણજાં હતાં. પણ આશા અમર છે! વખતે બીજાં બધાં સગાં વહાલાંઓ ઉપર ચંદુભાઇને તિરસ્કાર આવી જાય તો ?

"આજે ચંદુલાલભાઇ અહિં જમવા આવવાના છે," સુમતિ બોલી.

"અહિં જમવા આવવાના? આપણે ત્યાં?" પ્રિતમલાલના અવાજમાં આશ્ચર્ય જણાઇ આવતું હતું.

"ત્યારે મેં કૈં બીજું કહ્યું કેમ? જમવા નહિં તો રાંધવા આવવાના હતા?" સુમતિ ભમર ચડાવતી બોલી.

"પણ મેં એમાં કહ્યું શું? મને એમ લાગ્યું કે એ અચાનક અમદાવાદ ક્યાંથી આવે?" પ્રિતમલાલે નમ્રતાથી કહ્યું.

"આ રસ્તેથી જતા હતા એટલે એમને એમ થઈ આવ્યું કે લાવને એક દિવસ અમદાવાદ રહેતો જ જાઉં." સુમતિ બોલી.

"ચાલો, બહુ સારૂ થયું." પ્રિતમલાલ સ્હેજ હસતા હસતા બોલ્યા.

"ચાલો સારૂ થયું?" સુમતિ મોં મચડીને બોલી. "પણ પેલી પ્રતિમાનો કશો વિચાર આવ્યો? એક વખત પેલા મટુએ રમતમાં ચંદુલાલભાઇને રબરનો બોલ માર્યો હતો તેમાં તેના આખાં કુટુંબને વિલમાંથી કહાડી નાખ્યું છે અને તેમના સામાં જોતા પણ નથી એની તમને ખબર છે? પ્રતિમાએ કૈંક આડુંઅવળું કહ્યું તો આપણી શી સ્થિતિ?"

પ્રિતમલાલ આ સાંભળીને ઠંડા થઈ ગયા. થોડીવાર સુધી ઉંડા વિચારમાં ઉતરી પડયા અને પછી બોલ્યા. "ત્યારે આપણે એમ કરીએ? પ્રતિમાને એક ઓરડામાં પુરી દઇએ?"

"બહુ અક્કલવાળો વિચાર જણાવી દીધો? પછી પેલી ઓરડાનાં બારણાં અફાળીને અને ચીસ પાડીને આખું ઘર ઉંધું ચત્તું કરી મેલે અને પાડપડોશીઓને પણ ખબર કરે તેનું શું?" સુમતિએ કહ્યું.

"ત્યારે ચંદુલાલભાઇને અહિં આવતા અટકાવીએ તો કેમ?"

"કૈં ગાંડા બાંડા થયા છો? એમને જઇને તમે એમ કહેવાના હતા કે અમારે ત્યાં તમે ઉતરતા નહિં?"

પ્રિતમલાલ આથી પુનઃ વિચારમાળામાં ડુબ્યા અને આખરે બોલ્યા, "ત્યારે મને તો કાંઇ સુઝતું નથી."

સુમતિએ એક કુશળ નાયકની પેઠે વ્યૂહરચના ગોઠવી. ચંદુલાલ આવે અને ઘરમાં ત્રણ ચાર કલાક રોકાય તે દરમ્યાન છોકરાછોકરીઓને કહી મુકવું કે એ ખાનગી કામ માટે આવવાના છે એટલે કોઇએ એ જ્યાં બેઠા હોય ત્યાં આવવું નહિં. એ પ્રમાણેનો હુકમ ઘરમાં કર્યો. પ્રતિમાએ પણ આ હુકમ સાંભળ્યો અને તેનું કારણ તરત સમજી લઇને આ વેળા પણ સત્યનો ઝુંડો ઉડાવવામાં પાછી પાની નહિં કરવાનો નિશ્ચય કર્યો.

ચંદુલાલભાઈ આવ્યા. પ્રિતમલાલ અને સુમતિ તેની પરોણાગતમાં ગુંથાઇને આમતેમ વિહ્વળ ચિત્તે દોડવા લાગ્યાં. જમણ પુરૂં થઈ રહ્યું અને પાન ચાવતા વૃદ્ધ ચંદુલાલભાઇ આરામ ખુરશી ઉપર પડયા, અને આસપાસ સુમતિ અને પ્રિતમલાલ તેમના મોમાંથી પડતો બોલ ઝીલવાને તૈયાર થઈને બેઠાં.

પ્રતિમાએ પોતાની તક સાધી. તે જ વખતે તે ઓરડાભણી જવા ઉઠી. "કેમ કયાં જાય છે?" એકદમ અલકે તેને રોકીને પુછયું. "જ્યાં મામા બેઠા છે ત્યાં," પ્રતિમાએ અલકનો હાથ ખસેડતાં કહ્યું. "નહિં જવા દઉં!" અલક બોલી." "તો હું ચીસ પાડીશ!" પ્રતિમાએ દૃઢ ચિત્તે ઉત્તર આપ્યો.

અલકે આ ઉપરથી દાંત કચરીને પોતાનો હાથ ખસેડયો. સત્યની શોધમાં ઉન્મત્ત બનેલી પ્રતિમા દૃઢતાથી પેલા ઓરડામાં પેઠી. બારણું ઉઘડતાંજ સુમતિ અને પ્રિતમલાલ ચમકયાં–ગભરાયાં અને ધીમેથી બોલી ઉઠયાં, "દિકરી પ્રતિમા, હમણાં નહિં, પછી આવજે."

"ના એને પાછી મોકલી દેતાં નહિં," વૃદ્ધ ચંદુમામા પોતાનાં ચશ્માંમાંથી પ્રતિમા તરફ આંખ ફેરવતાં, પોતાના ગોળમટોળ પણ સંધિવાથી પીડાતા શરીરને રહેજસ્હાજ હલાવતા બોલ્યા. "જરા આગળ આવ જોઉં; તારૂં નામ શું? કોણ અલક કે પ્રમિલા કે

પ્રતિમા ? આટલાં બધાંમાંથી હું તો નામ જ ભુલી જાઉં છું."

પ્રતિમા જરા આગળ આવી અને સ્હેજ વિનીત અવાજે બોલી, "એ તો હું પ્રતિમા, મામાજી! આ મારાં મા અને આ મારા બાપ!"

"પ્રતિમા!" સુમતિ પ્રતિમાની સામાં આંખ ફેરવતી બોલી.

"તેની કશી હરકત નહિં," પ્રતિમાના ઉત્તરથી ચંદુલાલને કેંક આશ્ચર્ય તો ઉત્પન્ન થયું પણ તેમ છતાં ખુશ થઇને તેમણે કહ્યું, "મારે પચાસેક ભાણુજાં એટલે બધાંના નામ શી રીતે યાદ રહે!"

"હારતો વળી," સુમતિ અને પ્રિતમલાલ બન્ને બોલી ઉઠયાં.

"બાકી તમારી યાદદાસ્તશક્તિ તો પહેલાંના જેવી જ હોં!" સુમતિ બોલી.

"તમારી યાદદાસ્ત કેવી છે અને કેવી નથી એ વિષય બહુ મહત્ત્વનો નથી," પ્રતિમા ઠંડે પેટે એક ખુરશી ઉપર બેસતાં બોલી. "પણ તમારી બોલવાની ઢપછપ કૈં જેવી તેવી નથી."

ચંદુલાલભાઈ કશું સમજ્યા નહિં એટલે ગુંચવણથી સુમતિ અને પ્રિતમલાલ સામા જોઇ રહ્યા અને પછી બોલ્યા, "મારી મજાક કરે છે કે શું? મને મૂર્ખો બનાવે છે?"

"એમાં બનાવવાની કયાં જરૂર હતી?" પ્રતિમા બોલી. "બાકી એટલું તો ખરૂં કે જો તમે વધુ વિવેકથી વાત કરી હત તો શરીર ઘસાઇ જવાનું ન હતું."

"શું બોલી?" ચંદુલાલભાઇનાં ભવાં ફર્યાં.

"પ્રતિમા, અત્યારે ટકટક નહિં કર; બહાર જા!" સુમતિ બોલી. "અત્યારે તારી મશ્કરીઓ સાંભળવા કોઇ નવરૂં બેઠું નથી."

"હું મશ્કરી કરતી નથી પણ સાચું જ બોલું છું," પ્રતિમા ગંભીરાઇથી બોલી. "મામાજી, આમ હર્યાફર્યા વગર આરામ ખુરશી ઉપર પડયા રહેવાથી તમને સંધિવા પણ થઇ ગયો છે. હં; તપી

નહિં જતા! તમારૂં હાર્ટ એટલું નબળું છે કે જો તપી જશો તો કેં પંચાતી થઇ જશે. પણ વારૂ મામાજી, તમારી પાસે કેટલા પૈસા હશે?"

આ સાંભળતાં જ સુમતિનું મોં અનેક વિકારોથી લાલલાલ થઈ ગયું અને પ્રિતમલાલ એટલા ઉશ્કેરાઇ ગયા કે ટેબલ ઉપરથી પાનની કાચની રકાબી જમીન ઉપર ગબડી પડી અને તેના સહસ્ર કટકા થઈ ગયા.

"જોજે, છોકરી, ખબરદાર!" મામાજી ગુસ્સાથી લાલચોળ થઇ ગયા અને દાંત કચકચાવતા બોલ્યા. "તું આવી રીતે બોલવાથી સાર નહિં કાઢે. અંદરથી પરિણામ સારૂં નહિં નીકળે. મારી પાસે દસ હઝાર રૂપિઆ હોય કે દસ લાખ રૂપિઆ હોય તેનું—"

"ખોટેખોટું હાંકો નહિં," પ્રતિમા બોલી ઉઠી.

"ગમે તેટલા રૂપિયા હશે પણ તેમાંથી જે છોકરી મારૂં અપમાન કરવાની હિંમત કરે છે તેને અથવા તેના માબાપને અથવા તેના ભાઇભાંડુને એક રાતી પાઈ પણ મળવાની નથી એટલું તો નક્કિ સમજજે."

"તમે મારા પ્રશ્નનો બરાબર ઉત્તર આપતા નથી તેને માટે દિલગીર છું," પ્રતિમાએ કહ્યું. "કારણકે તમને લગતો આ એકજ પ્રશ્ન એવો છે કે જે અમને રસમય અને અગત્યનો લાગે છે. સુમતિ એમ ધારે છે કે તમારી પાસે પાંચ લાખ રૂપિઆ છે અને બાપુ કહે છે કે બે લાખ રૂપિઆ છે; તે સીવાય બાપુ તરફથી મને એમ ખબર મળી હતી કે તે પૈસા તમે લાંચ રૂશવતથી એકઠા કરેલા છે."

"મેં કદી એમ કહ્યું જ નથી," પ્રિતમલાલ ઘાંટો પાડીને બોલી ઉઠયા.

"હવે ડહાપણ કરવું માફ રાખો," મામાજી આંખમાંથી અગ્નિ વરસાવતા, પ્રિતમલાલ સામા કરડાકીથી જોતા, બોલ્યા.

"હું કહો તેવા સોગન ખાવા તૈયાર છું," પ્રિતમલાલ ઉશ્કેરાતા બોલ્યા.

"અરે ચંદુલાલભાઈ! તમે એમ માની શકો છો કે એ કદી આમ બોલે?" સુમતિ આંખમાં પાણી લાવી બોલી.

"હું કેમ કહી શકું!" મામાજીએ કહ્યું.

"બાપુ વળી કહેતા'તા કે," પ્રતિમાએ આગળ ચલાવ્યું. "આપી આપીને મામાજી શું વરસી જતા હતા કે ત્રીજે દિવસે અહિં આવીને આપણને હેરાન કરે છે."

"હું—" પ્રિતમલાલે વચમાં બોલવાનું શરૂ કર્યું.

"બસ કરો!" મામાજી ક્રોધથી બોલી ઉઠયા. "આખરે મને સત્યનું કંઈક ભાન થાય છે ખરૂં!"

"વાહ મામાજી!" પ્રતિમા ખુશ થતી બોલી. "આખરે તમને સત્યનું મુલ્ય સમજાવા માંડયું. હવે મારે ઝાઝું કહેવાનું રહ્યું નથી. તમે બહુ જ આપમતલબી, દગલબાજ અને ફાંટાબાજ છો અને હું ધારૂં છું કે બીજાં મનુષ્યોના જેવા જુઠા પણ હશો. પણ તેમ છતાં જો ભવિષ્યમાં તમે સત્યને પથે ચાલવાનો પ્રયત્ન કરો તો સુધરી શકો ખરા!"

ઓરડામાં ગાઢ શાન્તિ પ્રસરી રહી. પ્રતિમા ધીમે પગલે ઓરડાની બાર ચાલી ગઇ. થોડીજ વારમાં મામાજી પણ કોઈની સાથે બોલ્યા વગર ઘરમાંથી બહાર નીકળ્યા.



## પ્રકરણ ૫.

### અમદાવાદ સ્ત્રીમંડળ

પ્રતિમાએ ધારણ કરેલી આ અસાધારણ વર્ત્તણુકથી ઘરમાં બધાં મુંઝવણમાં પડી ગયાં. કોને પ્રતિમા શું કહેશે તે જાણી શકાય તેવું ન હતું. આ ઉપરથી સુમતિએ ઘરમાં બધાંને અને સરલકુમારને પક્ષમાં લઇને એમ ઠરાવ્યું કે પ્રતિમાને ઘરની બહાર જ નીકળવા દેવી નહિં અને ઘરમાં પણ એ બોલે તેનો ઉત્તર કોઇએ આપવો નહિં. સ્હેજ ગાંડું મનુષ્ય હોય તેને જેવી સંભાળથી રાખે તેવી રીતે પ્રતિમાને રાખવી એવો નિશ્ચય ઘરમાં કરવામાં આવ્યો.

આ પ્રમાણે સમાધાનીથી કામ ચાલ્યા કરત પણ અલકે કાં તો મુર્ખાઈથી અને કાં તો જાણી જોઇને પોતાનો ભાગ કૈંક વધુ ચેષ્ટાથી ભજવ્યો. ઘણીવાર અચાનક તે પ્રતિમાને દાદર ઉપર અટકાવે અને તેને વાંસે હાથ ફેરવીને દિલગીરીભર્યું સ્મિત કરે. વળી કોઈક વખત સુરેશ અને પ્રીતિદા ઘાંટા પાડીને વાત કરતાં હોય તે વખતે અલક તેમને ધમકાવીને કહે કે 'પ્રતિમાના માથામાં દરદ થાય છે તે પણ તમે જાણતાં નથી!' આ પ્રમાણેના વર્તનથી પ્રતિમા વધુ ઉશ્કેરાતી ગઈ અને ઘરમાં બધાને જેમ મનમાં આવે તેમ કહેતી ગઇ પણ કોઇએ સામો ઉત્તર આપવાની ઇચ્છા બતાવી નહિં. આથી અને સરલકુમારની વિવાહ તોડી નાખવાની ઇચ્છા જણાઈ આવવાથી પ્રતિમા ખરેખર ઉન્મત્ત જેવી બની ગઈ અને લાગ આવ્યે જાહેરમાં પોતાની પ્રતિજ્ઞા અમલમાં મુકવી એવો તેણે નિશ્ચય કર્યો.

આ પ્રમાણે એક વખત લાગ આવતાં જ પ્રતિમા ઘરમાંથી સટકી ગઇ અને સીધી "અમદાવાદ સ્ત્રીમંડળ" ના મકાનમાં જઇ પહોંચી. તેને જોઇને સ્ત્રીમંડળના સેક્રેટરી મીસીસ મહેતાએ તેને

આવકાર આપ્યો અને તબિયતના સમાચાર પુછ્યા. ધીમે ધીમે બીજી સ્ત્રીઓ આવતી ગઇ. ડૉક્ટરના વહુ આવ્યાં, મોહનલાલ વકીલની બે છોકરીઓ આવી, મીસીસ ત્રિવેદી આવ્યાં, અને બીજી એકાદ બે સ્ત્રીઓ આવી. થોડીક વાર ઇધરતીધરની વાત ચાલી પછી પ્રસિદ્ધ મીલમાલેક મલુકચંદના ધણીઆણી મંજુલાગવરી વિશે વાત ચાલી.

"તમે જાણો છો કે, "મીસીસ મહેતાએ વાત શરૂ કરી. "પેલી મંજુલા તો વિલાયત જવાની છે એમ સાંભળ્યું છે."

"હા બાઇ હા, એ નહિં જાય તો બીજું કોણ જવાનું હતું ?" મીસીસ ત્રિવેદી બોલ્યાં. "પાછું રૂપ મડમ જેવું એટલે તરત શોભી નીકળશે ખરાં!"

"અને છોકરાં પાછાં ક્યાં જાય તેવાં છે!" એક સ્ત્રી બોલી.

લગભગ બધાં જ આ સાંભળીને હસી પડયાં અને વાત આગળ ચાલી.

"તેની પેલી મોટી છોકરી સુમિત્રાની આંખ્ય તમે જોઈ છે ?" મોહનલાલની મોટી છોકરીએ કહ્યું. "એ તો તદ્દન બાડી છે."

"હારે," તેની નાની બહેને કહ્યું." તેની આંખ્ય ઉપર ઑપરેશન કરવા મુંબઇથી ડૉક્ટર આવવાનો છે."

"ત્યારે વળી એના છોકરાના ઢંગ શા છે ?" ડૉક્ટરના વહુ બોલ્યાં. "સાવ મૅડ-કૅપ જેવો છે."

"પણ તમે બીજું સાંભળ્યું છે ?" મોહનલાલની મોટી છોકરી બોલી.

"ના, ના, શું ?!" બધાં બોલી ઉઠયાં.

"મંજુ અને તેનો વર બન્ને જણાં બહુજ દારૂ પીએ છે; મને તો એમને ત્યાંના ચાકરો તરફથી ખબર પડી છે."

"હા, પીતાંય હોય," મીસસ મહેતા બોલ્યાં. "કેમ ના કહેવાય! મોં ઉપરથી તો એવું લાગે છે."

"અને આટલી બધી સાંભળેલી વાત ખોટી નહિં હોય," બીજી સ્ત્રી બોલી.

પ્રતિમા ખુણામાં બેસીને સાંભળ્યા કરતી હતી તેને લાગ્યું કે હવે આગળ પડીને સત્યનો ઝુંડો ઉડાવવો અને તે પ્રમાણે બોલવા તે આગળ આવી એવામાં નીચે ધમધમાટ કરતી બે ઘોડાની ગાડી આવી. "કોણ છે? કોણ છે?" અવાજ કરતું સ્ત્રીઓનું ટોળું બારી તરફ દોડયું. "અરે એ તો મંજુલાગવરી અને તેની મોટી છોકરી છે" એવી ખબર સ્ત્રીઓમાં પ્રસરી રહી. મંડળનાં સેક્રેટરી મીસીસ મહેતા આવકાર આપવા નીચે દોડયાં. બીજાં બધાં પોતપોતાની જગ્યાએ બેસી ગયાં અને જેવાં મંજુલાગવરી, સુમિત્રા અને મીસીસ મહેતા ઓરડામાં દાખલ થયાં કે તરતજ બધાં ઉઠીને ઉભાં થઈ ગયાં અને "આવો, આવો" ના ધ્વનિ થઈ રહ્યા.

"મંજુલાગવરી, તમે તો આ મંડળને ઘણા દિવસે સંભાર્યું," ડૉકટરના વહુ મીઠું સ્મિત કરતાં બોલ્યાં.

"બ્હેન સુમિત્રા," મોહનલાલની મોટી છોકરી બોલી. "તમે તો અહિં અવારનવાર આવતાં હો!"

"તમારા વગર તો બધું સુનું સુનું લાગે છે." મોહનલાલની નાની છોકરી બોલી.

"તમે પ્રમુખ છો તો આ મંડળ ચાલે છે નહિં તો ક્યારનુંય ભાંગી પડયું હોત." મીસીસ મહેતાએ મંજુલાગવરીને કહ્યું.

આ બધાંના જવાબમાં મંજુલાગવરી અને સુમિત્રા કંઇક હસયાં. હવે પ્રતિમાથી રહેવાયું નહિં. તે તરત આગળ આવીને બોલી. "મંજુલાગવરી. તમે અહિં આવ્યાં તેથી હું બહુ ખુશી થઈ છું પણ તમારા આવ્યાં પહેલાં અહિં બહુ રસમય વાતો થતી હતી હોં!"

સ્ત્રીમંડળમાં કંઈક આશ્ચર્ય ઉત્પન્ન થયું, બધાં પ્રતિમાની સામું જોઇ રહ્યાં.

"મારે તમને એક પ્રશ્ન પુછવો છે, મંજુલાગવરી," પ્રતિમાએ આગળ ચલાવ્યું. "તમારી સુમિત્રા બાડી છે? તેની આંખ્ય ઉપર ઑપરેશન કરવા મુંબાઇથી ડૉક્ટર આવવાનો છે?"

અચાનક વિજળી પડી હોય તેમ મંડળમાં ગભરાટ ફેલાઈ ગયો. મંજુલાગવરીની આંખ્ય ક્રોધથી લાલચોળ થઇ ગઇ. મોહનલાલની બે છોકરીનાં શરીર ધ્રુજવા લાગ્યાં.

"મારે કશું પૂછવાની જરૂર નહતી પણ," પ્રતિમાએ કહ્યું, "હમણાંજ મોહનલાલની મોટી છોકરીએ એ પ્રમાણે કહ્યું એટલે મારે પુછવું પડયું."

મોહનલાલની છોકરીએ ઉત્તર આપવાનો ઘણો પ્રયત્ન કર્યો પણ ગળામાંથી અવાજ નીકળ્યો નહિં; બીજી સ્ત્રીઓ તો આભીજ બની ગઇ હતી એટલે પ્રતિમાને બોલવામાં વિઘ્ન નડયું નહિં.

"તે સીવાય મીસીસ ત્રિવેદીના મત પ્રમાણે તમે વિલાયત જશો તો બહુ શોભી નીકળશો અને મીસીસ ડૉકટરના કહેવા ઉપરથી મને જણાયું કે તમારો છોકરો તદ્દન મૅડ-કૅપ જેવો છે; વળી મીસીસ મહેતાના કહેવા પ્રમાણે તમારાં મોં ઉપરથી તમે દારૂ પીતાં હો તેમ જણાય છે. તો આ બધું ખોટું છે કે ખરૂં છે?" પ્રતિમાએ સ્વસ્થતાથી પુછયું.

ઓરડામાં ગડબડાટ થઇ રહ્યો. બધાં સામટાં બોલવા લાગ્યાં. પ્રતિમા ગાંડી થઇ ગઈ છે એમ બધાંએ ઠેરવ્યું. બધાંના ખુબ આગ્રહ છતાં મંજુલાગવરી સુમિત્રાને લઇને એકદમ ચાલ્યાં ગયાં અને જતે જતે એમ કહેતાં ગયાં કે હવેથી મારૂં નામ મંડળના સભાસદ તરીકે કહાડી નાખજો.

પ્રતિમાએ બાકી રહેલી સ્ત્રીઓને એમના ચારિત્ર વિશે ઘણું કહ્યું, અને છેવટે સત્યાગ્રહી થવામાં કેવા કેવા ફાયદા છે તે જણાવીને પોતાને ઘેર ચાલી ગઈ. પ્રતિમાના ગયા પછી મીસીસ મહેતા અને બીજી સ્ત્રીઓ તરફથી એમ ઠરાવ કરવામાં આવ્યો કે મંડળના સભાસદોના એક ખાસ ડેપ્યુટેશને મંજુલાગવરીને બંગલે જઇને જે થયું હોય તેને વિશે માફી માગવી અને તેમણે મંડળના પ્રમુખ તરીકે રહેવાની સમ્મતિ આપવી એવી તેમને અરજ કરવી.

## પ્રકરણ ૬.

### મુંબાઈમાં નોકરી.

સ્ત્રી મંડળમાંના તોફાન પછી પ્રતિમા ઘરમાં નજરકેદમાં પડી હતી. તે કોઇક કોઇકિ વખત બહાર જતી હતી પણ તેમાં તેને આનંદ થતો ન હતો. રસ્તામાં તેની સાથે કોઈ બોલતું નહિં કે તેને બોલાવતું નહિં; તે કોઇને મળવા જાય તોપણ તેને મળતું નહિં. ઘરમાં પણ તેની સ્થિતિ બહુ કફોડી થઈ પડી. સરલકુમારે મળવા આવવું બંધ કર્યું હતું અને ઘરમાંનાં બીજાં મનુષ્યો કોઈ મન મુકીને તેની સાથે બોલતાં નહિં. આ ઉપરથી કંટાળીને પ્રતિમાએ મુંબાઈ જવાનો વિચાર કર્યો. અમદાવાદ કરતાં મુંબાઈ જેવા શહેરમાં સત્યનું પાલન કરવું ઠીક થઈ પડશે એમ પ્રતિમાને લાગ્યું. આ ઉપરથી એક શેઠીઆને ત્યાં અરજી નાંખી અને ઉત્તર બરાબર મળવાથી ઘરનાં મનુષ્યોની ઇચ્છા વિરુદ્ધ પ્રતિમા મુંબાઈ ઉપડી ગઈ.

મુંબાઈ આવીને પ્રતિમા વાલકેશ્વર ઉપર રામદાસ શેઠને બંગલે ગઈ. રામદાસ શેઠ પત્નીને પૈસે શેઠ થયા હતા એટલે ઘરની તમામ

સત્તા પ્રેમકોર શેઠાણીના હાથમાં હતી. પ્રચણ્ડ શરીરનાં પ્રેમકોર શેઠાણીને ત્રણ છોકરાં હતાં. તેમની સંભાળ રાખવાને માટે તેમણે એક નર્સની જાહેરખબર આપી હતી અને તેના જવાબમાં આવેલી અરજીઓમાંથી તેમણે પ્રતિમાની અરજી સ્વીકારી હતી.

પ્રતિમા બંગલામાં દાખલ થઈ એટલે તેણે આગલા ખંડમાં જ પ્રેમકોર શેઠાણીને જોયાં. તેમણે ચાંપીચાંપીને અનેક જાતના સવાલો પ્રતિમાને પુછ્યા અને તે દરમ્યાન રામદાસ શેઠની કીર્તિનાં, પોતાની મોટાઇનાં, પોતાનાં ત્રણ છોકરાંની હોંશીયારીનાં અને પોતાના કુટુંબની મુંબાઇમાં કેવી ઉંચી પ્રતિષ્ઠા છે તે વિશેનાં ઘણાં વખાણ કર્યાં. આખરે તેમણે પ્રતિમાને છેલ્લો સવાલ પુછ્યો, "બીજું ગમે તેમ હશે તે ચાલશે પણ મારે તમને એટલું પુછવું જોઈએ કે તમને સાચું બોલવાની ટેવ છે કે નહિં ?"

પ્રતિમાને આ સાંભળીને અપમાનની અને તેની સાથે હસવાની વૃત્તિ થઈ આવી પણ તે તેણે દબાવી દીધી અને કહ્યું, "હા જી."

"તો તો ઠીક," શેઠાણી બોલ્યાં, "કારણકે છોકરાંઓને માટે નર્સ રાખીએ છીએ તેમને જુઠું બોલવાની હદ હોતી જ નથી. આથી છોકરાંનાં કુમળાં મન ઉપર કેવી ખરાબ અસર થાય છે એની તેમને દરકાર હોતી નથી. અમારી છેલ્લી નર્સને કહાડવાની જરૂર જણાઈ તે પણ આટલાને લીધે જ. બાકી તમારો ચહેરો બહેરો તો ઠીક જણાય છે; પછી તો કોણ જાણે! બહારથી શું જણાય ?"

"ત્યારે જો આપની ઇચ્છા હોય તો એક વાત કહું," પ્રતિમા બોલી.

"શું ?"

"કે મારી સાચું બોલવાની ટેવને લઇને જ મેં મારી જીંદગી ધુળધાણી કરી નાખી છે."

"આ મશ્કરી છે ? જો એમ હોય તો—" શેઠાણી કડક થતાં બોલ્યાં.

"ના જી, મશ્કરી નથી, હું સાચુંજ કહું છું. ઘણા થોડાં મનુષ્યોને સાચું સાંભળવું ગમે છે. પણ આપના ઘરમાં મારાથી વગર બ્હીકે સાચું બોલી શકાશે એમ સાંભળીને હું ઘણી ખુશ થઇ છું."

"આપણે બન્ને આ વાતમાં મળતાં છીએ એ જાણીને મને આનન્દ થયો છે," શેઠાણીએ કહ્યું. "ત્યારે તમે મારે ત્યાં રહો. તમને મહિને ત્રીસ રૂપિઆ પગાર મળશે અને ખાવાપીવાનું તો અહિંયાં જ છે એટલે તેના પણ તમને પૈસા ખર્ચવા નહિં પડે."

ત્રણ છોકરાંનાં નામ મંગળ, બચુ અને કીકી હતાં. મંગળ દસ વર્ષનો, બચુ આઠ વર્ષની અને કીકી છ વર્ષની હતી. મંગળનો ધંધો આખો દિવસ પાળેલાં સસલાં, કુતરાં અને બિલાડાંને મારવામાં અને ચાકરોને અને નર્સને પજવવામાં સમાઈ જતો હતો. ચાડી ખાવામાં બચુનો પહેલો નંબર આવી શકે તેમ હતું. આથી એકેએક ચાકર માણસ તેને ધિક્કારતું. દહાડામાં વીસ વાર તે શેઠાણી પાસે જતી અને કંઈં તરેહના સવાલો પુછતી.

"મમા, ભટ મુરબ્બો ખાય તેમાં કશી હરકત ખરી કે ?" તે કોઇ વાર શેઠાણીને પુછતી.

"ના દિકરી, નહિંસ્તો," દિકરીનું શાણપણ જોઇને શેઠાણી ખુશ થતાં બોલે. "પણ તારે પુછવાનું કૈં કારણ ?"

"હું રસોડામાં એક ખુણે છાનીમાની ઉભી હતી એટલે ભટે બરણીમાંથી ચલાણું ભરીને મુરબ્બો લીધો અને તે બધો ખાઇ ગયો," બચુ લાડમાં ઉત્તર આપે.

"મને આવીને કહ્યું તે ઠીક કર્યું. જા ભટને મારી પાસે મોકલ.'

અને કીકીનો આખો દિવસ સાઠ કે સીત્તેર વાર રડવામાં જતો અને જ્યાં સ્હેજ રડી કે પ્રેમકાર શેઠાણીનો ધાંટો આખા

બંગલામાં મોજી રહેતો; અને, પરિણામે જેટલા ચાકરનફર હાજર હોય તેટલાને ખાસડાં પડતાં. જ્યારે શેઠાણી ન હોય ત્યારે કોણે કીકીને રડાવી તેનો હિસાબ બચુ રાખતી અને શેઠાણી જેવાં બંગલામાં દાખલ થતાં કે તરત જ બચુ બધું કહી દેતી.

રામદાસ શેઠ સવારના દસ વાગ્યે ઘરમાંથી બાર જતા તે સાંજે છ વાગ્યે પાછા આવતા. ઘરમાં આવતાં જો સેજ મોડું થતું તો તે વખતે જે ઝપાટામાં આવતું તેમની ધુળ શેઠાણી તરફથી ખંખેરાતી. એક વખત કૈંક એવી જ રીતે મોડું થયું હતું અને શેઠાણીનું લોહી ગરમ થતું હતું તેવામાં બચુ, લાડ કરતી શેઠાણી પાસે આવી પહોંચી અને બોલી " મા, મંગળભાઇને એક ઓરડામાં પુરી દેવાય ખરા કે?

" ના, કોણે પુર્યા છે ? " શેઠાણી ગરમ થતાં બોલ્યાં.

" નવી નર્સે," બચુએ કહ્યું.

" મોકલ એને મારી પાસે."

પ્રતિમા શેઠાણી કને આવી. " કેમ, પ્રતિમાબાઇ ! મંગળ ક્યાં છે ?" શેઠાણીએ સ્હેજ ઘાંટો પાડીને પુછ્યું.

" આજ સવારથી બહુ મસ્તી કરતા હતા એટલે મેં એમને ઓરડામાં પુર્યા છે," પ્રતિમાએ કહ્યું.

" તમે કોણ એને ઓરડામાં પુરનાર ? એણે શો વાંક કર્યો હતો ?" શેઠાણીએ સવાલ પુછ્યો.

"સવારથી મને હેરાન કર્યા કરતા હતા અને અત્યારે તો પોતાની બંદુક મને મારી.

" હાય હાય; એવી તે બંદુક એ નાના છોકરાએ શી મારી તે તમને લાગી ગઇ ?" શેઠાણી બોલ્યાં.

" મંગળદાસ નાના નહિં કહી શકાય, આઠ વર્ષના છે. બંદુકનો માર મને હજી દુઃખે છે."



**પ્રતિમાની પ્રતિજ્ઞા**—તમે કોણ એને ઓરડામાં પુરનાર ?
એણે શો વાંક કર્યો હતો ? શેઠાણીએ પૂછ્યું.

"ચાલો બહુ થયું. જા બચુ. ઓરડાનું બારણું ઉઘાડી આવ," શેઠાણીએ કહ્યું.

"માફ કરજો શેઠાણી, પણ જો એવી રીતે છોકરાંઓને મારા હુકમનો અનાદર કરતાં શીખવવું હોય તો મારે આ ઘરમાં રહેવું નથી. તમે એને છુટા કરશો એટલે ફરીથી એ મારૂં કહ્યું માનશે જ નહિં."

આ ધડાકાથી શેઠાણી જરાક નરમ પડી ગયાં અને 'પા કલાક પછી તમેજ તેને છોડજો' એટલું પ્રતિમાને કહીને પોતે બીજા ઓરડામાં ચાલ્યાં ગયાં.

આ બનાવની અસર શેઠાણી ઉપર ત્રણેક અઠવાડીયાં રહી. પણ એટલામાં વાત બીજી તરફથી બગડતી આવતી હતી. રામદાસ શેઠ પહેલાં છોકરાં ભણી આંખ્ય માંડીને જોતા પણ નહિં તે હવે એમને વારેઘડીએ બોલાવવા લાગ્યા. જ્યારે જ્યારે પ્રતિમા છોકરાંઓને ભણાવતી હોય કે રમાડતી હોય ત્યારે રામદાસ શેઠ છોકરાંઓ તરફનું પોતાનું હેત બતાવવા ત્યાં આવી ચડતા. આ ઉપરથી પ્રતિમાને કૈંક વ્હેમ તો પડયો પણ તેણે ખાસ ધ્યાન આપ્યું નહિં; પણ આખરે એક દિવસ દાદર ઉપર પ્રતિમા અને શેઠ એકઠાં થઇ ગયાં. અચાનક શેઠે પ્રતિમાનો હાથ પકડયો.

"કેમ રામદાસ શેઠ, શું કરવા ધાર્યું છે?" પ્રતિમાએ કૈં પણ ગભરાયા વગર કૈંક ઘાંટો પાડીને પુછયું.

"હં હં, કોઇ સાંભળશે," શેઠે ગભરાઇને કહ્યું.

"હાથ મુકી દ્યો," પ્રતિમા વધુ ઘાંટા પાડીને બોલી. "તમને શરમ નથી આવતી?"

એટલામાં દાદર ઉપરનું બારણું ઉઘડયું. શેઠ એકદમ ભોંઠા પડીને નાઠા. સુભાગ્યે કોઈ ચાકરે બારણું ઉઘાડયું હતું. પ્રતિમા ગુસ્સાથી લાલચોળ બની ગઇ હતી પણ બીજી નોકરી મળે ત્યાં સુધી ગમેતેમ કરીને ખેંચી કહાડવું એમ ધારીને આ અપમાનનો ઘૂંટ ગળી ગઇ.

બે ત્રણ દિવસ વીતી ગયા અને પ્રતિમાને જણાવા લાગ્યું કે રામદાસ શેઠના વર્તનમાં પણ સુધારો થવા માંડયો છે; પણ, એટલામાં એક દિવસ સાંજે બચુ માની પાસે ગઇ અને બોલી, "મમા, પપ્પા ગજવામાં બે રૂમાલ શા માટે રાખે છે ?"

"દિકરી, મને ખબર નથી," શેઠાણી આ પ્રશ્નથી કંઇક આશ્ચર્ય પામતાં બોલ્યાં.

"હા, એક પોતાનો અને એક નર્સનો."

શેઠાણીનો ચ્હેરો એકદમ બદલાઇ ગયો.

"શું કહે છે! દિકરી!" તે એકદમ બોલી ઉઠયાં. "શું બકબક કરે છે!"

"મમા, તમે ચીડવાતાં હો તો નહિં કહું," બચુએ કહ્યું.

"ના ના, ગુસ્સો શેનો; પણ તને કેમ ખબર પડી ?"

"અમે કાલે રાતના રમતાં હતાં એટલામાં મેં પપ્પાનાં ગજવામાં હાથ નાખ્યો તો બે રૂમાલ મને જડયા. તેમાં એક તો પપ્પાનો જ હતો પણ બીજો નર્સનો હતો. મેં પપ્પાને પુછી જોયું પણ એમણે તો કહ્યું કે એ તો મેં રમતમાં લીધો હતો અને આ વાત તું કોઇને કહેતી નહિં."

બચુને બીજા ઓરડામાં મોકલાવી દઇને તરત જ શેઠાણી ઉઠયાં અને ધમધમ કરતાં પ્રતિમાના ઓરડા તરફ ચાલ્યાં. પ્રતિમા બેઠી બેઠી ગુંથતી હતી તે શેઠાણીને જોઇને અટકી ગઇ.

"મહેરબાની કરીને તમે ગુંથવાનું મુકી દેશો ?" શેઠાણીએ કટાક્ષમાં વિનયથી કહ્યું.

"હા જી ખુશીથી," પ્રતિમા બોલી.

"હવે મને કહેશો કે તમે શેઠની સાથે શું પ્રપંચ કરવા ધારો છો ?"

"જો આ સવાલ કોઇ શિક્ષિત તરફથી પુછવામાં આવ્યો હત

તો હું અપમાન તરીકે લેખત પણ તમારા તરફથી છે એટલે હું તેને ઝાઝું વજન આપવા માગતી નથી," પ્રતિમા બોલી.

"આવા જવાબથી હું છેતરાવાની નથી," શેઠાણીએ કહ્યું. "આ તમારો રૂમાલ છે ?"

"હા, લાગે છે ખરો," પ્રતિમા બોલી. "પણ ચોળાઇ એટલો બધો ગયો છે કે જોયા વગર ખાત્રી થાય નહિં."

"એમકે ? હું એવી કાચી નથી તો કે તમારા હાથમાં આપું."

"જેવી તમારી મરજી" પ્રતિમાએ કહ્યું.

"એ બધા ચ્હેનચાળા હવે બાજુએ મુકી દો. મને આ રૂમાલ શેઠના ગજવામાંથી મળી આવ્યો છે. એ વિશે તમારે શું કહેવું છે?"

"મારે કશું કહેવું નથી."

"શું ? હું ખરેખરૂં કહી દઉં છું કે મને તમે ઝાઝી ઉશ્કેરો નહિં-" શેઠાણીનો મિજાસ ગયો.

પ્રતિમા પણ હજી સુધી શાન્ત રહી હતી તે ઉછળી. એકદમ ઉભી થઇને તે બોલી, "મને પણ તમે ઝાઝી ઉશ્કેરતાં નહિં. તમે શું એમ ધારો છો કે હું તમારા પેલા નિર્માલ્ય, બોચીયાં જેવા શેઠ ઉપર મોહી પડી છું ?"

શેઠાણી આ અચાનક હુમલાથી ગભરાઈ ગયાં.

"જ્યારે તમારે ખરેખરી હકીકત જાણવી જ છે ત્યારે કહેવામાં મારે વાંધો નથી." પ્રતિમાએ આગળ ચલાવ્યું. "છેલ્લાં બેએક અઠવાડીયાંથી શેઠે મારા તરફ અણુઘટતી ચાલ ચલાવવાનો યત્ન કર્યો હતો અને મને ઘણી વાર અપમાન આપ્યાં હતાં. પણ નકામો ઘરમાં કજીયો થાય એમ જાણીને મેં આ વાત ઉઘાડી પાડી નહિં. પણ તમે જ આખરે મુર્ખાઇથી આ વાત ઉઘાડી પાડવા માગો છો તો મારે હરકત નથી. ખઇ પુછાવો તો આવા નિર્માલ્ય અને તમારા કરતાં નાની વયવાળા પુરુષને પરણવામાં તમે ભુલ ખાધી છે."

"તદ્દન—" શેઠાણીએ બોલવાનો પ્રયત્ન કર્યો.

"તમે મારૂં સાંભળી લ્યો," પ્રતિમા બોલી. મેં તમને પ્રથમ-થી જ કહ્યું હતું કે મારી સાચું બોલવાની ટેવને લઈને જ મારે આટલું આટલું સહન કરવું પડયું છે. પણ જ્યારે તમારે સાંભળવાની ઇચ્છાજ થઈ છે ત્યારે સાંભળો."

"મેં તારા જેવી છોકરીને ઘરમાં ઘાલી એ જ મારી મુર્ખાઈ," શેઠાણી બોલ્યાં.

"તમારા જેવાના ઘરમાં રહ્યાથી મને તો ઘણો અનુભવ મળ્યો છે," પ્રતિમાએ કહ્યું. "તમારા જેવાં સાધારણ મનુષ્યોના સમાગમથી પણ ઘણું શીખવાનું મળે છે."

"અમે સાધારણ!" શેઠાણી હોઠ પીસીને બોલ્યાં. "તારા જેવી ચાકરડી મને આવા શબ્દો સંભળાવે!"

"મને ઓછો પગાર મળે છે તેથી મારા શિક્ષણને કંઈ એબ નથી," પ્રતિમા બોલી. "બાકી ચાકરડી શબ્દ બાબત મારે કશોજ વાંધો નથી-હું તમારી ચાકરડી છું જ. તમે મને એટલા માટેજ રાખી હતી કે મારા કંઈક ગુણો, મારી રીતભાત વગેરે તમારાં છોકરાંઓમાં આવે. પણ લાચાર! મને તે અશક્ય લાગે છે. મંગળ મોટો થતાં રખડેલ અને બદમાશ થશે. બચુ જેવી ચાડી ખાનારી અને પાજી છોકરી મેં હજી જોઈ નથી. કીકી સુધરી શકે તેમ છે. પણ ઘરમાં બધાં જ કેળવણી વગરનાં, જુઠું બોલનારાં અને નઠારી રીતભાતવાળાં મનુષ્યો હોય ત્યાં બાળકને સુધરવાની શી આશા?"

"બસ એકદમ તારો સામાન લઇને બંગલામાંથી ચાલી જા!"

"મારે તેમ જ કરવું છે પણ પહેલાં મને પેલો રૂમાલ આપશો કે" પ્રતિમા બોલી.

"ના, નહિં મળે. મારે રાખવો છે."

"તમારા ધણીને હમેશાં એનાથી ત્રાસ આપવા કે?" પ્રતિ-માએ પુછ્યું.

"તું તારૂં કામ કર. બહુ નહિં બોલ."

"મારે બોલવાની જરૂર પડે છે એટલે જ હું બોલું છું. પણ જ્યાં સુધી મને એક મહિનાનો પગાર અને આ રૂમાલ પાછો નહિં મળે ત્યાં સુધી હું આ બંગલો છોડીને જવાની નથી."

'પગાર અને રૂમાલને માટે રાહ જોયા કરજે," આટલું બોલીને શેઠાણી ઓરડામાંથી બહાર ચાલ્યાં જવાને ઉઠયાં.

"હું રાહ જોવાની નથી. જો તમે નહિં આપશો તો હું પોલિસને ખબર કરીશ," પ્રતિમાએ કહ્યું.

પોલીસનું નામ સાભળી શેઠાણી ચમક્યાં. રખેને આખા ગામમાં વાત પ્રસરે એવી ધાસ્તીથી એમણે વિચાર ફેરવ્યો, પાછાં આવીને રૂમાલ જમીન ઉપર ફેંકયો અને ગજવામાંથી રૂપિઆ કહાડીને પ્રતિમાને આપ્યા.

પ્રતિમાએ રૂપિઆ લીધા અને પડેલા રૂમાલને ચીપીઆથી પકડીને બળતી સઘડીમાં મુકી દીધો. રૂમાલ બળી રહ્યો એટલે શેઠાણી તરફ સ્હેજ નમન કરીને પ્રતિમા બંગલામાંથી બહાર નીકળી ગઇ.

---

## પ્રકરણ ૭.

### મીસીસ હિરાજીને ત્યાં.

મીસીસ હિરાજી નામનાં પૈસાદાર વિધવા બાનુને એક ભણેલી સ્ત્રી જોઇતી હતી. તેની સાથે રહીને વાંચે, કાગળો લખે અને બીજું એવું કામ કરે તેવી સ્ત્રીની જરૂર હતી. પણ કોઈ પણ સ્ત્રી તેની પાસે બે ત્રણ મહિનાથી વધુ વખત રહી શકતી ન હતી. પ્રતિમાએ ત્યાં રહેવાનો વિચાર કર્યો.

જ્યારે પ્રતિમા તેને બંગલે ગઇ ત્યારે મીસીસ હિરાજી 'ઇલેક્ટ્રીક મસાજ' લેતાં હતાં એટલે પ્રતિમાને ચાકર મારફતે જણાવવામાં આવ્યું કે પાંચેક મીનીટ બહાર બેસવું.

પાંચ મીનીટને બદલે દોઢ કલાક પછી ચાકરે આવીને પ્રતિમાને કહ્યું કે બાઈ સાહેબ અન્દર બોલાવે છે. પ્રતિમાએ અંદર જઇને જોયું તો મીસીસ હિરાજીની તબિયતમાં કશી ખામી હોય તેમ જણાતું ન હતું તોપણ એક મોટી આરામ ખુરશી ઉપર અઢેલાઇને પડયાં હતાં અને એક આયા ઉભી હતી.

"કોણ અંદર આવ્યું?" મીસીસ હિરાજીએ આયાને પુછ્યું.

"પ્રતિમાબાઈ—જે આપણે ત્યાં રહેવા માગે છે તે."

"આહ!" પોતાનાં 'પેંસને' નાક ઉપર ચઢાવીને મીસીસ હિરાજી ધીમેથી બોલ્યાં. "પેલી કોટની એજન્સી તરફથી તમે આવ્યાં છો? એ એજન્સીના જેવી ગેરવ્યવસ્થાથી ચાલતી બીજી કોઈ એજન્સી મેં જોઈ નથી. (આયા, તું હમણાં પેલી પીલ્સ લેતી આવ અને ઓરડાની ટેમ્પરેચર જરા જો. અચાનક કોઇ બારણું ઉઘાડે છે એટલે ઠંડો પવન અંદર દાખલ થઈ જાય છે. મને જરા શરદી જેવું જણાય છે ખરૂં.) બાઈ, તમારૂં નામ શું?"

"જી, મારૂં નામ પ્રતિમા."

"હં, ઠીક, પણ એટલે મોટે ઘાંટે બોલવાની જરૂર નહતી." (પ્રતિમા બહુ ધીમે જ બોલી હતી.) "જરા આમ આવો. લાઈટમાં ઉભાં રહો કે જોઈ શકું. (આયા, ઇલેક્ટ્રીક ફૅન ઉઘાડ. પણ જોજે હં, એકજ મીનીટ ઉઘાડો રાખજે અને એકજ બટન ખોલજે નહિં તો પાછી શરદી થશે.) તમારૂં મોં તો ઠીક લાગે છે, મીસ પ્રતિમા તમારી ઉંમર કેટલી છે?"

"લગભગ વીસ વર્ષની."

"આહ ! એજ-સીવાળાઓમાં કશી જ અક્કલ નથી. એવડી નાની પોટ્ટીને હું શું કરૂં! (આયા, પેલી દવા પીવાનો વખત થયો કે ? એકાદ બે લિંબુની પીસી આપતો.) હું તમને શું કહેતી હતી મીસ-તમારૂં નામ ઘણું અટપટું છે, યાદ જ રહેતું નથી."

"આપ એમ કહેતાં હતાં કે હું ઘણી નાની છું. એમ હોય તો હું જાઉં કારણ કે—"

"નહિં, નહિં નહિં ! એમ ઉતાવળાં નહિં થાઓ. મારી તબિયત તમે જાણો છો ને—મારી તબિયત ઘણી નબળી છે એમાં મને નાહક ઉશ્કેરો નહિં. એઈજનો વાંધો મોટો નથી; ચાલશે. વારૂ, તમારો ઘાંટો-વૉઈસ કેવો છે ? સ્વીટ છે ?"

આનો શો ઉત્તર આપવો તે પ્રતિમાને સમજાયું નહિં એટલે તે નિરુત્તર ઉભી રહી.

"એમ ઇડીઅટ જેવાં ઉભાં નહિં રહીએ. જુઓ પેલા ટેબલ ઉપર કોઈ નૉવેલ હશે તેમાંથી વાંચો. (અરે આયા ! પેલી દવા લાવી કે નહિં ? અને આ પંખાનું શું થયું ? અરે તને કેટલી વખત કહ્યું ! એક મીનીટનું કહ્યું હતું ને આ તો બે થવા આવી. ઝટ બંધ કર. હમણાં હમણાં તને શું થયું છે ? કેમ આવી બેદરકાર બની ગઈ છે ?) હં, તમે ક્યારે વાંચવા માંડો છો ? નથી શરૂ કરવું ?"

આટલું કહીને મીસીસ હિરાજીએ આંખ્ય બંધ કરીને સાંભળવા માંડયું.

"અહંહંહં ! સબુર કરો ! બા આ તો નહિં ખમાય. તમે વાંચતાં વાંચતાં બહુ એક્સાઇટ થઇ જાઓ છો અને બીજાને હરકત કરો છો. એમ કરો તો તો મારી તબિયતની ધુળ મળી જાય. ડાક્ટરે કહ્યું છે કે ગમે તેમ થાય પણ મારે ઉશ્કેરાવું તો નહિં જ જોઇએ. ગાય જુથબી અને એવાઓની નૉવેલો તો મારાથી નહિં સંભળાય. ફક્ત પીઅરસન અને રૉયલ મૅગેઝીન જ વાંચશો તો બસ.

(હાય, હાય, આ આરામખુરશીની સ્પ્રીંગ કેવા અવાજ કરે છે! આયા! મીસ ફ્રતિમા! તમે કેમ સાંભળતાં નથી? અરે બન્ને બહેરાં છો કે શું! આને બરાબર તેલ લગાડજો. પણ જોજે હં બહુ તેલ લગાડીને ઢીલી નહિં કરી નાખતી. નહિં તો ઉછળીને હું જમીન ઉપર ગબડી પડીશ.) ચલાવો, તમે વાંચતાં અટકો નહિં."

આ પ્રમાણે કલાકેક વાંચ્યું હશે પછી વચમાં અટકીને પ્રતિમા બોલી, "માફ કરજો, મીસીસ હિરાજી, પણ તમે મને હવે નોકરીએ રાખીને?"

"અરે નોકરીએ રાખી!' મીસીસ હિરાજી ચીડવાઈને બોલી ઉઠયાં. "આ સવાલ અત્યારે પુછવાનો? તમે મારી તબિયતને જરૂર નુકશાન કરશો."

"તે ખરૂં, પણ, મારો ખત નકામો ગુમાવવો મને પરવડે તેમ—"

"એમ કરીને તમારે મને ગભરાવીને ઠસી જવું છે. (આયા, પેલો પડદો જરા ત્રણેક ઇંચ ખસેડ; બહુ નહિં, તને ના કહી નહિં?) ત્યારે જો મારે નક્કિજ કરવું પડતું હોય તો હું તમને રાખી લઉં છું. પણ આયા, ડૉ. હચીનસનને ટેલીફોન કરીને કહેવડાવ કે આજે જરા અહિં આવી જાય. મને તમે ક્રોધ ઉશ્કેરાવો ના–મારી તબિયત એક-દમ બગડી જશે."

આયા આટઆટલું છતાં પણ ટકી રહી હતી પણ પ્રતિમાથી તો ત્રણ અઠવાડીયાં જ ટકી રહેવાયું. પછી તો તેનાથી નહિં જ રહે-વાયું. એક દિવસ તેને એક ઉનના દડા માટે પાંચ વાર બજારમાં મોકલી અને પાંચમી વાર જ્યારે તે લઇ આવી ત્યારે પણ તે પસંદ પડયો નહિં. છઠ્ઠી વાર જ્યારે જવાનું જણાયું ત્યારે પ્રતિમાએ કહ્યું કે હવે મારાથી ચલાતું નથી એટલે જરૂર હશે તો કાલે જઇશ. એ ઉપરથી મીસીસ હિરાજીનો મિજાસ ખસી ગયો અને તે બોલી ઉઠયાં.

"હેં, મીસ પ્રતિમા! મેં એક ઉનનો દડો લાવવાનું કહ્યું તેમાં થાકી જવાયું! ત્યારે હું તમને પગાર શા માટે આપું છું? પણ દુનિયામાં નબળાં માણસનું કોણ છે? મેં એની આટલી સંભાળ રાખી તે પાણીમાં ગઇ. મેં એક દડો લાવવાનો કહ્યો તે નહિં લવાય. હા, બા, હા, તમે તમારે આ મારી આરામ ખુરશી ઉપર સુઇ રહો."

"મીસીસ હિરાજી, હવે એ બધું જવા દ્યો," પ્રતિમાએ કહ્યું. "હું અત્યારે જ નોકરી છોડીને જાઉં છું."

"હેં શું શું!" મીસીસ હિરાજી એકદમ ખુરશી ઉપર બેઠાં થઇ ગયાં અને બોલ્યાં.

"હું એમ કહું છું કે હું તમારી નોકરી છોડીને ચાલી જાઉં છું."

"પણ કેમ? કંઈ કારણ?" મીસીસ હિરાજી ગાજી ઉઠયાં. "અરે આયા, કયાં ચાલી ગઇ! આ શી ગડબડ છે? પગાર ઓછો પડયો હશે. તમને બધાં લોકને પૈસો, પૈસો, પૈસો જ વહાલો લાગી ગયો છે."

"પૈસાને માટે નથી. તમે મારો પગાર બમણો કરાવો તો પણ મારે રહેવું નથી. તમારી નોકરી કરવી એ જ મને શરમ ભરેલું લાગે છે."

"શું"—

"તમે નાહક ઉશ્કેરાઇ નહિં જાઓ. નહિં તો તમારી તબિયત ખરાબ થઇ જશે," પ્રતિમા ધીમેથી મૃદુ અવાજે બોલી, "તમારી નોકરી કરવી એજ શરમભરેલું કૃત્ય છે. જરા મન ઉપર કાબુ રાખીને સાંભળો. જે ઓરડામાં તમે હો છો તે ઓરડામાં સેજ ઉભાં રહીએ છીએ તોપણ મન ઉપર ઘણી ખરાબ અસર થાય છે. તમારૂં સ્વાર્થીપણું એટલું વધી ગયું છે કે તેને એક રોગ તરીકે ગણીએ તોપણ ચાલે. મને ઉંઘમાં પણ તમારૂં સ્વાર્થી વિકારોથી ભરપુર,

કર્કશ અવાજથી આખો દિવસ કટકટ કરતું મોં તથા તમારા પોતાના જ સુખની દરકાર રાખતી અને ક્ષણે ક્ષણે મૃત્યુના ભયથી બ્હાવરી બનતી તમારી આંખ્યો બ્હીવરાવે છે. એવી જાતનાં સ્વપ્નનો બદલો પૈસાથી મળતો નથી અને આ જ કારણોથી હું તમારી નોકરી છોડી જાઉં છું."

મીસીસ હિરાજીના મુખ ઉપર ગુસ્સાનો આવેશ આવી રહ્યો હતો અને તેમના આખા શરીરમાં રગે રગે તે વ્યાપી રહ્યો હતો.

"હું એથી વધારે સાંભળવા માગતી નથી," મીસીસ હિરાજી ચીસ પાડી ઉઠયાં. "મહેરબાની કરીને આ ઓરડામાં બહારથી જાઓ અને આયાને મોકલતાં જાઓ."

"હું બહુ વાર અહિં ઉભી રહેવા માગતી જ નથી, પણ થોડુંક વધારે સાંભળી લ્યો." પ્રતિમા મીસીસ હિરાજીની આરામ ખુરશી અને ટેબલ ઉપરની ઘંટડીની વચમાં આવીને બોલી. "હું જાઉં તે પહેલાં તમારી ખરી સ્થિતિનું ભાન કરાવવું એ મારી ફરજ છે. હું તમારી તબિયતમાં કશોય બગાડ જોતી નથી. જરા ખાવાનું ઓછું કરી નાખશો તો તબિયત બરાબર ઠેકાણે આવી જશે. પણ તમારી માનસિક સ્થિતિ કેવી છે તેનું તમને ભાન છે? તમારા જેવી ભણેલી, સુશિક્ષિત, પૈસાવાળી સ્રી આ પ્રમાણે ફક્ત સ્વાર્થીપણાને અને આળસને લઇને આખી દુનિયાને ભારરૂપ થઇ પડે એ કેવું શોચનીય છે!"

"હાય હાય, આ તો કોઇ ગાંડી બૈરી છે." મીસીસ હિરાજીએ કહ્યું.

"હું ગાંડી નથી." પ્રતિમા બોલી. "અને હું ધારૂં છું કે તમે પણ તે જાણો છો. પણ આતો ફક્ત તમારા આખા જીવનમાં તમે નહિં સાંભળેલું સત્ય સાંભળો છો એટલે તમે ગભરાઇ ગયાં છો. એજન્સીવાળાઓએ મને કહ્યું હતું કે મીસીસ હિરાજીને ત્યાં ત્રણ મહિનાથી વધુ કોઇ ટકતું નથી પણ મને તો ત્રણ અઠવાડીયાંજ બહુ

થઇ ગયાં. એ ત્રણ અઠવાડીયાં દરમ્યાન તમે એકાદ વખત પણ મારી લાગણીનો વિચાર કર્યો હતો ? તમને એક વખત પણ એવો વિચાર આવ્યો હતો કે મારા જેવી નાની વયની છોકરી થાકી જતી હશે ? તમારી રીતભાત વગરની બોલવાની ઢપથી મારૂં હૈયું વિંધાઇ જતું હશે તેનો તમને ખ્યાલ આવ્યો હતો ? શું તમે જે નજીવા પગાર મને આપતાં હતાં તેના બદલામાં તમે જે ચ્હાઓ તે જુલમ ગુજારવાનો તમને હક્ક હતો ? "

" ઓહ ! મને તમારા જેવી નઠારી બૈરી કોઇ મળી નહતી." મીસીસ હિરાજી બોલ્યાં.

" મને પણ તમારા સમાગમથી કૈં આનન્દ પ્રાપ્ત થતો નહતો તેમ છતાં હું તમારા ઉપર ચ્હીડવાઇ ગઇ છું એમ નહિ ધારતાં ! મને તમારી ખરે દયા આવે છે."

" બસ, બહુ થયું; હવે અહિંથી નીકળ. પેલા એજન્સીવાળાને કહેજે કે ફરીથી હું તેમને બારણે પગ મુકવાની નથી."

" આહાહા ! એટલુંજ ? ' પ્રતિમા હસતી હસતી બોલી. "એજન્સીમાં તમારૂં નામ સાંભળતાંજ બધાં હસી પડે છે; ત્યાં તમને બધા દિવાનાં તરિકે જ ઓળખે છે. મીસીસ હિરાજી, હું ખરૂં કહું છું કે જ્યાં સુધી તમે બીજાંની દરકાર નહિ રાખો ત્યાં સુધી તમે સુખી થવાનાં નથી. તમારાં ગરિબ સગાંવહાલાંઓને મદદ કરો, નાનાં બાળકો સાથે હળોમળો, તમારી દોલતમાંથી તેમની કેળવણી પાછળ થોડુંક ખર્ચો. તમારી પાસે જેટલી દોલત છે તેટલા પૈસામાંથી તો કેટલાંએ ગરીબના ઘરમાં તમે પ્રકાશ પાડી શકશો. કેમ મીસીસ હિરાજી ! તમે એમ નહિં કરો ? "

" હું એટલું કરીશ કે જો તું આ મકાન છોડીને હમણાંને હમણાં નહિં ચાલી જાય તો હું પોલિસને બોલાવીને તને પકડાવી દઇશ."

"લાચાર," પ્રતિમા બોલી. "તમારા જેવાં દુનિયામાં ભારરૂપ થઇ પડનારાં મનુષ્યો નહિં જ સુધરવાનાં, તમારા જેવાં—"

મીસીસ હિરાજીથી હવે સહન થઇ શક્યું નહિં. તેમણે ઉભાં થઇને ચીસો પાડવા માંડી. આખા બંગલામાંથી ચાકરનફર દોડી આવ્યાં. જે મીસીસ હિરાજી પહેલાં કોઇની મદદ સીવાય આરામ ખુરશી ઉપ-રથી ઉઠવાની ના પાડતાં હતાં તે આજે ઉભાં થઇને પ્રતિમાને ધક્કા મારવા લાગ્યાં અને મોટેથી ચીસો પાડવા લાગ્યાં.

"શું છે? આગ લાગી છે? ક્યા હય? હય ક્યા?" આમ બોલતાં બંગલામાંનાં માણસો દોડી આવ્યાં.

"અરે હોય શું?" પ્રતિમા બધાંની તરફ ફરીને બોલી. "એ તો મેં જરા એમને શિખામણ આપવા માંડી એટલે એમનું પાકી આવ્યું."

"કાઢો, કાઢો, આય દુક્તીને મારા મકાનમાંથી એકદમ કાઢો." મીસીસ હિરાજી ક્રોધથી બોલી ઉઠયાં. "પોલિસને બોલાવો, ડાકટરને બોલાવો."

"એટલું બધું કરવાની કશીજ જરૂર નથી." પ્રતિમા જરાક હસતી, આટલું બોલતી ચાલી નીકળી.

આયા એકદમ કોલનવૉટર અને સ્મેલિંગસૉલ્ટસની શીશી લઇને પોતાનાં શેઠાણીને આપવા દોડી.

## પ્રકરણ ૮.

### લેડીઝ ક્લબના મેળાવડામાં.

ટુંક વખતમાં પણ પ્રતિમાની કીર્તિ કેટલાંક મંડળમાં ફેલાઇ ગઇ હતી. જ્યાં સુધી આપણું વાંકું ના બોલાય ત્યાં સુધી બીજાનું વાંકું સાંભળવામાં આપણને ઓર મઝા આવે છે. પ્રતિમાને લેડીઝ ક્લબમાં મેમ્બર થવાનો દુરાગ્રહ થયો. પ્રેસીડંટ લેડી મદનમોહનદાસ, સેક્રેટરી નવાજબાઇ, ક્લબના ભીતરના સેક્રેટરી ધરમદાસ વગેરે પ્રતિમાને મળ્યાં અને કહ્યું કે તમારા જેવાં મેમ્બર થશે તો લેડીઝ ક્લબમાંથી મંદતા જતી રહેશે—મેમ્બરો જાગૃત થશે અને સંગીન કામ થઇ શકશે અને તમારા સત્ય બોલવાથી કોઇને ખોટું નહિં લાગે. પ્રતિમા મેમ્બર થઈ અને લેડીઝ ક્લબમાં થોડીવાર આનંદ ફેલાયો. મેમ્બર થતાંની સાથેજ પ્રતિમા વ્યવસ્થાપક મંડળમાં પણ દાખલ થઇ.

આજ વ્યવસ્થાપક મંડળની મીટીંગ હતી અને સર્વ બાનુઓ ખાસ પ્રતિમાને જોવા વખતસર હાજર થઇ ગયાં. લેડી મદનમોહનદાસ બોલવા ઉઠયાં:—

"બહેનો! આજની મીટીંગમાં આટલી મોટી હાજરી જોઇ મને ખરેખર આનંદ થાય છે. જો આવો જ ઉત્સાહ, આવો જ ઉમંગ કાયમ રહેશે તો આપણે આપણું ધારેલું કામ જલ્દી કરી શકીશું. આજ આપણી સમક્ષ એક નવાં બહેન છે જેઓ વિદ્વાન, શાણાં, ખંતીલાં અને મિલનસાર સ્વભાવનાં છે. એમના જોડાવાથી આ મંડળને બેવડું જોર આવ્યું છે. આટલા ઉપોદ્‌ઘાત પછી હું આજની દરખાસ્ત ઉપર આવું છું. મારી એવી દરખાસ્ત છે કે આ મંડળ તરફથી સ્ત્રીઓને માટે એક માસિક કાઢવું અને તેનાં તંત્રી તરીકે મીસ પ્રતિમાને નીમવાં."

માસિકનું નામ સાંભળીને બધાં એકદમ ખુશ થઇ ગયાં અને દરખાસ્તને ટેકો તેમ જ અનુમોદન અપાયાં. નવાજબાઈએ પ્રતિમાને પોતાના વિચાર જણાવવા આગ્રહ કર્યો પ્રતિમાએ મુગાં રહેવા દેવા વિનંતી કરી પરંતુ પ્રતિમાને સાંભળવા ઉત્સુક બહેનોથી રહેવાયું નહિ અને સર્વેએ મળીને પ્રતિમાને ખુબ આગ્રહ કર્યો.

તાળીઓના ગડગડાટ વચ્ચે પ્રતિમા ઉભી થઈ અને બોલીઃ—

"માન્યવર પ્રમુખ સાહેબ અને બાનુઓ! મને મુંગી રહેવા દીધી હત તો વધારે સારૂં; કારણ મારા બોલવાથી કોઈને ખોટું લાગશે એ વિચાર મારી સત્યપ્રિયતાને લીધે મને આવતો નથી. પ્રથમ તો પ્રમુખના બોલવા ઉપરથી લાગે છે કે હમેશ વ્યવસ્થાપક મંડળની મીટીંગમાં કવોરમ પણ થતું નથી, આજ જ આટલી મોટી સંખ્યા હાજર છે. એ ઉત્સાહ અને ઉમંગ જો સભાને માટે હત તો દરેક મીટીંગમાં આટલી જ સંખ્યા હાજર હત. આપણો સ્ત્રીઓનો સ્વભાવજ એવો છે કે નવી સ્ત્રીને જોવાનું, તે કેવી છે, તેણે શાં લુગડાં પહેર્યાં છે, ઘરેણાં પહેરતી હશે કે નહિ, કેવું બોલે છે વગેરે જોવાનું બહુ મન હોય છે. આવાં જ કારણથી આજ મારે લીધે આટલી સંખ્યા ભેગી થઈ છે. આ જ ઉપરથી કહેવું જોઈએ કે જો ઉત્સાહ આજ જાતનો હશે તો આપણાથી કશું થવાનું નથી. પ્રમુખે મને વિદ્વાન કહી એ માત્ર હાલની રૂઢીને વળગી રહેવાની ટેવને લઇને જ છે. વખતે મારાં લખાણ તેમણે વાંચ્યાં હોય અને તે ઉપરથી તે મને વિદ્વાન કહેતાં હોય, પણ એક જ વખતના પરિચયથી મને શાણી, ખંતીલી, મિલનસાર કહી તે માત્ર ઢોંગ છે, મને અને તમને સારૂં લગાડવા જ. મારા સહવાસમાં આવ્યા પછી હું તેમને કડવી લાગવાની જ. હું આવાં જ કારણોને લઇને માસિકનું તંત્રીપદ પણ સ્વીકારી શકતી નથી. જુના જુના લેખકોનાં કાવ્યો લઇને પોતાની સહી કરીને મોકલનારી સ્ત્રીઓ મેં જોઈ છે. કોઈ બાકુતી

વિદ્વાનો પાસે લેખ લખાવીને તે માસિકમાં મોકલી આપનારી અને જાહેરમાં તેવી જ રીતે તૈયાર કરેલાં ભાષણ વાંચનારી સ્ત્રીઓ મારાથી અજાણી નથી. આ ઉપરથી મારૂં એમ કહેવું નથી કે બધી સ્ત્રીઓ લખી શકતી જ નથી. આવી જાતનાં કાવ્યો, લેખો અને ભાષણો હું મારા માસિકમાં છાપવા નહિ દઉં અને છાપું તો તેના મૂળ લખનારનું નામ પણ પ્રકટ કરવા પ્રયત્ન કરીશ. હવે માસિક કહાડવું કે કેમ તે ઉપર આવું છું. માસિક કહાડવાની સામા મારો મત નથી પરંતુ મેમ્બરોની એવી ઇચ્છા છે કે આ માસિક તેમને મફત મળવું જોઇએ. લવાજમ ભરવાની વાત આવશે નહિ ત્યાં સુધી માસિક આવવા દેનારાં ઘણાં નીકળશે. પછી વી. પી. ની ના પાડવા તૈયાર. અત્યારે હા કહેનારામાંનાં ઘણાં માસિકમાં પોતાનું નામ આવે, અને એ રીતે પોતે બહાર આવે એટલા માટે હા પાડે છે. બાકી જ્યારે એના ખર્ચની વાત આવશે, એની ખોટ પુરી પાડવાની વાત આવશે ત્યારે બધાં સામાં થઈ જશે. "

પ્રતિમા જ્યારે આવી—બોલવા ઉભી થઇ ત્યારે આખો હૉલ તાળીઓના ગડગડાટથી ગાજી રહ્યો હતો. પણ તે જ પ્રતિમા જ્યારે બોલી રહી ત્યારે માંડ પાંચ સાત જણાંઓએ તાળી પાડી હશે અને તે પણ એટીકેટને ખાતર જ. પ્રતિમાને અન્ય સ્થળે કામ હોવાથી તરત ચાલી ગઇ અને માસ્તરની ક્લાસમાંથી માસ્તર જતાં જ જેવો ઘોંઘાટ થાય તેવો ઘોંઘાટ હૉલમાં થઇ રહ્યો. શેઠી મદનમોહનદાસે જ શરૂ કર્યું: "હાય હાય! આવીને ધરમદાસે ક્યાંથી દાખલ કરી. સાચું કહેવું એટલે ગાળો દેવી? શું આપણે એનાં ઘરેણાં લુગડાં જોવા આવ્યાં હતાં! એનામાં શું જોવાનું હતું? ધરમદાસને એમ કે આને માસિકની તંત્રી કરીએ તો આબરૂ વધે. એ તે આબરૂ વધે કે ઘટે?"

બીજી બૈરીઓએ બીજું બોલવાનું શરૂ કર્યું: "હાય, બૈરાં છે—

નહિં પણ આવડે તેમાં એને શું ! એ કોણ ઉઘાડાં પાડનાર ! મોટા મોટા કાંઉંસીલના મેમ્બરો પોતાના સેક્રેટરીઓ પાસે ભાષણ લખાવે છે તો આપણને શી શરમ છે ?"

"અરે જવા દોને બહેન ! આ તો આપણે જરા ચડાવ્યાં એટલે છાપરે ચડી બેઠાં. આપણે એને જ જોવા બેસી રહ્યાં હતાં—નાની વહુ ખરીને ! આમ અમારૂં અપમાન થવાનું હોય તો અમે મેમ્બર રહેવા માગતાં નથી." બીજાં બાનુઓએ ટહુકો પુર્યો.

દરખાસ્ત દરખાસ્તને ઠેકાણે રહી અને મીટિંગમાં પ્રતિમાના નામનાં છાજીયાં લેવાયાં. વગર પુછયે, વગર જાણે આવી સ્ત્રીની ભલામણ ધરમદાસે કરી તેને માટે તેમને સખ્ત ઠપકો આપવો એમ બધાંએ ઠરાવ કર્યો.

પ્રતિમાની પ્રતિજ્ઞાએ આમ લેડીઝ કલબની વ્યવસ્થાપક મંડળીની મીટીંગમાં ધાંધલ મચાવી મુકી અને પ્રતિમાને હવે શી રીતે ખસેડવી એની ગુપ્ત યોજના ધરમદાસને ત્યાં થવા માંડી.

પરન્તુ એટલામાં બીજો બૉમ્બ ફુટયો. લેડીઝ કલબનાં એક સભાસદ અને સ્ત્રીઓની સ્થાનિક સંસ્થાનાં વ્યવસ્થાપક મનુબહેનને ત્યાં ગેધરીંગ થયું. આ ગેધરીંગ મનુબહેને લેડીઝ કલબનાં માન ખાતર પોતે વારેવારે જતાં આવતાં હોવાથી કરવા ધાર્યું હતું તે કર્યું. મેમ્બરોને તો નિમંત્રણ ગયાં. તે ઉપરાંત મનુબહેને પ્રતિમાને જાતે મળીને આવવાને બહુ આગ્રહ કર્યો. પ્રતિમાએ નિમંત્રણ સ્વીકાર્યું. ગેધરીંગ રાત્રે નવ વાગ્યે હતું. સ્થાનિક સ્ત્રીસંસ્થાના મકાનમાં સર્વ પ્રકારની વ્યવસ્થા કરવામાં આવી હતી. સ્ત્રીઓથી ચાલતું નાનું છાપખાનું, સ્ત્રીઓએ ભરેલાં, ગુંથેલાં ને ચિત્રેલાંના નમુનાઓ અને અનેક પ્રકારની બીજી વસ્તુઓ ખુલ્લી મુકાઇ હતી. ગેધરીંગના નિયમ પ્રમાણે કોઈ બાગમાં, તો કોઈ છજામાં કોઈ હૉલમાં એમ ફરતાં—બેસતાં

નજરે પડયાં. પ્રતિમા ચોગરદમ જોતી ફરતી હતી. તેના કાન અને આંખ્ય જાગૃત હતાં. એટલામાં બે ચાર પ્રતિષ્ઠિત બાઈઓ બેઠી હતી તેમણે પ્રતિમાને આવો બેસો કહ્યું એટલે પ્રતિમા બેઠી. વાતમાં ને વાતમાં એક બાઈ બોલી, "પ્રતિમા બાઈ! મનુબ્હેન જેવાં આપણામાં બૈરાંઓ હોય તો કેટલો લાભ! આપણો તે જન્મારો છે! આપણાથી કૈં થયું! ઘણુંએ થાય છે કે મનુબ્હેનનો ધડો આપણે લઇએ પણ બળ્યું. એમ થતું જ નથી. જીવ તો બળીને ખાખ થઈ જાય છે!"

"સાકરબાઇ! માફ કરજો જરા વધુ બોલાય તો! પણ તમે હડહડતું જુઠું બોલો છો. પરમ દિવસે જ તમને તમારી બહેનપણી સાથે વાત કરતાં સાંભળ્યાં હતાં, તેમાં તમે કહેતાં હતાં કે 'જોઈ પેલી મનુ! એને ત્યાં મોકલીને આપણી છોકરીઓનો ભવ બગાડવો! એ તો ઠીક છે. આપણે શરમનાં માર્યા ત્યાં જવું પડે એટલે જઇએ. બાકી એ અભિમાની, આપ મતલબીને બારણે પગ કોણ મુકે? વળી આ તો એ પણ ઠીક છે કે અહિનો તાલ તો જોવાય છે.' આ બધું તમે નહિ તો કોણ બોલતું'તું!" પ્રતિમા બોલી.

સાકરબાઇનો મિજાસ ગયો પણ પ્રતિમાની એવી છાપ પડેલી કે કોઇથી કશો સામો ઉત્તર દઈ શકાય નહિ. એટલે નિરાશ થઇને સાકરબાઈ ગુસ્સાથી દાંત કચરતાં બીજી તરફ નીકળી ગયાં.

મનુબહેન, લેડી મદનમોહનદાસ અને નવાજબાઈ ઉપરાન્ત દસ બાર સ્ત્રીઓ સંસ્થામાં થએલું કામકાજ જોતાં હતાં ત્યાં પ્રતિમા જઈ ચઢી. પ્રતિમાને જોતાં જ લેડી મદનમોહનદાસ અને નવાજબાઈ તો હવે શું થશે એ વિચારે ઠરી જ ગયાં. પણ બીજાંને પ્રતિમાનો પ્રત્યક્ષ અનુભવ નહતો, એટલે પ્રતિમાને જોતાં મલકાઈ ગયાં અને તેને માર્ગ કરી આપ્યો. પ્રતિમાને જોતાં જ મનુબહેને નમસ્કાર કરી મ્હોં મલકાવ્યું અને સંસ્થા કરતાં આત્મકીર્તિથી દોરાઈ છાપેલું કામ તેમ જ ભરતસીવણનું કામ બતાવ્યું. જોનારમાંથી એક બોલ્યું, "ખરે મનુબહેન! તમે અમારા જેવી વિધવા બાઇઓને ઉદ્યમ ખોળી

આપ્યો છે. આ સંસ્થામાં આવું ભરત, સીવણુ અને ચિત્રકામ થતું હશે એ હું તો માનતી જ ન હતી."

બીજીએ પુછ્યું, "અને મનુબહેન! અહિં કેટલી સ્ત્રીઓ રહે છે?"

મનુબહેને કહ્યું "વીસ છોકરીઓ અને પચીસ વિધવાઓ છે. બીજીને ના કહેવી પડે છે, જગ્યાની તંગીને લઇને."

નવાજબાઇ. "પ્રતિમાબાઇ! જોયું કામ? કેવું થાય છે?"

પ્રતિમા બોલી, "વાહ, બહુ સારૂં થાય છે! આ છાપેલું કામ તો હું પહોર પેલાં મહારાણી સાથે આવી હતી ત્યારે પણ તમે બતાવ્યું હતું. મેં તે વખતે તમને પુછ્યું હતું કે કામ કરનારી સ્ત્રીઓ ક્યાં તો તમે કહ્યું હતું કે બપોરે આવે છે. પેલાં શેઠાણી બપોરે આવ્યાં ત્યારે તમે કહેલું કે સાંજે આવે છે, અને કોઇને કહો છો કે સવારે આવે છે, ત્યારે આ કામ થાય છે ક્યાં? પેલી વર્કકલાસના નમુના જ આ તો લાગે છે અને પેલું ચિત્ર તો નવાજબાઈની સ્કુલનું છે. મેં ત્યાં અધુરૂં જોયું હતું. છોકરીઓની અને વિધવાઓની સંખ્યા આજ જ આટલી ભેગી થએલી છે. રોજની સરાસરીની સંખ્યા આટલી થાય છે એમ તમે ખાત્રીપુર્વક સાબીત કરી આપો છો?"

પ્રતિમાના ચોખ્ખા શબ્દોથી મનુબહેનનું મોં પડી ગયું. ગેધરીંગનો તાલ બગડી ગયો અને ઓરડામાં સ્ત્રીઓનું ટોળું ભરાઈ ગયું. પ્રતિમાએ આવી સંસ્થાઓના ઘોટાળા વધુ ઉઘાડા પાડયા. ત્યાં કોલાહલ થઈ રહ્યો. 'પ્રતિમા તો ગાંડી છે, એનામાં વિવેક જ નથી, વિવાહનું વરસી કરે તેવી છે' એવા ઉદ્દગારો નીકળવા માંડયા. પ્રતિમા પાર્ટી અધુરી મુકીને ચાલતી થઈ અને તેના ગયા પછી તેને લેડીઝ કલબમાંથી દુર કેવી રીતે કરવી એ વિશે ભાંજગડ થવા લાગી. આખરે જુના મંડળમાંથી બધાંએ રાજીનામુ આપી નવી કલબ બનાવવી એમ ઠરાવવામાં આવ્યું.

## પ્રકરણ ૯.

### પુનામાં પરાક્રમ.

મુંબાઈમાં વધુ નોકરી મળે તેમ નહોતું, જ્યાં જ્યાં ઓળખાણ હતી ત્યાં ત્યાં વેર બંધાયું, પાસે પૈસાની ખર્ચી પણ ખુટી અને તબિયત પણ નબળી પડી ગઇ હતી એટલે પ્રતિમાની ભીષ્મ પ્રતિજ્ઞાની તીવ્રતા ઝાંખી પડવા માંડી. એનો ઉન્નત આત્મા જગતના ભીષણ રીતરીવાજો સામા વ્યર્થ પ્રયત્ન કરતો શિથિલ થતો જતો હતો. હવે પાછાં શું મોં લઇને જવું, કેમ જવું એમ મનમાં થયા કરતું હતું. એટલામાં એના દૂરના સગા વ્રજલાલનો પુનેથી પત્ર આવ્યો. પ્રતિમા મુંબાઇ આવી છે એમ સાંભળીને વ્રજલાલે તેને પુને થોડા દિવસને માટે આમંત્રણ કર્યું અને પ્રતિમાને બીજું કશું દ્રષ્ટિએ નહિ પડવાથી તે સ્વીકારીને તે પુને ગઇ.

ત્યાં ગયા પછી બીજે દિવસે વ્રજલાલની સાથે પ્રખ્યાત સુધારક મી. કોશાકરને ત્યાં ગઈ. મી. કોશાકર એમ. એ. એલએલ. બી. હતા, વિધવાવિવાહ અને અસ્પૃશ્ય વર્ગને ઉન્નત કરવાની ચળવળના હિમાયતી હતા. વ્રજલાલ પણ પોતાની જાતને સુધારકમાં ખપાવતા હતા. પ્રતિમાની ઓળખાણ વ્રજલાલે કોશાકરને કરાવી પછી કોશાકરનાં પત્ની અને પુત્રીઓ આવ્યાં. થોડી વાર પછી થોડું ખાવાનું અને ચ્હા આવ્યાં. વ્રજલાલ પ્રતિમાના દેખતાં ખાતાં અચકાયા. ભુખ નથી એટલે ફક્ત ચ્હા જ લઈશ એમ કહીને તેગણે ગલ્લાંતલ્લાં મારવા માંડયાં. પ્રતિમાથી આથી ન રહેવાયું. " ઘેરથી નીકળ્યા હતા ત્યારે કહેતા હતા કે ઘેર ખાઈ લીધું હત તો ઠીક થાત અને અહિં ભુખ નથી એમ શા માટે કહો છો ! રોજ તો ખાતા જ હશોને ! તમને બધું ખપે છે એ હું સારી પેઠે જાણું છું. પણ તમારે તો દુધ

અને હવે બન્નેમાં પગ રાખવા તે તે કેમ બને ? કોઇ વખત સુધારકમાં ખપવું અને કોઇક વખત જુના વિચારના થવું એ તે કેમ ચાલે ?"

વ્રજલાલ ઝાંખા તો પડી ગયા પણ લોહીનો ગોટ ગળી ગયા. બીજી વાતો ચાલી તેની સાથે થોડી વાર પછી છોકરીઓનાં લગ્ન સંબંધી વાત ઉપડી. ન્યાતમાં પરણાવવામાં કશો માલ નથી એમ મી. કોશાકરે કહ્યું અને વ્રજલાલે તેને ટેકો આપ્યો.

"માફ કરજો મી. કોશાકર, પણ હજી ગયે વર્ષે જ તમે તમારી છોકરીનાં લગ્ન તમારી જ ન્યાતમાં અને એકેએક જુના રિવાજ પ્રમાણે કર્યાં હતાં તે ભુલી ગયા ? ઘરમાં ગણેશ કોણે માંડયા હતા ? તે વખતે સુબોધપત્રિકામાં ઓછી ટીકા થઇ હતી કે ? વરકન્યા પરણી આવ્યાં ત્યારે પંઢરપુર નહોતાં ગયાં કે ? ત્યારે તમારાં તિરસ્કારસુક્ત દેવદેવલાંને કેમ માન આપ્યું હતું ? અને વ્રજલાલભાઈ, તમે અહિં શાના ડાહ્યા થાઓ છો ! તમે હમણાં તમારી અગીઆર વર્ષની છોકરીના વિવાહને માટે સુરતમાં કેટલી ધમાલ મચાવી મુકી છે ! કેટલાને કાગળો લખ્યા છે ? 'બીજવર મળે તો બીજવર, મોટી ઉંમરનો હોય તો તે, જરા ભણેલો અને પૈસાવાળો મળે એટલે બસ.' એ બધું કહેનારા તમે કે કોઇ બીજા ?"

વ્રજલાલ અને કોશાકર તો એક બીજાની સામુ જ જોઈ રહ્યા. આમ પહેલીજ મુલાકાતે તડનેભડ કહી આપનાર પ્રતિમાની હિંમત જોઇને કોશાકરની છોકરીઓ તો આભી જ બની ગઇ. વ્રજલાલનો મિજાસ તો ગયો પણ તે વખતે કૈં બોલ્યા નહિ, પણ, આ બધાં લોકને સાંઝે એક ક્લબમાં જવાનું હતું ત્યાં પ્રતિમા શો રંગ મચાવશે એ વિચારથી વ્રજલાલના પેટમાં ધ્રાસકો પડયો. પણ હવે પ્રતિમાને ના પાડી શકાય તેમ ન હતું, અને પોતે તો

સુધારકમાં ખપે એટલે પોતાને ગયા વગર ચાલે તેમ ન હતું. "હશે જે થવાનું હશે તે થશે," કરીને વ્રજલાલ મન વાળી બેઠા.

સાંજે લગ્ન થયાં. લગ્ન થયા પછી પ્રીતિભોજન થયું. બધાં આવનારાં મનુષ્યોમાંથી આગેવાન સ્ત્રીપુરૂષોએ પ્રસંગોપાત કૈંક કૈંક વિવેચન કર્યું. મી. કોશાકર અને વ્રજલાલને બોલવાનું તો બહુ મન થયું અને તે વિના ન્યુસપેપરમાં નામ શી રીતે આવશે એમ ફીકર થવા માંડી પણ બોલવા જઇએ ને રખે પ્રતિમા પાછી સામી થાય એમ બ્હીને મુગા બેસી રહ્યા. વરરાજા-કૅપટન કીર્તિકરે પણ યોગ્ય જવાબ વાળ્યો અને કહ્યું: "મુરબ્બીઓ અને બંધુઓ! આપ સર્વે જે માન મને આપો છો તેના બદલામાં હું તમારો જેટલો ઉપકાર માનું છું તેટલો થોડો છે. સંસારસુધારાનો ઝુંડો માથે લીધા પછી ગમે તેમ નાસતા ફરવું એ મને પસંદ નથી. મારી પ્રતિજ્ઞા હતી કે જ્યારે લગ્ન કરવાં ત્યારે બ્રાહ્મલગ્ન જ કરવાં. એ પ્રતિજ્ઞા આજે પાલન થયેલી જોઈને હું બહુ આનંદ પામ્યો છું. પુનઃ હું તમો સર્વેનો આભાર માનું છું."

અત્યાર સુધી પ્રતિમા પાછળને પાછળ ઉભી રહી હતી એટલે કન્યાની દૃષ્ટિ એના ઉપર પડી ન હતી. પણ દુર્ભાગ્યે હવે કન્યાએ તેને જોઈ. એકેકને તરત ઓળખ્યાં, સાથે સ્કુલમાં ભણેલાં તે કન્યાને યાદ આવ્યું અને "આવો પ્રતિમા ડીઅર, આવો" કરીને પ્રતિમાને આગળ બોલાવી, પ્રતિમાએ કૅપટન કીર્તિકરની કીર્ત્તિ સાંભળી હતી અને આ લગ્નમાંથી વરરાજા શો ફાયદો કાઢવા માગતો હતો તેની પણ તેને ખબર પડી ગઈ હતી એટલે તે બોલવા ઉઠી. વ્રજલાલ અને કોશાકરના તો આ જોઇને હોશકોશ જ ઉડી ગયા.

"સ્નેહી બેનો અને ભાઇઓ! બ્રાહ્મલગ્નનું નામ સાંભળીને જ મને બહુ આનન્દ પ્રાપ્ત થતો હતો તે આજે નજરે અનુભવ લીધો.

પણ મને દિલગીરી એટલી જ થાય છે કે બ્રાહ્મલગ્ન કરવાની ઉતાવળમાં પડેલા કન્યાના પિતાએ કૅપ્ટન કીર્તિકરના ચારિત્ર બાબત જાણવાની કૈં દરકાર કરી નહિં. હું જેટલું જાણું છું તે ઉપરથી કહી શકું છું કે કૅપ્ટન કીર્તિકર કન્યાને બિલકુલ ચાહતા નથી પણ બ્રાહ્મલગ્નને બહાને દુનિયામાં આગળ પડાય અને સુધારકમાં ખપાય એ તેમનો એક ઉદ્દેશ હતો. કન્યાને એના પિતા તરફથી જે મોટી રકમ મળવાની છે તે હાથ કરવી એ તેમનો બીજો ઉદ્દેશ. તેમના જેવા ખરાબ ચરિત્રના અને હલકા મનુષ્યો સુધારાનો ઝુંડો આગળ લાવીને પોતાનો સ્વાર્થ સાધી લે છે અને જગત તેમને તેમના ખરા રૂપમાં જોઈ શકતું નથી એ ખરે જ શોકજનક છે. આ લગ્નમાં હાજર રહેલાઓમાંનો મોટો ભાગ તેમના જેવો અને મી. કેશાકર એમ. એ. એલ એલ. બી. અને મી. વ્રજલાલ પંડયા એલ. સી. ઇ. ના જેવો જ છે કે જે મનુષ્યો સ્વાર્થ હોય ત્યારે સુધારક પક્ષમાં ભળી જાય છે અને અન્દરખાનેથી ન્યાતમાં રહેવા પ્રયત્ન કરે છે. અને—"

પ્રીતિભોજનમાં ખળભળાટ થઇ રહ્યો. પ્રતિમા આગળ બોલી શકી નહિં. લગ્નમાં મોટું વિઘ્ન આવી પડયું. કૅપ્ટન કીર્તિકરે આ બધાં તોફાનનો વાંક કન્યાના પિતા ઉપર ઢોળી પાડયો. કન્યાના પિતાએ કૅપ્ટનને ગમે તેમ કહેવા માંડયું. કોઇએ મી. વ્રજલાલ પંડયાની સાથે એ બાઈ આવી હતી એમ કહ્યું એટલે મી. પંડયાની પાછળ લોકો પડયા. મનમાં પ્રતિમાને અનેક ગાળો દેતા મી. પંડયા ત્યાંથી એકદમ ઘેર રવાના થઇ ગયા. ઘેર જઇને પ્રતિમાને તરત પોતાનું ઘર છોડીને ચાલ્યા જવાનું કહી દીધું.

પ્રતિમાને પણ આ છેલ્લો અનુભવ બહુ કડવો થયો. બીજાંની લાગણીઓ દુખાય કે નહિં તે ઉપર તેણે હજી સુધી ધ્યાન આપ્યુંજ નહિં હતું. પણ તરતના જ લગ્નમાંથી જોડાયલાં જોડાંને પોતાની

પ્રતિજ્ઞાના પ્રભાવ વડે આવી રીતે દુઃખી કરી નાખ્યું તે એને સાલવા લાગ્યું. તેની દઢ પ્રતિજ્ઞા તુટી ગઈ, તેનો અડગ નિશ્ચય ચળી ગયો. જે પાસે થોડા પૈસા રહ્યા હતા તેમાંથી ટીકીટ લઇને પાછાં અમદાવાદ જવાનો નિશ્ચય, આ વિશાળ જગતમાંના જુદા જુદા રંગને નહિં જાણનારી આ તરૂણ બાલિકાના થાકેલા હૃદયે કર્યો. તેની અશ્રુથી છલકાતી આંખો સમીપ સરલકુમાર, પ્રિતમલાલ, સુમતિ, સુકીર્તિ વગેરેની ઝાંખી પ્રતિમાએ તરવા લાગી.

## પ્રકરણ ૧૦.

### પુનઃ સ્વગૃહે.

પ્રિતમલાલને ત્યાં બધાં જમવા બેઠાં હતાં અને પ્રતિમાએ—ખરાબ સ્વપ્નમાંથી ઝબકીને જાગી હોય તેમ દીનહૃદયી પ્રતિમાએ ગૃહમાં પુનઃ પ્રવેશ કર્યો. તેના વદન ઉપર તેજ નથી, આંખોમાં પ્રકાશ નથી, હૃદયમાં અનેરો ઉત્સાહ નથી, શરીર ઉપર સુઘડ અને સ્વચ્છ વસ્ત્રો નથી. આજ આખા શરીર ઉપર દીનતા પ્રસરી રહી છે અને સ્નેહની ભુખી આંખ્યો નિસ્તેજ આમતેમ અસ્થિર અવસ્થામાં ફરકતી હતી.

"અરે પ્રતિમા !" પ્રતિમાની આવી દુઃખભરી આકૃતિ જોતાં જ જે સ્નેહની લાગણીઓ ઉભરાઈ આવી તે શમાવવાનો અને છુપાવવાનો પ્રયત્ન કરતી સુમતિ બોલી.

"હું તો જાણુતો'તો કે તું મુંબાઈ છે !" પ્રિતમલાલ નાકનાં ચશ્માં ઉંચાં કપાળ ઉપર ચડાવતા બોલ્યા. મનુષ્યો એમને ખબર આપ્યા સીવાય એક ગામથી બીજે ગામ શી રીતે જઇ શકતાં હશે તેનો વિચાર જ તેમને આવતો નહતો.

"પાછાં આવી પહોંચ્યાં કે શું!" અલકે ટકોર મારી.

"હલ્લો પ્રતિમા!" સુરેશે અંગ્રેજી સ્ટાઇલમાંજ ઝોકાવ્યું.

પ્રીતિદા હસી. આ બધું વર્તન એટીકેટની વિરુદ્ધ છે એમ ધારીને સુમન્તે બાંયમાંથી રૂમાલ કહાડીને પાછો ખોસ્યો.

પ્રતિમાના તીક્ષ્ણ જિહ્વાપ્રહારથી બચેલી ચાકરડીએ એકદમ પાટલો અને થાળી મુકી દીધાં. પ્રતિમા નિશ્વાસ ખેંચીને પાટલા ઉપર બેઠી.

"પ્રતિમા દીકરી! તું થાકી ગએલી જણાય છે! સુમન્ત ઘીની પાતેલી એના તરફ મુક." પ્રિતમલાલના આવા સ્નેભર્યા ઉદ્ગાર સાંભળીને પ્રતિમાના નિસ્તેજ વદન ઉપર લોહી ચડી આવ્યું. હમણાં રડું, હમણાં રડું, એવું હૃદયમાં થઇ ગયું પણ માંડ માંડ રડવું ખાળી રાખ્યું.

"તારે લખવો હત તો એકાદ કાર્ડ અમને લખીને જણાવી શકત કે તું કયારે આવવાની છે," પ્રતિમાનાં આગલાં મેણાં સાંભર્યાં એટલે સુમતિ બોલી. "પણ તને બીજાંની લાગણીની તો રજ પણ દરકાર હોય એમ જણાતું નથી. તું એકદમ ચાલી જાય એટલે લોક પુછે ત્યારે અમે કેવાં દેખાઇએ તેનો પણ તને વિચાર આવ્યો હતો? અને પાછી આવી તે પણ આવી રીતે! હજી આજે સવારે મેં પેલાં કનકબેનને કહ્યું કે પ્રતિમા તો ડાકટરીનું શીખવાનો વિચાર કરે છે અને તેટલા માટે મુંબાઇ ગઇ છે. ત્યારે અત્યારે તો તું પાછી એક ભીખારીની માફક આવી પહોંચી? તમે આમ મુગા કેમ બેસી રહ્યા છો?"

"પણ એ થાકી ગઈ છે; એને જરા ખાવા તો દો" પ્રિતમલાલે ધીમેથી કહ્યું.

"પણ બાપુ," અલકે વચમાં ટાપશી પુરવાનો પ્રયત્ન કર્યો. "મા કહે છે તે ખરૂં છે. અહિં આવવાનો વિચાર થયો ત્યારે જરા

કાગળ તો લખવો હતો ! હું તો તાર કે કાગળ લખ્યા સીવાય આવું જ નહિં."

"એ તો અમે જાણીએ જ છીએ," સુરેશે પ્રીતિદાને કાનમાં કહ્યું. "એ બ્હેનને તો આખું ઘર તેડવા જાય ત્યારે ઠીક લાગે."

"પ્રતિમા, તું બોલતી કેમ નથી ?" સુમતિ તેને શાંત જોઇને બોલી.

"વખતે તે મુંગી થઇ ગઈ હશે!" સુરેશે ગંભીરાઈથી કહ્યું.

"મુંગો રહે," પ્રિતમલાલે ઘાંટો પાડીને કહ્યું. "કેમ દિકરી, તેં કાગળ કેમ નહિં લખ્યો ?"

"કારણકે મારી પાસે પૈસા ન હતા," પ્રતિમાએ ધીમેથી કહ્યું.

"પૈસા ન હતા ?" પ્રિતમલાલ અજાયબીથી બોલી ઉઠયા.

"ત્યારે તું અહિં આવી શી રીતે ?" અલકે પુછયું.

"માંડમાંડ એટલા પૈસા ઉભા કર્યા હતા," પ્રતિમા બોલી.

"ત્યારે તો તું થર્ડકલાસમાં આવી હશે ! હાય હાય !" પ્રિતમલાલે પોતાની પાસે પડેલા લોટામાંથી દુધ પ્રતિમાના વાડકામાં રેડતાં કહ્યું. "લે દિકરી, જરા પી એટલે ટટાર થાય."

સુમતિએ આ ઉપરથી કહ્યું કે એ તો ફક્ત જગતમાં માબાપને અપજશ અપાવવો એ જ હતું. અલકે પ્રતિમાની વાત જ માનવાને ના પાડી. સુમન્તે ઘણી વાર વિચાર કરીને પુછયું કે મુંબાઈમાં હમણા સીનેમેટોગ્રાફમાં કેવીક ફીલ્મ આવે છે ! પ્રમિલાએ પુછયું કે એકલાં મુસાફરી કરતાં બીક નહિ લાગે ! સુરેશે સવાલ કર્યો કે મુંબાઈમાં કોઈ નવાં નાટકો જોયાં કે નહિ ? અને જોયાં હોય તો તેમાંથી ગાયનના રાગ યાદ રાખ્યા કે નહિં ? પ્રીતિદાએ હમણાં ચોપાટી ઉપર બેન્ડ વાગે છે કે નહિ એ વિશે પુછ્યું. થોડી વારે પાછી મંડળમાં શાંતિ પ્રસરી એટલે પ્રતિમા બોલી," મેં પૈસાને માટે

પણ નહિં લખ્યું તેનું કારણ એટલું જ કે મેં તમને જે દુઃખ આપ્યું હતું તેનો મને પસ્તાવો થતો હતો. તમને જે અપમાન આપ્યું હતું તે વિચારથી અત્યારે મને કૈં કૈં થઈ જાય છે. મારાથી બનતું કરીને તેનો બદલો—"

પ્રતિમા વધુ બોલી શકી નહિં; કંઠ રૂંધાઇ ગયો અને આંખ પાણીથી છલકાઇ ગઇ. ખાવાનું પડતું મુકીને, ઝડપથી હાથ ધોઇને, મોં નીચું રાખી પ્રતિમા આગલા ઓરડામાં ચાલી ગઇ.

પ્રિતમલાલજી ચસ્માં નાક ઉપર પાછાં મુકતા, દિલગીરી ભર્યે ચહેરે પાટલા ઉપરથી ઉઠયા.

"બિચારી પ્રતિમા!" પ્રમિલા ડુસકાં ખાતી બોલી.

"એમાં એના ઉપર દયા લાવવા જેવું હું કશું જોતી નથી." અલકે કહ્યું, "આવા અનુભવ મળશે ત્યારે જ એનામાં ડહાપણ આવશે. એનાથી મોટી વયનાં માણસોની સામા તડતડ બોલવામાં જ હોંશિયાર છે તો! હવે જ જણાયું હશે કે એનાથી મોટાં માણસોમાં એના કરતાં વધુ અક્કલ હશે. આખી દુનિયાના કરતાં એ ડાહી કે બધા નવા ધારા કહાડવા તૈયાર–"

"બસ કર, હવે બહુ થયું." સુમન્તે ચીડવાઇને કહ્યું.

"હું પ્રતિમાને બહુ જ ચાહું છું." પ્રીતિદા બોલી.

"મારી સૌથી વહાલી બેન પ્રતિમા જ છે!" સુરેશે મોટો ઘાંટો પાડીને કહ્યું.

સુમતિ હાથ ધોઇને કૈંક ઝડપથી લખતી હતી તે લખી રહી એટલે સુરેશના હાથમાં ચીઠ્ઠી આપીને બોલી. "જા તો સુરેશ દિકરા, જરા આ ચીઠ્ઠી સરલકુમારને આપી આવ તો."

× × × ×

સરલકુમારને ચીઠ્ઠી મળી એટલે તરત આવ્યો, પણ તેના મનમાં એમ હતું કે પ્રતિમાને એકદમ માફી નહિં આપી દેવી કારણ

કે એમ અત્યારથી ઢીલા થઇ જવાય તો પછી આગળ ઉપર ભાર-વક્કર કેમ જળવાય!

પ્રતિમાને સુમતિના બળાત્કારથી અલકનો સાળુ પહેરાવવામાં આવ્યો; પ્રમિલા પોતાનું સારામાં સારૂં બદન લઇને પ્રતિમાને પહેરાવવા મંડી, પ્રીતિદા પોતાના રૂમાલ ઉપર સુમન્તભાઇ પાસે સેન્ટ નખાવી લાવીને બદનના ગજવામાં બેસવા મંડી, અને સુરેશ 'ઓ દ કવીનીન'ની શીશી લાવીને, બધાંએ ના કહેવા છતાં, પ્રતિમાના વાળ ઉપર છાંટવાને આમતેમ કુદવા લાગ્યો.

આખરે પ્રતિમા સરલકુમાર પાસે આવી.

"કેમ પ્રતિમા!" કૈંક ગભરાતે અવાજે સરલકુમાર બોલ્યો.

"માએ તમને બોલાવ્યા હતા એની મને ખબર ન હતી." પ્રતિમા નીચું જોઇને બોલી.

"એનો અર્થ એમ તો નહિં કે હું આવ્યો તે તમારી ઇચ્છા વિરૂદ્ધ!" સરલકુમારે પુછ્યું.

પ્રતિમા કશો ઉત્તર દઇ શકી નહિં.

"કેમ કૈં ઉત્તર દેતાં નથી?" સરલકુમારે પુછ્યું." ગઇ વખતે તો તમે એકદમ સાચું કહી દેતાં."

"ત્યાર પછી તો ઘણુંય વીતી ગયું." પ્રતિમા ધીમેથી બોલી.

"શું વીતી ગયું?" કશો ઉત્તર મળ્યો નહિં. "નહિ બોલો?" ઉત્તર નહિં. "પ્રતિમા, નહિ બોલે!" સરલકુમારે સહસા પ્રતિમાનો નિસ્તેજ ચહેરો જોયો.

"અરે! આ શું? આવો ફેરફાર કેમ?"

"તે હમણાં મારાથી કહી શકાય તેમ નથી. આજે તો મારે તમને એક પ્રશ્ન પુછવો છે." પ્રતિમા બોલી.

"શું?"

"એટલું જ કે તે દિવસે મેં જે તમને કહ્યું હતું તેની માફી મળી શકશે?"

"પણ એ તો બધું સાચું જ—"

"નહિ, હવે એ શબ્દ કૃપા કરીને વાપરતા નહિ!" પ્રતિમા બોલી ઉઠી. "હવે હું જ્યાં સુધી જીવું ત્યાં સુધી એ શબ્દ મારે સાંભળવો નથી. મેં તે અમલમાં મુકી જોયું પણ નથી ચાલતું. વડર્ઝવર્થની દુનિયા આપણી દુનિયા નથી અને આપણે બધાં વડર્ઝ-વર્થ નથી. તેના કાવ્યમાંથી મેં આવો અર્થ ઉપજાવ્યો એથી મેં ઘણું સહન કર્યું અને મારાં સ્નેહીઓને ઘણું દુઃખ આપ્યું. હવે ફક્ત મારે એટલું જ પુછવાનું કે તમે માફ કરી શકશો?"

"ત્યારે તમારો કહેવાનો અર્થ એમ તો નહિ કે મારે વિશે તમે જે કહ્યું હતું તે સાચું તો હતું જ પણ તમે કહેવા માગતાં ન હતાં?"

"ના વહાલા ના," પ્રતિમા સરલકુમાર સામા જોતી બોલી. "હું જે બોલી હતી તે ખોટું હતું."

જેવી પ્રતિમાની ભીષ્મ પ્રતિજ્ઞા તુટી ગઇ કે તરત જ સરલ-કુમારની આંખ્ય પ્રતિમાની આંખ્યમાં મળી ગઈ. સ્નેહીઓનાં હૃદય સ્નેહથી જોડાઈ ગયાં. સરલકુમાર અને પ્રતિમા ઉભયના મુખ ઉપર સ્નેહની જ્યોત્સ્ના પથરાઇ ગઈ.

# પ્રેમનાં પ્રાયશ્ચિત.

મધુસુદન સીનીઅર બી. એ. કલાસમાં હતો, યુવાન હતો, રસિક હતો. શેક્સપીઅર, કાલિદાસ, બાયરન, ભવભૂતિ, શેલી વગેરેના પ્રેમના મંત્રોથી ઉન્મત્ત થયેલ હતો. તેનું શરીર મુંબાઈની એક કોલેજની હોસ્ટેલમાં હતું; આત્મા સુરતમાં ગોપીપુરાના એક ફળીયાના ઘરની આસપાસ ભ્રમણ કરી રહ્યો હતો. તેનો વિવાહ વાસંતી નામની સોળ વર્ષની યુવતી સાથે થયો હતો. વાસંતી સુરતમાં હતી. મધુસુદન મુંબાઇમાં હતો. જુના વિચારનાં વડીલોના ધાકને લઇને પત્નીને મળાતું નહિ, મળે ત્યારે બોલાતું નહિં એટલે પત્રવ્યવહાર તો સંભવેજ શાનો? એક વખત એક મિત્રને ત્યાં વાસંતી પત્ર લખે એવી ગોઠવણ મધુસુદને ધ્રુજતે હૃદયે અને ધડકતે હૈયે કરી હતી પણ એટલામાંજ વાત ફુટી અને પરિણામે આશરે દોઢ માસ સુધી મધુસુદનનું જીવન નર્કયાતના સહન કરી રહ્યું હતું.

ઇસ્ટરની ચાર દિવસની રજા આવી. સુરત આવી જવાનો આગ્રહ કુટુંબીઓ તરફથી પત્રદ્વારા થયો. મધુસુદન સુરત જવા તત્પર થયો. તે ત્રણ ચાર દિવસ દરમીઆન પોતાની માશીને ત્યાં લગ્ન હતું. આવો અનુકૂળ પ્રસંગ માશુકનાં મીઠાં દર્શન કરવા આતુર બનેલ હૈયું કેવી રીતે ચુકે? એ ત્રણ ચાર દિવસમાં હૃદય-દેવીની સાથેની પ્રેમગોષ્ટિનો એકાદ પ્રસંગ તો આવશેજ એમ આશા ભર્યો યુવાન ધારી લે તો એમાં અસ્વાભાવિકતા ગણાય?

જુના જમાનાના મોટાં ઘર, સગાંસ્નેહીને ત્યાં લગ્ન પ્રસંગે જવાને ઘરનાં બધાં કુટુંબીઓની દોડધામ, પુર્વ અને પશ્ચિમના સનમને ઢૂંઢનારા કવિઓના કાવ્યો વાંચી વાંચી પ્રેમપ્રસંગ શોધવા ઉત્સુક બનેલ હૈયું–આ બધું હોય ત્યાં ત્રણ ચાર દિવસમાં પોતાની સ્નેહદેવી સાથે શું માત્ર પંદર મીનીટ પણ વાર્તાલાપ કરવાનો પ્રસંગ નહિ. પ્રાપ્ત થાય? 'થશેજ, થશેજ' નો ધ્વનિ મધુસુદનના હૃદયને મુંઝામણમાં વિહ્વળ બનાવી દેતો હતો.

મુંબાઈથી પોતાના ભાઈબહેનો માટે નાની નાની વસ્તુઓ ખરીદીને મધુસુદનને વિચાર સ્ફુર્યોઃ "એને માટે પણ કંઈક લેતો જાઉં?" હૈયું કંઈ નક્કિ ઉત્તર દઈ શક્યું નહિં. "વાત્સલ્યની પ્રતિમા રૂપ વાસંતી માટે શું લઉં? લઉં કે નહિ લઉં? લઈશ તો આપવાનો પ્રસંગ આવશે ખરો? લઉં તો તેના પૈસા વડીલોને જણાવ્યા વીના લાવું ક્યાંથી?" વગેરે રમણીય મુંઝવણ ઉત્પન્ન કરાવનાર પ્રશ્નોની પરંપરા આ દર્દીના હૃદયમાં તીવ્ર વ્યથા કરાવી રહી હતી. ગુરૂવારની રાતે પોતે સુરત જવાનો અને ગુરૂવારની સવાર થઈ પણ કોઈ પણ વસ્તુ લાવી શકાણી નહિં. હૃદયમાં ઉદ્વેગ વધતો જતો હતો. આખરે છેક સાંજે એક દુકાનેથી સ્ત્રીઓ વાપરે તેવો બાટવો અઢી રૂપીઆ ખર્ચીને લેવાયો. અઢી રૂપીઆ હીસાબમાં ગડમથલ કરીને, મંજુરોના દરમાં, ટપાલ ખર્ચ વગેરેમાં, કાગળોમાં વધારો કરીને ભરપાઈ કરી દેવાનો નિશ્ચય કરવામાં આવ્યો.

ગુરૂવાર રાત પડી. નાની શેતરંજી, એકાદ હેંડબેગ જેવું સુટકેસ વગેરે લઈને બીજા એક બે મિત્રો જોડે મધુસુદન લાંફ્રો ફાંફ્રો કોલાબા ઉપર પહોંચ્યો. દોડધામ કરીને ટીંચકો મેળવ્યો. કોલેજમાં ભણતા વિદ્યાર્થી સ્વગૃહે કુટુંબીઓને મળવા જતા હોય અને તે વેળા મુસાફરી વખતે જેવી મશ્કરીઓ કરીને વખત વીતાવે તેવી મશ્કરીઓ કરતા, કૃત્રિમ હાસ્ય કરતા મધુસુદન અને મિત્રો, સવારના

સાડાછએકે સુરતના જીર્ણ કોટની દીવાલ જણાવા માંડી એટલે બીસ્તરા બાંધી લઇને પોતપોતાનાં પોટલાં સંભાળી તૈયાર થઈ ગયા અને ટ્રેન સ્ટેશને આવી પહોંચતાં ઉતરી પડયા. બીજા મિત્રોએ સ્ટેશન ઉપરની હોટેલમાં ચા પીવાની ઘણી ઇચ્છા દેખાડી પણ પ્રેમથી તલસતાં અને વિરહાગ્નિથી પીડાતાં હૈયાંને એટલોય વખત ગુમાવવો કેમ ફાવે? મધુસુદને બહાના કાઢીને ચ્હા પીવાની ના પાડી અને જલ્દી ગાડી કરી લઇને ઘરની ગલીને નાકે તે પહોંચ્યો.

ગાડીનો ઘડઘડાટ સાંભળી મધુસુદનનો નાનો ભાઈ દોડી આવ્યો. ઘરના કઠેરામાં બહેન અને મા જણાયાં. મધુસુદને આમતેમ જોયું. નાનાભાઇની સાથે વાત કરવાનું પણ સુઝયું નહિ. ગાડીવાળાને પૈસા ચુકવી આપવાનું પણ યાદ ન આવ્યું. "વાસંતી કયાં?" એજ પ્રશ્ન મધુસુદનના હૃદયને ઘેરીને ઉભો રહ્યો. ઉપલા કઠેરામાં તો નહિં હોય પણ નીચે પરસાળની જાળીએ તો તે ઉભી હોયને! જાળીમાં કોઈ મનુષ્ય જણાયું. ચશ્મા ધુળવાળાં હોય અને એથી પોતાને બરાબર જણાતું નહિં હોય એમ ધારી ઝડપથી ચશ્મા લુછયાં અને જોયું. પરિણામે નિરાશાજ! જાળીમાંથી જોનો ભાણીયો નોકર ઉભો ઉભો મધુસુદન સામે સ્મિત કરવાનો યત્ન કરતો હતો. મધુસુદનના હૈયામાંથી નિશ્વાસ નીકળી ગયો. ભગ્નહૃદયે ગાડીવાળાને પૈસા આપ્યા. ન છુટકે નાના ભાઇને એકાદ સવાલ પુછયો. પાણીનો કુંજો તેના હાથમાં આપ્યો અને પોતે બીસ્તરો અને બેગ લીધાં. તે લઇને ઘર તરફ ચાલવા માંડયું. ચાલતાં ચાલતાં વિચાર આવ્યો: "નાનાભાઇને એની ભાભી વિશે પુછું?" મોંએ પ્રશ્ન આવ્યો: "વાસંતીભાભી કયાં છે?"

પણ નહિં, હિંમત ચાલી નહિં. કદાચ નાનો ભાઈ મા અને બહેનને કહી દે તો? 'વાસંતી' એવું નામ પણ પોતાના મુખમાંથી નીકળી પડયું એમ જો એમના જાણવામાં આવે તો તો ભોગ ફરી

વળે. ઇસ્ટર વેકેશનને બદલે આસડાં વેકેશનજ રહે ! પુછવાનું માંડી વળાયું, હોઠ પીસીને મધુસુદન ઓટલે ચડયો, અને દાદર ઉપર પણ ચડયો. મા અને બહેને પુછયું: "કેમ, ભાઈ! આવી પહોંચ્યા ? નાના, ભાઇને પુછ તો ખરો કે તારે માટે શી શી ચીજો લઈ આવ્યા છે ? ભાઈ! બહેનને માટે કૈં લાવ્યા કે ? મુંબાઈ હો છો ત્યારે અમે બધાં યાદ આવીએ છીએ ખરાં કે ? ભાણુજાં તો અહિં મામા મામા કરે છે પણ મામાને તો યાદ શાના આવતા હોય ?"

ભાઈ–મોટાભાઈ–મામા મધુસુદને જ્યાં જ્યાં નજર પડી ત્યાં ત્યાં દૃષ્ટિ ફેરવી પણ વસંતશી વાસંતી દૃષ્ટિગોચર થઈ નહિ એટલે ફ્કફ્ક હસતાં હસતાં કહ્યું. "હા–હં–લાવ્યો છું ને, હમણા કાઢી આપું છું, જરા ચ્હાપા તો પીવા દો."

ચ્હાપા પીવાઈ રહી, આરામ લેવાગો, બારણે અગીઆર વાગ્યા. તે અરસામાં અનેક સ્નેહીઓ, સગાંઓ આવી ગયાં અને મધુભાઇને મળી ગયાં. મધુભાઈ કૈં કૈં બહાને આખું ઘર શોધી વળ્યા. વાસંતી જણાઈ નહિ. વાસંતી સુરતજ છે એની ખાત્રી પણ મધુસુદનનાં તપતાં હૃદયને શાંતિ અર્પવાને માટે બસ હતી પણ તે ખાત્રી પણ કોણ આપે ? પોતે કેવી રીતે મેળવે ? જેમને જેટલું પુછાય તેટલું પુછી જોયું પણ તેમાંથી વાસંતી ઘરમાં કેમ નથી આવી તે વિશે કૈં ઘરમાં જાણી શકાયું નહિ. અગીઆર વાગ્યા એટલામાંજ બાનો તાકુંકો થયો. "મધુ! બારણે અગીઆર થયા એની ખબર છે કે ? સુરત આવ્યા છો તે સગાંનાં લગનમાં આવ્યા છો. ઘરમાં એઠીની ગ્આફ્ક પડયા રહેવાને નથી આવ્યા. જાઓ નાહી ધોઇને અનુમાશીને ત્યાં જમવા જાઓ."

મધુસુદને માશીને ત્યાં જમવા જવાની તૈયારી તો કરી પણ લાગણીથી ઉભરાતાં હૈયામાંથી તો માત્ર એકજ સૂર નીકળ્યા કરતો હતો.

"વાસંતીના દર્શન વીના બીજું મને ગમતું નથી!"

જતાં જતાં હૈયું વિચારને ઝોલે ચડયું. "આજ શુક્રવારની સવાર તો ગઈ પણ ખરી. મારે રવીવારે રાતે તો પાછા જવું છે. રજા ખલાસ થઈ જાય અને વાસંતી નહિં મળે તો? હાય હાય! શું કરૂં? કોને પુછું? પણ કદાચ એ એના પીયરથી બારોબારજ મનુમાશીને ત્યાં આવવાની હશે. હા હા, એમજ હશે. એ માશીને ત્યાં ન આવે એ બનેજ કેમ?"

આ વિચારથી ઉત્સાહિત થઈ મધુસુદન માશીને ત્યાં પહોંચ્યો. "ઓહો! મોંઘા ભાણેજ આવ્યા, મોંઘા ભાણેજ આવ્યા" બધે થઈ રહ્યું. માશી દોડયાં, છોકરીઓ દોડી, છોકરાઓ દોડયા, મધુસુદનને ઘેરી વળ્યાં. મધુસુદને વાત કરતાં કરતાં પણ આગળ પ્રયાણ ચાલુ રાખ્યું. એને માશીને મળવું નહોતું કે નહોતું મળવું એના છોકરાંઓને એને તો "માશૂક! મારી કયાં ગઇ?" એજ પ્રશ્ન મુંઝવી રહ્યો હતો. અને એથીજ જયાં સ્ત્રીઓ બેઠી બેઠી લગન વખતે કરવી પડતી અનેક ધમાલમાં મચી પડી હતી ત્યાં જઇને મધુસુદન ઉભો રહ્યો. માશીએ સ્વાભાવિક રીતે ત્યાંજ તેને પાટલો આપીને બેસાડયો. જમવાનું પણ તેજ ખંડમાં હતું એટલે મધુભાઇનું આ પગલું સર્વને સ્વાભાવિકજ લાગ્યું. મધુસુદને એક એક યુવતી સામે દષ્ટિપાત કરીને વાસંતિને શોધી કાઢવાનો પ્રયત્ન આદર્યો. સહેજ છેટે એક અંધારા ઓરડામાં પુરીઓ ગોઠવેલી હતી ત્યાં ત્રણચાર યુવતીઓમાંથી એક વાસંતિ જેવી જણાઈ. મધુસુદનનું હૈયું આશાથી-ઉત્સાહથી ઝણઝણી ઉઠયું, પણ અલ્પ સમય માટેજ. થોડા વખત પછી તેજ યુવતીએ બહાર આવીને "અલ્યા મધુ! તું તો બહુ મોંઘો થઈ ગયો છે ને શું" કહીને એને સંબોધ્યો એટલે એની આશા અને ઉત્સાહ ઉભય નષ્ટ થઈ ગયાં. એ યુવતી તો એની આધેની માશી —બટકબોલી નિર્મળા નિકળી પડી. ભગ્ન હદયે મધુસુદને પીરસાતાં પકવાન ભણી ચિત્ત દોડાવ્યું.

જુના જમાનાની મશ્કરીઓ થઇ. થોડીક નાની તકરારો થઇ ગઇ. મધુ જમીને થોડી વાર બેસીને ઘેર જવા નીકળ્યો. ઘેર જતે જતે જરા વાંકો ચકરાવો લઇને સાસરાં આગળ થઇને ઘેર જવાનો વિચાર તેને થયો અને તે પ્રમાણે વર્ત્તન કરવાની તેણે શરૂઆત કરી એટલામાંજ પાછળથી બ્હેનનો અવાજ આવ્યો. "મધુભાઈ! આ નાનાભાઇને તમારી સાથે આવવું છે તે લેતા જાઓ. બારોબાર ઘેરજ જજો હોં. તડકામાં એને તરત લુ લાગી જાય છે."

મધુસુદનભાઇને બેઠા બળવાની ઇચ્છા થઈ પણ તરતજ પાછી શમી ગઈ. નાનાને લઇને બારોબાર ઘેર ગયા. શુક્રવારનો અર્ધ દિવસ ખલાસ!

સાંઝે બ્હેનની છોકરીને વાડી ભરવામાં આવી. ઘરમાં કોલાહલ થઈ રહ્યો. માલણે આવીને કીકીબ્હેનને માથે ફુલની વાડી ગુંથી. મનુમાશીએ વાળની લટમાં ચાકઓરીયાં ઘાલ્યાં. મદનબ્હેને કાને હીરાના એરીંગ પહેરાવ્યાં. ચંદ્રકલા મામીએ પોતાની છોકરીની મોતીની બંગડી એને હાથે પહેરાવી. કયાં કયાં સગાંને ત્યાં બતાવવા લઈ જવી એની ટીપ વડીલોએ કરવા માંડી. મધુસુદન ત્યાંજ ઉભો હતો. વાસંતી ઘરમાં કે માશીને ત્યાં કોઈ ઠેકાણે જણાતીજ નહોતી તેનું કારણ શોધી કાઢવાનો યત્ન કરવાની તકજ તેને મળતી નહોતી એટલામાં બ્હેને ટીપમાં નામો ઉમેરાવતાં કહ્યું, વાસંતીભાભીનું ઘર યાદ રાખજો-ભુલી નહિ જતાં."

પ્રેમના દર્દીઓ તક શોધવામાં અને તે મળે ત્યારે તેનો ઉપયોગ કરવામાં કવચિતજ ચુકે છે, તરત મધુસુદને ઝુકાવ્યું. "તે એને ઘેર વળી શું કરવા ધક્કો ખાવો ? અહિં એનાથી અવાતું નથી!" તક સારી હતી. મધુસુદનનું વાકય પણ વડીલોને રૂચે તેવું હતું પણ દુનિયાદારીમાં રચ્યાંપચ્યાં રહેલાં વડીલોએ આ વાકયમાં રહેલો ગૂઢાર્થ જાણી લીધો અને ઉત્તરમાં કંઈક પણ જણાશે એવી મધુસુદનની આશા નિષ્ફળ ગઇ.

ઉત્તરમાં માત્ર મા અને બહેનની આંખમાંથી ક્રોધ અને કટાક્ષના તણખા અને મૃત્યુસમી ગાઢ શાંતિ!

મધુસુદન ઝંખવાણો તો પડયો પણ કામદેવની તપશ્ચર્યામાં આત્મભોગ તો આપવાજ પડેના! પોતે કીકીબહેનને એક રૂપીઓ આપ્યો અને લુગડાં પહેરીને "જરા આવું છું" કહીને સાથે નાના ભાઇને મા બહેન તૈયાર કરાવી આપે તે પહેલાં ધરૂ ધરૂ કરતો દાદર ઉતરતો બહાર નીકળી પડયો. બહાર તો નીકળ્યો. પણ એ જાય ક્યાં? સાસરાંના ઘર આગળથી જતા રસ્તા ઉપર એકવાર ગયો. ઘરના બારી બારણાં બંધ હતાં. થોડીવાર આમ તેમ ફરીને બીજી વાર ગયો. બારી એક ઉઘાડી હતી પણ કોઈ પણ માણસ દષ્ટિગોચર થતું ન હતું. ત્યાંથી એક મિત્રને ત્યાં ગયો. ત્યાં મહા મહેનતે પચીસ-ત્રીસ મીનીટ ગપ્પાં માર્યાં. પાછો ત્રીજો આંટો તેજ રસ્તે!

પણ પરિણામે "દેવીનાં દર્શન દોહ્યલાં" જ રહ્યાં! મધુસુદનના હૃદયમાં કૈં કૈં તરંગો ઉઠયા અને શમ્યા. સ્પેનના રસિક યુવકો માશૂકના દ્વાર આગળ પ્રેમગીતો ગાય છે તે પ્રસંગો સાંભર્યા. તેમ પોતે પણ ગાય તો? પણ વિચાર કરતાં કાર્ય વિકટ લાગ્યું—અશક્ય લાગ્યું. કૈ ચીજ ગાય? પોતાને સંગીત આવડતુંજ નહતું એટલે ધીમેથી ગાવાના સાંસાં ત્યાં લલકારાય તો કેમજ? રોમીઓ અને જુલીએટનો પ્રસંગ સાંભર્યો. નીસરણી લઇને બારી ઉપર ચઢવાની ઇચ્છા થઇ. પણ આ જમાનામાં એ હિંમત ક્યાંથી! સંસ્કૃત ગ્રંથોમાંના પ્રેમપ્રસંગ સાંભર્યા પણ એકેય પ્રસંગ ઉપરથી તે વ્યવહારૂ હોય એમ લાગ્યું નહિં. રસ્તા ઉપર કોઇ ગાડી આવે અને તેની નીચે પોતે કચરાય તો પરિણામે હોહા થાય અને સાસરાંનાં ઘરનાં બધાં માણસો દોડી આવે ખરાં! પણ-પણ ગાડી તળે કચરાતાં કદાચ વધુ કચરાઈ જવાય તો હાથ પગને ખોડ રહી જાય અને તેથી વિવાહજ તુટી જાય તો? વિચાર કરતાં એને કમકમાં આવ્યાં.

પ્રેમપ્રસંગો આલેખનાર કવિઓ પ્રત્યે તેને તિરસ્કાર આવ્યો. તેઓ કથન કરીનેજ ખ્યાતિ મેળવતા હતા એમ તેને લાગ્યું. એમ કરતાં ચોથો ફેરો થયો. બારીમાં કોઈ યુવતી હાલતી હોય તેવો ભ્રમ થયો. વિચારનો સમય રહ્યો નહિં અને

વિચાર કૈં કર્યા વગર,
માશૂકને જોવા નઝર;
ઝુકાવી એણે કિસ્તિ.

રસ્તા ઉપરથી એક નાનો પત્થર લઈ તેણે બારીમાં ફેંક્યો. આ માર્ગ પ્રેમીઓને માટે સરજનજુનો હતો, કૈં કૈં મજનૂને લયલાને બોલાવવા અમલમાં મુક્યો હતો. પણ નસીબ વાંકું હતું. બારીમાંથી વસંતે ટહુકતી કોયલશી, વાસંતીના મીઠા વેણુને બદલે શ્રીરામ સામે ધસતી કો શૂર્પનખાની ત્રાડ પડી. એ કોણ મુ......બારીમાં કાંકરા ફેંકે છે? હરામખોર, પાજી, મુ......દેડ!" ત્રાડ હજી પુરી શમી નહતી એટલામાં બારીમા કોઈ પંચોતેર વર્ષની ડોશીની વિકાળ આકૃતિ જણાઈ. અંધારૂં થવા આવ્યું હતું અને ડોશીને આંખે કાચું હતું એટલે આ પ્રકરણની સમાપ્તિ ત્યાંથીજ થઈ. મધુસુદનનો વિરહાગ્નિ એકદમ શાંત થઈ ગયો. જગમશહૂર પ્રેમ પ્રસંગો શૂર્પનખાના સુસવાટથી સરી પડયા. મધુભાઇ ત્વરિત ગતિથી સ્વગૃહભણી પ્રયાણ કરી ગયા. શુક્રવારની રાત પડી!

ઘેર વાળુ થયું. સોગટાંબાજી રમવાનો આગ્રહ થયો પણ ચિત્ત ચોંટયું નહિ. રમ્યો ન રમ્યો ઉઠી ગયો. મોટા ખંડમાં ચાર પાંચ પથારી–તેમાંની એક પથારીમાં પોતે ઝાંખો બળતો ફ્રકફ્રકીયો દીવો —દુર દુર સંભળાતાં વાજાંના હૃદયસ્પર્શી સ્નેહગીત, ગૂઢ શાંતિમાં સહસા વિઘ્ન નાખતી મોહોલ્લાના લોકોમાં અરસપરસ થતી સુરતની સચોટ મશ્કરી–પરિણામે સમુદ્રગર્જનસમાં અટ્ટહાસ્યનાં મોજાં, બાર વાગ્યે દુઃખી દર્દીના દુઃખમાં વધારો કરતાં ડાંડીયાનાં ડમ ડમ

કરતાં નગારાનો અવાજ—મધુસુદનના તીવ્ર વેદનાં અનુભવતાં હૈયાનું એકાંત રૂદન. રાત્રિ વીતી.

શનીવારની સવાર પડી એટલામાંજ માનો હુકમ થયો. "મધુ ! જલ્દી તૈયાર થઇને માશીને ત્યાં જાઓ. આપણે આજનો દિવસ ત્યાંજ રહેવાનું છે. રવીવારે સવારે પાછાં આવશું."

બસ, થઈ ચુકયું ! દશેરાને દિવસે પાડાને વધ કરવા લઈ જતા હોય તે વખતે પાડાની જે અવસ્થા હોય, અર્વાચીન યુદ્ધમાં હોવીટ ઝરોના અને મશીનગનોમાંથી ગોળાઓના વરસાદ વરસી રહ્યા હોય ત્યાં બેચાર સિપાઇઓને દુશ્મનો સામા જવાનો હુકમ થયો હોય અને તેમની જે દશા થાય, મુંબાઈની ઑફીસોમાંનો કો દીન કલાર્ક રજાને આગલે દિવસે આશાભર્યો ઑફીસનો દાદર ઉતરીને ઘેર જવાની તૈયારી કરતો હોય તેવામાં શેઠનો "અરે—! કાલે બપોરે ઑફીસે આવજો હો, હું આવવાનો છું." નો ધાંટો સાંભળી તે કલાર્કની જે મનોદશા થાય તેવી અવસ્થા–તેવી દશા–તેવી મનોદશા મધુસુદનની થઈ, પણ ઉપાય શો ? પાડો તેને સ્થાનેથી નાશી શકતો નથી, સિપાઇઓ દુશ્મનો સામે જવાની આજ્ઞાનું ઉલ્લંઘન કરી શકતા નથી, બિચારો દીન કલાર્ક શેઠને ના કહી શકતો નથી. મધુસુદન માના વચન પાછાં ઠેલી શકયો નહિં. તે માશીને ત્યાં ગયો.

બપોરથી તો લગ્નની ધમાલ શરૂ થઇ ગઇ. સાંબેલા શણગારવામાં, તેમને માટે ગાડીઓ લાવવામાં, ત્રાંસાવાળા અને બેંડવાળા આવતા નહોતા તેમને બોલાવી લાવવામાં, મશાલોની જરૂર પડશે કે નહિં એ વિશેનો દોઢ કલાકનો ઉગ્ર વાદવિવાદ કરવામાં વગેરે અતિ મહત્વના કાર્યોમાં મધુસુદન એટલો બધો ગુંથાઈ ગયો હતો કે તેનાથી તેના હૃદયની ગુહાના ઉંડાણમાં સાલી રહેલા પ્રશ્ન વિશે વિચાર કરવાનો વખતજ નહિં મળ્યો. પણ આખરે વરઘોડો ઉપડયો. આટલા કલાક સુધી દર્દીને પોતાના દર્દ વિશે વિચાર કરવાનો વખત નહોતો

મળ્યો પણ એથી કંઈ દર્દ મટયું નહતું. વરઘોડાને કયે રસ્તે ચલાવવો એ કાર્ય મધુસુદને માથે લઈ લીધું અને પોતાનું સાસરૂં જે રસ્તે હતું તે તરફ વરઘોડો વળાવ્યો. વરઘોડો એ ઘર આગળ આવ્યો એટલે મધુસુદને સાસરાંના ઓટલા ભણી દૃષ્ટિ ફેરવી. આહ ! તે દિવ્ય મુખ ! તે સૌમ્ય આકૃત્તિ ! આખરે જણાઈ. સ્ત્રીઓના વૃંદથી સહેજ છેટી, ઘરનું સાદું શ્વેત વસ્ત્ર પહેરી કો સંગેમરમરની પ્રતિમારૂપ, વાત્સલ્યભરી વાસંતી ઉભી હતી. બેંડ દીલના તાર ઝણઝણાવતું પ્રેમસંગીત વગાડી વાતાવરણને પ્રેમમય કરતું હતું, સાજનમાં ચાલતા યુવકો એ વાતાવરણથી મસ્ત થઈ સુંદરીઓના નયન કટાક્ષ પોતપોતાના પ્રત્યે આકર્ષવા યત્ન કરતા હતા. ઓટલા ઉપર ઉભેલ સ્ત્રીઓ પોતપોતાના હૃદયદેવતાને નિરખી રહી હતી. અનેક કીટસનનો પ્રકાશ સુંદરીઓ તેમજ યુવકો ઉભયને વધુ સૌંદર્યવાન બનાવી રહ્યો હતો. મધુસુદનની આતુર આંખો વાસંતીને નિહાળી રહી હતી ત્યાં-મળી દ્રષ્ટોદ્રષ્ટ !

મનુષ્યોની ભીડમાંથી મધુસુદન આગળ નીકળ્યો. મરણીયો રાજપૂત પોતાના લક્ષ્ય સમીપ પહોંચવા ધસતો હોય, લગ્નમંડપમાં દક્ષિણા લેવા હાથ લાંબા કરી કો પ્રચંડ ઉદરવાળો ભૂદેવ દક્ષિણા આપનાર પુરૂષના હાથને સ્પર્ષવા આગળ વધતો હોય તેમ મધુસુદન પ્રેમીઓના હૃદયમાં આવે સમયે ઉદ્‌ભવતી સરજનજુની ઉર્મિઓના વેગથી ધસડાતો આગળ વધ્યો. એક ક્ષણમાં પોતાની હૃદયરાણી સમીપ આવ્યો. હૃદયરાણી સહેજ નીચી વળી. "કેમ-કેમ, જણાતી નથી ? શું-શું થયું છે ? કંઈ તકરાર થઈ છે ? હું રવીવારે રાતે તો પાછો જવાનો છું." ખોખરા, ધ્રુજતા અવાજે અસ્પષ્ટ રીતે મધુસુદન બોલ્યો.

આ પ્રશ્નોની પરંપરા પુછતી વખતે મધુસુદને પોતાનું સર્વસ્વ પોતાની યુવાવસ્થા-પોતાનો પ્રેમ-પોતાની ઉર્મિઓ-પોતાની સ્નેહરાશિને ચરણે ધરી દીધું હતું. વખત હતો નહિં. વાસંતીએ સહેજ

સ્મિત કર્યું અને ઉત્તર દીધો. "મને સુતક છે-બીજું કશું નથી આવતી કાલે સવારે મારી બહેનની બારીએ ઉભી રહીશ."

હજી એ વધુ બોલવા જાય છે, મધુસુદન એ સાંભળવાની ચાતક પેઠે રાહ જુએ છે એટલામાં તો ઓટલા ઉપરથી આગ્રેથી કોઈ સિંહણ પોતાના ભક્ષ સામે જુએ તેમ માના બે નયન મધુસુદનને જોઈ રહ્યાં.

અમારે સાચુંજ બોલવું પડે છે. દિવ્ય પ્રેમને કલંક લાગ્યું; લયલા-મજનૂન, શીરીન-ફરહાદ, રોમીઓ-જુલીએટ, વગેરે અદ્દભુત પ્રેમી બેલડીઓમાં વાસંતી-મધુસુદનના યુગલને ગણવાની તક ગઇ. બે પ્રેમીઓ પોતાના પ્રેમયજ્ઞમાં પોતાનું સર્વસ્વ અર્પવા તૈયાર થયાં નહિં-બીધાં-નાઠાં! વાસંતી પોતાના બારણામાંથી પોતાના ઘરમાં સરકી ગઈ. મધુસુદન ફીટસનવાળાને દબડાવતો, બેંડવાળાઓને ઉશ્કેરતો, ત્રાંસાવાળાને સીધા ચાલવાને કહેતો, વરઘોડો આગળ કયે રસ્તે ચલાવવો એજ વ્યાપારમાં ડુબી ગયો હોય તેમ મોટી ફલાંગો ભરતો આગળ કુદ્યો. એ સમયે "મધુ! મધુ!"નો કર્કશ ધ્વનિ ઓટટલાની દિશાથી તેના કર્ણને અથડાયો તેવો ભ્રમ તો એને થયો; પણ તેવે સમયે વરઘોડો ચલાવવાની ફરજ અદા કરવાનું મહાન કાર્ય તેના શિર ઉપર ખડું હતું અને તે બજાવ્યેજ છુટકો હતો એટલે મધુસુદને એ ભ્રમને ગણકાર્યા વીના આગળ ચાલ્યાજ કર્યું.

પ્રેમીને પ્રેમના પાન પામે પછી પરિણામની પરવાહ શાની?

* * * *

રવીવારનું મંગલ પ્રભાત! માશીને ત્યાંથી ચા પીને તરત મધુસુદન નાઠો. મા, બહેન વગેરે બે ત્રણ કલાક રહીને ઘેર આવવાના હતાં. બે ત્રણ કલાકમાં તો પ્રેમઘેલાં પ્રેમીઓ પૃથ્વીને સ્વર્ગ બનાવી દે. પોતાને ઘેર આવીને ઉપલા માળના આગલા ખંડની બારીએ એ ઉભો. વાસંતીની બહેનનું ઘર બરાબર તેના ઘરની સામે હતું.

વચમાં માત્ર ત્રણ સાડાત્રણ ફીટની શેરીજ. સામસામા ઘરમાં ઉભેલાં માણસો બારીઓમાંથી એકેકને અડકી શકે એટલુંજ અંતર! મધુસુદન તરસી આંખે સામેના ઘરની બારી જોઈ રહ્યો. અલ્પ સમયમાં મધુસુદનની સ્નેહરાશિ–હૃદયદેવી–પ્રિયતમા–માશૂક જે કહો તે વાસંતી આસપાસ બીકથી–કંપથી જોતી, લપાતી, છુપાતી આવી.

બાહ્યાડંબર કામીઓ માટે છે. નિર્દોષ પ્રેમના તરસ્યાં યુવક–યુવતીઓ માટે નથી. વાસંતીનું સાદું સ્વચ્છ વસ્ત્ર મધુસુદનની આંખે કીનખાબના શેલાં કરતાં કે પારીસના મોંઘામાં મોંઘા 'ગાઉન' કરતાં પણ અધિક પ્રતિભાવાળું જણાયું, ગળાંની ઝીણી પચીસ રૂપીઆની કંઠી હીરાના બેમુલા હાર કરતાં વધુ સુંદર લાગી. ઘડીકમાં ભયથી શેરીમાં જોતાં, ઘડીકમાં શરમથી નીચું નિહાળતાં, ઘડીકમાં પ્રેમના આવેશથી હાસ્ય કરતાં મધુસુદન અને વાસંતી વાતોને ઝોલે ચઢી સ્વર્ગસુખ અનુભવવા લાગ્યાં, પોતાને સુતક હતું એથીજ એ આવતી જતી ન હતી એ ખુલાસો કેંક લંબાણથી વાસંતીએ આપ્યો. મધુસુદને પોતાને થયેલી વેદનાનું કેંક ભાન કરાવ્યું. ઉભય હિંમતવાન બન્યાં; પરિણામ વિશે વિચાર કરવાનો શ્રમ ન લેવાયો. વાસંતી પોતાની બહેનને ત્યાંથી ઉતરીને મધુને ઘેર ગઈ. મધુએ આલિંગન સાથે વાટવો આપ્યો. વાસંતીએ લીધો. પડોશીના એક નાના છોકરાને એક આનાની લાંચ આપી આઇસક્રીમ મંગાવાયું, તે આવ્યું અને બન્નેએ ખાધું.

પોતાનીજ સૃષ્ટિમાં રાચતાં અને ઓતપ્રોત થઈ ગયેલાં ઉભય દુનિયાંની વાસ્તવિકતા ભુલી ગયાં–વસ્તુસ્થિતિ વિસરી ગયાં. શેરીમાં જોવાનું યાદ નહિં રહ્યું. આઇસક્રીમ ખવાઈ રહ્યું. "હવે તો જાઉંજ—હવે તો જાઉંજ" કરતી વાસંતી વળી પાછી વાત કરવા ઉભી રહી હતી. એટલામાં દાદર ઉપર અવાજ થયો. જપાનમાં છેલ્લો ભયંકર ધરતીકંપ થયો હશે અને તે વખતે ત્યાંના મનુષ્યોના હૃદય

જેમ ધડકયાં હશે તેમજ આ પ્રેમીઓના હૃદય ધડકયાં. હજી તો આમ તેમ જુએ છે ત્યાં તો " આ શું! મધુભાઈ! અને તમે વાસંતીભાભી ! સુતકી ! અમારે ત્યાં ! આ વખતે ? " ના શબ્દોનું ઉચ્ચારણ કરતાં, આંખમાંથી વીસુવીઅસની જવાલા વરસાવતાં, મુખ ઉપરથી ત્રીજું નયન ઉઘાડું કરીને શીવ ભગવાન ઉભા હોય તેવાં શોભતાં બહેન !

કોઇ માછીમારે અસહાય માછલાંને જાળમાં પકડયાં હોય, કોઈ શીકારીએ દીન હરિણીઓને સપડાવી હોય, જરમન સેનાપતિ હીડંનબર્ગે કાદવથી ભરપુર ખીણોમાં રશીઅન લશ્કરને ફસાવ્યું હોય તેમ બહેને બેને પકડયાં. બચાવનું સાધન નહતું, નાસવાનો માર્ગ નહતો, દયાની આશા રાખવી એ મૂર્ખતા હતી, દયાની યાચના કરવી નિરર્થક હતી. બેય નીચું જોઈ રહ્યાં. બહેનના મુખમાંથી તીવ્ર કટાક્ષોનો પ્રવાહ નાયગરાના ધોધ જેવો વહ્યા કરતો હતો. ધાંટો ક્ષણે ક્ષણે વધુ ઉગ્ર થતો જતો હતો. મધુસુદને પોતે પોતાની સાત પેઢી લજાવી, બાપદાદાની આબરૂ ઉપર પાણી ફેરવ્યું, ભણતરમાં ધુળ મેળવી વગેરે સત્યો તેણે અર્ધબેભાન સ્થિતિમાં સાંભળી લીધાં. વાસંતીએ પોતે માબાપની કુખ લજાવી. હલોતા જેવડી થઇને નાચનારીની માફક નાચી, હલકામાં હલકી વર્ણની સ્ત્રીઓ પણ ન કરે એવું કામ કર્યું વગેરે આક્ષેપો ચુસ્ત અહિંસાત્મક અસહકારીની અડગ શાંતિથી વાસંતીએ સાંભળી લીધા.

પણ આવે પ્રસંગે પુરૂષો કરતાં સ્ત્રીઓમાં સમયસુચકતા વધુ હોય છે. વાસંતી આ પ્રચંડ વાવાઝોડાંને તો સાંભળી રહી હતી પણ આટલેથી તેનો અંત નહોતો આવવાનો એ બરાબર સમજતી હતી. એક અરજુનને કોઈ પહોંચી શકે તેમ નહતું તો પડખે ભીમ ચઢે ત્યારે શી સ્થિતિ થાય એ અસલના જમાનામાં સૌ કોઇ સમજતું હતું. બહેનની પાછળ મા તો આવતાંજ હશે એ સત્ય વાસંતી જાણી શકી હતી. બહેન પોતે પણ એની ગણત્રી ધ્યાનમાં લઇ એ

આવે ત્યાં સુધી હાથે ચઢેલા શત્રુઓને પળવાર પણ શાંતિ ન આપવી એવો નિશ્ચય કરીને તોપનો મારો અખંડ ચલાવી રહી હતી. એ ભેગાં મળે તો તો તે ક્ષણેજ ભયાનક દાવાનળ પ્રગટે અને તેમાંથી પોતે કે મધુસુદન કોઈ કાળે પણ ઉગરી શકે નહિં એ હકીકત સ્પષ્ટ રીતે સમજતી વાસંતી તક શોધ્યાજ કરતી હતી.

બ્હેન આવેશમાં ને આવેશમાં દાદર ઉપર એકેક પગથીયું ચઢતાં હતાં. દાદર પુરો ચઢી રહ્યાં એટલે વાસંતી સરરરર કરતી દાદર નીચે ઉતરી પડી. જતાં જતાં સ્નેહભીના હૃદયથી, સ્વર્ગીય સ્મિતથી અને અપુર્વ શાંતિથી બોલતી ગઇ. "મોટીબઇ, હું જાઉં છું હોં! હમણા તમે તો રહેવાનાં છોને?"

આ પ્રસંગ અર્ધ ક્ષણમાંજ બની ગયો. કો કાલ ભુખ્યા સિંહને નાનું શીયાળવું મોં ઉપર એક પંઝો મારે અને સિંહ પ્રથમ તો ક્ષણભર સ્તબ્ધ થઇ જાય, અને તે સ્તબ્ધતાનો લાભ લઈ શીયાળવું ધારે તો નાસી જઈ શકે તેમ પોતાની ધૃષ્ટતાથી સ્તબ્ધ થઈ ગયેલ બહેનની સ્તબ્ધતાનો લાભ લઇને, સત્યવાનને યમરાજા પાસેથી ઉગારવા સાવિત્રિ ઉભી રહી હતી તેમ પોતે પોતાના પતિદેવ મધુસુદનને આ પ્રચંડ કોપાગ્નિમાંથી ઉગારવાને બદલે વાસંતી પોતાની જાતનેજ બચાવી લઈ પીયર નાશી ગઈ!

\+ + + +

વધુ શું લખવું? ઘણુંય વીત્યું. તે દિવસની રાત પડતાં પડતાં તો મધુસુદનના કાનના તમરાં પણ ઉડી ગયાં પણ તેનું શું? બે કલાકની વાસંતી સાથેની પ્રેમગોષ્ટિના બદલામાં બાર કલાકની ઘોર યાતના સહન કરવી એમાં શું?

રાત પડી. ટાંગાવાળો આવ્યો. ઉંઘટા નાનાભાઇએ મધુભાઈને "આવજો, આવજો" કર્યું. મા અને બહેન તરફથી બહુજ લુખ્ખી વિદાયગીરી મળી. મધુસુદન ટાંગામાં બેઠો. ટાંગો ખડખડ

ભડભડ કરતો સુરતની નાની, સાંકડી શેરીઓમાં થઈને સ્ટેશન ભણી જવા લાગ્યો. બાર કલાકના જવાલામુખીના પ્રચંડાગ્નિ સહન કર્યાં પછી પણ ટાંગામાં બેઠેલ મધુસુદનના મુખ ઉપર સંતોષ દેખાતો હતો, આંખમાં પ્રેમનો પ્રકાશ હતો, સુખી ક્ષણો માણ્યાનો મદ હતો, શરીરની નસેનસમાં સ્નેહના ઘેન હતાં.

ખરેખર !

પ્રેમ પાથરે જાળ, જકડે જીવો બાપડા,
માણે સુખ અપાર, પ્રાયશ્ચિત સહેવાં રહ્યાં.

પણ એ પ્રાયશ્ચિત પણ મીઠાં લાગે છે કામદેવે વીંધેલ હૈયાંને !



# શરત મારનાર

જીવણલાલ માસ્તરની મુખાકૃતિ અમસ્થીજ એવી બેડોળ હતી કે એને વધુ બેડોળ બનાવવા માટે કશા ખાસ ઉપચાર કરવાની આવશ્યકતા ન હતી તેમ છતાં પણ વખત છે ને કોઈ મનુષ્યને એ મુખાકૃતિ આકર્ષક લાગી જાય એવા ડરથી સાવચેતી વાપરીને એમણે થોભીયા રાખ્યા હતા. બે બાજુએથી શાહુડીના સીસોળીયા જેવા શોભતા એ થોભીયા પ્રેક્ષકોના હૃદયોમાં ભય ઉત્પન્ન કરાવતા હતા. પરંતુ એમની પોતાની શાળાના વિદ્યાર્થીઓને તે છેક નકામા નહોતા. એક રીતે તે બેરોમીટરની ગરજ સારતા.

જો થોભીયા નમ્ર દેખાતા, નીચા નમતા જણાતા તો બાળકોને ખાત્રી રહેતી કે મસ્તીને પરિણામે નેતરના ઝપાટા પડવાના નથી; પરન્તુ જો શાહુડીના સીસોળીયાં ઉભાં રહે તેમ થોભીયા ઉભા જણાતા તો બાળકોને જણાતું કે હમણા મસ્તી કરવામાં સાર નથી.

તેમ છતાં પણ એટલું તો બાળકો પણ જાણતાં કે ફક્ત એમને સ્કુલમાં કેવી રીતે વર્તવું એ બતાવવા માટેજ થોભીયા ઉગાડવામાં આવતા હોય એમ ધારવું એ તો કેવળ મુર્ખાઇજ છે અને તેથી કરીને તરેહવાર અટકળો—થોભીયા શા માટે રાખ્યા હશે એ વિશે—સ્કુલમાં ચાલ્યા કરતી.

એક બાળકનું કહેવું એમ હતું કે જો જીવણલાલ માસ્તર થોભીયા કહાડી નાખે તો નેતર મારવાની એમની શક્તિ બીલકુલ

નાશ પામે. બીજા બાળકનું કહેવું એમ હતું કે પોતાનાં છોકરાંને રડતાં છાનાં રાખવાને માટે એમણે થોભીયાં રાખ્યાં હશે. ત્રીજાનો એવો મત હતો કે એક ન્યુસપેપર, સૌથી વધારે મોટા થોભીયા રાખનારને મોટું ઈનામ આપનાર છે અને તેમાં જીવણુલાલ માસ્તર હરીફાઇ કરનાર છે. ચોથો ખાત્રીથી માનતો હતો કે થોભીયા રાખનારને સરકાર કોઇ દિવસ કેદમાં નહિ મોકલે અને તેથીજ માસ્તર થોભીયા રાખતા હતા.

આ પ્રમાણે બીજી પણ અનેક દંતકથાઓ જીવણુલાલ માસ્તર અને જીવણુલાલ માસ્તરના થોભીયા વિશે પ્રચલિત હતી.

રા૦ રા૦ જીવણુલાલ પ્રથમ કમ્પાઉન્ડર હતા, પછી રેલવેમાં રહ્યા, પછી ઑાકશનિયર થયા, પછી ઘરના દલાલ થયા અને તે બધામાં ન ચાલ્યું ત્યારે વિદ્યાદેવીને શરણે જઇને માસ્તર થયા. સ્હેજસ્હાજ થાપણુ હતી તેમાંથી થોડાક બાંકડા વગેરે આવ્યું અને આસપાસ સ્કુલ નહિ હોવાથી પેદાશ પણુ સારી થવા માંડી. સ્કુલમાં સાત ધોરણુ ગુજરાતી અને ત્રણુ ધોરણુ અંગ્રેજી શીખવવામાં આવે છે એમ કહેવામાં આવતું પણુ એકડેએકથી શિખવા માંડેલ છોકરાં ભાગ્યેજ ત્રીજી ગુજરાતી સુધી પહોંચી શકતાં. ઘણું ખરૂં જે કલાસમાં છોકરાં બેસતાં તેજ કલાસમાંથી વર્ષે, બે વર્ષે, ત્રણુ વર્ષે સ્વગૃહે પાછાં જતાં. વિદ્યાભ્યાસમાં બહુ આગળ નહિ વધાતું પણુ જુદી જુદી રમતો, નાના પાયાની ચોરીઓ, ખીસાં કાતરવાનું, ગાળ બોલવાનું વગેરે અનેક ઉદ્યોગોમાં બહુ સારી પ્રવીણુતા પ્રાપ્ત કરતાં, કારણુ કે બપોરનો ઘણો ખરો વખત જીવણુલાલ માસ્તર માથા નીચે છોકરાંઓની ચોપડીઓનું ઓશીકું કરીને નિદ્રાદેવીના ધ્યાનમાં ગાળતા.

એક દિવસ જીવણુલાલ માસ્તર અને તે ગામની ઘંટીના માલેક જાડા, પૈસાદાર ગૃહસ્થ શેઠ ઠાકરસી કૈંક ખાનગી ગુફ્તેગોમાં મશગુલ થઈ ગયા હતા. પ્રથમ થોડોક વખત ઠાકરશી શેઠના નાના

છોકરા મનસુને આ મુલાકાત દરમ્યાન હાજર રહેવા દઈને પછી ઓરડાની બહાર મોકલવામાં આવ્યો, જેટલો વખત મનસુ ત્યાં હતો તેટલો વખત તેની દૃષ્ટિ ફક્ત જીવણુલાલ માસ્તરના થોભીયાને જ નિરખી રહી હતી. જીવણુલાલ માસ્તરનું સાબુ જેવી વસ્તુને સ્વપ્નમાં પણુ નિરખવાની આશા ન રાખતું હીરકોરી ધોતીયું, આશરે એક શેર ધુળ પોતાના અનેક પડમાં છુપાવી રાખી, સંતોષી હૃદયે માસ્તરના મસ્તક ઉપર વિરાજતી ભવ્ય પાઘડી વગેરે વસ્તુઓ કોઇ પણુ મનુષ્યનું ધ્યાન ખેંચે તેવી હતી પણુ મનસુના હૃદયને સ્પર્ષ કરી શકી નહિં. તે તો માસ્તરના થોભીયાનેજ નિરખી રહ્યું હતું.

મનસુ બહાર ગયો પછી ઠાકરશી શેઠ અને જીવણુલાલ માસ્તર વાત પર ચડયા.

" માસ્તર સાહેબ. વખતે તમે ખોટું માનશો પણુ અમારા મનસુના જેવો હોશિયાર છોકરો મેં જોયો નથી. " ઠાકરશી શેઠ બોલ્યા.

" એના મોં ઉપરથી વરતાઈ આવે છે ને, " ડબલ ફી ઉપરાંત ખાનગી ટયુશનના પૈસા અને વાર તહેવારને દિવસે જમવાનાં નોતરાંથી ઉત્સુક બનતાં હૈયાંએ જીવણુલાલ માસ્તરે જવાબ આપ્યો.

" પણુ એનામાંયે એક અપલક્ષણુ છે, " ઠાકરશી શેઠ બોલ્યા.

" શું કહો છો ? નાના, એમ તે હોય ! " જીવણુલાલ માસ્તર થોભીયા પસવારતા બોલ્યા.

" અપલક્ષણુ કૈં મોટું નથી, " ઠાકરશી બોલ્યા.

" હા રે હા, એ તો એમરતો, " અપલક્ષણુ જાણુવાની ઉત્કંઠા ન હોવાથી માસ્તર બોલ્યા.

" હવે વાત એમ છે કે મનસુને ગમે તે વાતમાં શરત મારવાની ઘણી ખરાબ ટેવ પડી ગઈ છે–ઘડીઆળ વહેલી છે કે મોડી,

દુધવાળો ત્રણ વાગ્યે આવશે કે ચાર વાગ્યે, વાડીમાં ચાળીશ મોગ-રાનાં ફુલ ઉતરશે કે પચાશ, હજામ મ્હોં ઉપર બે કાપ પાડશે કે ત્રણ વગેરે કોઈ પણ બાબત ઉપર શરત મારવા તે તૈયાર થઈ જાય છે."

"એ તો બહુ ખરાબ. જુગારે તો આખા દેશને ખરાબખસ્ત કરી નાખ્યો છે." માસ્તર બોલ્યા.

"ના ના, છેક એમ તો નહિ, માસ્તર સાહેબ," પોતે ગાડી ઘોડે મ્હાલતા હતા તે કેટલેક અંશે જુગારને લઇનેજ હતું તે સ્મર-ણમાં આવતાં શેઠ બોલ્યાઃ "આ કૈં જુગાર નહિં કહેવાય. ઘોડાની શરતમાં તો હું કેટલીએ વાર જીત્યો છું પણ આટલી નાની ઉંમરમાં આમ કરે તે ઠીક ન કહેવાય."

"નહિંજ, નહિંજ!" મ્હોંમાંથી તંબાકુની પીચકારી સામી ભીંત ઉપર મારતાં માસ્તર બોલ્યા.

"અને વળી ખુબી એ છે કે દરેક શરતમાં એ જીતવાનોજ, ઘણી વાર તો ખાસ એ ટેવ ભુલાવવા મેં એની સાથે શરત મારેલ પણ દરેક વખત મારે પૈસા આપવા પડયા હતા."

"અરરર!" શું બોલવું તે ન સમજવાથી માસ્તરે ઉદ્દગાર કર્યો.

"ગમે તેમ કરીને તમે એની એ ટેવ ભુલાવજો." આટલું કહીને ઠાકરશી શેઠ તપખીરના સડુકા મારતા, હાથમાંની જાડી ડાંગ રસ્તા ઉપર ઠોકતા ચાલ્યા ગયા. જીવણલાલ માસ્તર વાડામાં એક ઝાડ ઉપર બેઠેલા કાગડાને જોતા જોતા વિચારમાળામાં ગુંથાઈ જઇ, નિદ્રાદેવીના પ્રદેશમાં વિહાર કરવા ચાલ્યા ગયા.

× × × ×

મનસુ સ્કુલમાંના અન્ય બાળકો સાથે મળીને પોતાનું જીવન વ્યતિત કરવા લાગ્યો. એ સ્કુલમાં એક ધારો એવો રાખવામાં આવ્યો હતો કે છોકરાઓને કશું ખાવા કરવા કે પેન–સીલેટ લેવા માટે

પૈસા જોઇએ તે પૈસા સૌ સૌની ગુંજાસ પ્રમાણે માસ્તરને અગાઉથી છોકરાંઓના માબાપ તરફથી આપવામાં આવતા હતા, સામાન્ય રીતે કોઈ તરફથી ચાર આના, કોઈ તરફથી આઠ આના આપવામાં આવતા. અલબત, માસ્તરે એવોજ નિયમ રાખ્યો હતો કે જે છોકરાંઓના પૈસા પોતાની પાસે હોય તે છોકરાંઓને નેતરથી શિક્ષા ન કરતાં દંડથીજ શિક્ષા કરવામાં આવતી એથી એ પૈસામાંથી કવચિતજ છોકરાંઓ પુનઃ કંઈક ભાગ પાછો મેળવવાને શક્તિવાન થતાં. મનસુના બાપે પૈસાદાર હોવાથી પાંચ રૂપીઆની મોટી રકમ માસ્તરના ચાર્જમાં આપી હતી અને તે રકમ દંડમાં કેવી રીતે પુરી કરવી એ વિચાર હમેશ માસ્તરના હૃદયમાં સ્ફુર્યાં કરતો. પરન્તુ પ્રથમ ત્રણ દિવસમાં તો મનસુ ઘેટાં જેવો ગરીબ થઇને વર્ત્યો અને પોતાની પાસે કે પોતાના મિત્રો પાસે ફુટી બદામ પણ નહિં હોવાથી શરત મારવાની ટેવને અમલમાં મુકવાનો પણ અવકાશ કે લાગ તેને મળ્યો નહિં.

ધીમે ધીમે માસ્તરને મનમાં મુંઝવણ થવા માંડી. ગમે ત્યારે ગમે તે વખતે પણ માસ્તર પોતાની આંખ ફેરવતા ત્યારે જણાતું કે મનસુની આંખ માસ્તરના મુખ ઉપર ચોંટી હતી. આશ્ચર્ય, શક, કુતૂહલ, અને ભયની ઉર્મિઓ મનસુના મુખ ઉપર તરવરતી હતી.

એક વખતે નિદ્રાના ઝોકાંમાંથી જાગીને માસ્તરને જણાયું કે ક્લાસમાં ફક્ત મનસુ એકલોજ હતો અને હમેશની માફક તેની દ્રષ્ટિ પોતાના મુખ ઉપર ચોંટી રહી હતી. આ વખત યોગ્ય ધારીને માસ્તરે મનસુને પોતાની કને બોલાવ્યો અને પુછયું:

"મનસુ, તું મને કંઈક પુછવાનું ધારે છે ? શું છે ? કહે ? સાચું કહી દે; શું પુછવા માગે છે ?"

"માસ્તર સાહેબ ! તમે એ માછલી પકડવા માટે વાપરો છો?" મનસુએ પુછયું.

"શું માછલી પકડવામાં વાપરૂં છું ?" માસ્તરે અજાયબીથી પુછયું.

"તમારા શોભીયા !" મનસુ બોલ્યો.

માસ્તર તો આ ઉત્તર સાંભળીને હેરતજ પામી ગયા—અજાયબીમાં ગરકાવ થઈ ગયા. "હેં શું બોલ્યો ? મારા શોભીયા હું માછલી પકડવાના કામમાં વાપરૂં ? શું બોલે છે શું ? ભાંગ બાંગ પીધી છે ?"

"સાહેબ, મેં તો એક ચોપડીમાં વાંચેલું કે એક જાતનું જનાવર પોતાની મુછોથી માછલાં પકડે છે તે ઉપરથી મને લાગ્યું કે વખતે તમે તમારા શોભીયાથી પકડતા હશો—બાકી શેને માટે તમે તમારા શોભીયા રાખતા હશો ?" કોઇ પણ જાતનો વિકાર મુખ ઉપર નહિં બતાવતાં મનસુ બોલ્યો.

"હં, હું અને જનાવર સરખાં ? હું મારા શોભીયાથી માછલાં પકડવાનો ધંધો કરૂં છું કેમ ? ખબરદાર, યાદ રાખજે, હં; જનાવર અને મારામાં ફેર એટલોજ છે કે જનાવર પાસે જે વસ્તુ નથી તે મારી પાસે છે અને તેનું નામ નેતર છે હં ! જો ફરીથી શોભીયાની વાત કહાડી તો એ નેતરની સારી પેઠે ઓળખાણ કરાવવી પડશે, હરામખોર !" માસ્તર ગુસ્સાથી ઉગ્ર સ્વરૂપ ધારણ કરી બોલ્યા.

મનસુએ પ્રત્યુત્તર નહિં આપ્યો.

"કેમ સમજ્યો ?" માસ્તર બરાડયા.

"હાજી, મારે તમારા શોભીયાની વાત તમારી આગળ નહિં કહાડવી."

"કોઈ દિવસ નહિં—"

"કોઈ દિવસ નહિં;—અને બીજા કોઈ આગળ પણ નહિં."

"હા હા, બીજા કોઈ આગળ પણ નહિં—શું મારા શોભીયા બીજાની આગળ વાત કરવા જેવો વિષય છે ?"

વાત એટલેથી અટકી અને માસ્તર પુનઃ સ્વપ્નની દુનિયામાં ચાલ્યા ગયા.

પાંચ દિવસ પસાર થઈ ગયા. બીજે દિવસે શનિવાર હતો એટલે ઠાકરશી શેઠ સ્કુલમાં આવીને પોતાનો છોકરો કેમ ચાલે છે તે પુછવા આવવાના હતા. સાંઝ પડી હતી, અને સ્કુલના વાડામાં છોકરાઓ અનેક પ્રકારની ધીંગામસ્તી કરી રહ્યા હતા.

જીવણલાલ માસ્તર સ્કુલનાં મકાનને ઓટલે ઉભા ઉભા પૈસાની પચ્ચીશવાળી બીડી તાણતા હતા. મનસુ દ્રઢ હૃદયે ત્યાં ગયો.

"તમારા થોભીયા વિશે શા માટે મારે નહિં બોલવું જોઇએ એ હું જાણી ગયો છું." મનસુએ કહ્યું.

"શું બોલ્યો ?" માસ્તરે ત્રાડ પાડી.

"હું કારણ જાણી ગયો છું-થોભીયા ખરા નથી-બનાવટી છે." મનસુ નીચું જોઈ બોલ્યો.

"શું હરામખોર ! ?"

"થોભીયા બનાવટી છે, ખરા નથી-હું ગમે તે શરત મારવાને તૈયાર છું." મનસુ બોલ્યો.

"તું મારી સાથે શરત મારવાને તૈયાર છે ?" માસ્તરે દાંત પીસીને કહ્યું.

"હાજી શરત મારવાને તૈયાર છું-પાંચ પાંચ રૂપિઆની" મનસુ બોલ્યો.

માસ્તરના હાથ મનસુના કાનની બુટ પકડવાને ઉછળી રહ્યા હતા-નેતર મનસુના વાંસાના સંગમમાં આવવાને ઉત્કંઠિત થઇ રહી હતી-માસ્તરના પગ મનસુના શરીરની ઓળખાણ કરવાને તલ્પી રહ્યા હતા પણ એક વિચારે તે સર્વના હુમલામાં વિઘ્ન નાખ્યું. ઠાકરશી શેઠના પાંચ રૂપિઆ પોતાની પાસે હતા અને આ કમબખ્ત છોકરાએ પાંચ રૂપિઆની શરત મારી હતી. પાંચ રૂપિઆ એકે સપાટે હોઇઆં કરી જવાનો લાગ ફરી ફરી આવે નહિં અને આ તો પાંચ રૂપિઆ લઇને એ હિસાબ ચોખ્ખો કરી દેવા અને મનસુને ધડો દેવાને શરત મારવાની હતી એ વિચારે પોતાનો ગુસ્સો જરાતરા

શાંત કરીને માસ્તર બોલ્યા. "જોજે હં ! પાછળથી ફરી નહિં જવાય ?"

"ના સાહેબ, નહિં ફરૂં."

"ઠીક ત્યારે; મારે કબુલ છે–પાંચ પાંચ રૂપિઆ." માસ્તર બોલ્યા.

"મારે જાતે ખાત્રી કરવી પડશે." મનસુ બોલ્યો.

"હા હા, જાતે કરજે, લે કર." માસ્તર આટલું બોલીને નીચા વળ્યા. મનસુએ બે હાથે જોરથી બે બાજુના થોભીયા ખેંચી જોયા.

"હાજી, તમે ખરા છો–થોભીયા સાચા છે; હું પાંચ રૂપિઆ હારી ગયો." આમ બોલીને મનસુ બીજા બધા છોકરાઓ રમતા હતા ત્યાં ચાલ્યો ગયો.

\+ \+ \+ \+

બીજે દિવસે સવારે ઠાકરશી શેઠ ધીમે ધીમે હાથીની ચાલે ચાલતા ડાંગ ઠોકતા આવી પહોંચ્યા.

"કેમ માસ્તર સાહેબ, અમારો મનસુ કેમ ચાલે છે ?" એમણે પુછયું.

માસ્તરે બધી હકીકત બરાબર મરીમરચું ભભરાવીને કહી. કેવી રીતે મનસુએ આખરે થોભીયા ખેંચીને ખાત્રી કરી જોઇ અને પછી પાંચ રૂપિઆ હાર્યો એટલે કેવો ખીશીયાણો પડી ગયો વગેરે બધુંજ કહ્યું અને છેવટે કહ્યું. "કેમ શેઠ સાહેબ, આખરે એક વાર તમારો મનસુ જુઠો પડયો, ખરૂં કેની ?"

ઠાકરશી શેઠ પ્રથમ તો માસ્તરના સામું–તેમના પ્રચણ્ડ થોભીયા સામું જોઇ રહ્યા પણ પછી એક પ્રચણ્ડ હાસ્યનાં મોજાંથી ગાજી ઉઠયા. તે મોજું શમવા આવ્યું અને બીજું મોજું ઉછળવાની તૈયારીમાં હતું તે દરમ્યાન એમણે જેમ તેમ માસ્તરને કહી દીધું."માસ્તર –માસ્તર ! તેણે તમનેય બનાવ્યા. એણે તમારા થોભીયા જોયા કે

તરતજ બહાર આવીને મારી સાથે શરત મારી કે 'એક અઠવાડીયામાં હું આ થોભીયા તાણું-મારવી છે શરત પંદર પંદર રૂપિયાની?' આ ઉપરથી તેને ધડો આપવા મેં એ શરત કબુલ રાખી, અત્યારે તમે કહ્યું ત્યારે મેં જાણ્યું કે આવી અધરી શરતમાં પણ મારો મનસુ જીત્યો."

પુનઃ એક અટહાસ્યનું મોજું આવ્યું. જીવણલાલ માસ્તર દુનિયાની આ જાતની બેવકુફાઈ ઉપર વિચાર કરતા કરતા, બૈરીને વેલણ જડતું ન હતું તે શોધી આપવા પોતાનાં રસોડાં ભણી ચાલ્યા ગયા.



# અન્ધકારનું એક દર્શન અને અદર્શન.

( એક પ્રતિકૃતિ )

રાત્રિ અને તેનો ગાઢ અન્ધકાર મને ઘણુંજ ગમે છે; ઉભય માટે મને અનહદ મોહ છે, ઉભયના આવાગમનથી મારા હૃદયમાં અનિર્વાચ્ય આહ્લાદ થાય છે. ખરેખર ! મને તો એમજ થાય છે કે જો પ્રભુએ દીન મનુષ્યોને માટે દુઃખ સરજ્યું હોય તો આ અન્ધકારને ઉત્પન્ન કરીને તેનો ખંગ વાળી દીધો છે. અસંતોષ માત્ર એટલો જ છે કે આખા દિવસમાં રાત્રિ ફક્ત બાર કલાક જ હોય છે અને તેમાં પણ અમૂલ્ય અન્ધકાર કોઈ કોઈ દિવસ જ પોતાનાં અદ્ભુત દર્શન મનુષ્યજાતિને કરાવે છે. પરંતુ એમ પણ ક્યાં નહિં હોય કે મારા જેવાને નિવૃત્તિ–આશાયેશ આપવાને માટે પ્રકાશ યોજ્યો હોય ! આહા ! દિવ્ય અન્ધકારને જોઇને કોઇ કોઇ વખત સહસા મારા હૃદયમાંથી કવિતાના તરંગો ઉછળી આવે છે; બસ એમ જ થાય છે કે—

બસ એમ ચાહે દિલ કે જોયાં કરૂં, જોયાં કરૂં,
જોયાં કરૂં—ચોર્યાં કરૂં,—ઝીણું ઝીણું કોર્યા કરૂં.

ભવ્ય ઉદ્યાનો, અમૂલ્ય રત્નો, અગણિત જવાહીરો; બેંકોની ગગનચુમ્બી ઇમારતો, ધનાઢ્ય સુન્દરીઓના અનેરા સૌન્દર્યથી છલકાતાં અંગો ઉપરનાં અઢળક આભૂષણો, મહારાજાઓના દ્રવ્ય ભંડારોઃ એવી એવી અનેક વસ્તુઓ–જગ્યાઓ જોઇ વારંવાર મેં એવી ઉર્મિઓનો અનુભવ કર્યો છે. પરંતુ એવા એવા દેખાવો જોઈ મેં જેટલો

અંશે અનુભવ્યું છે તેથી ઘણે વધારે અંશે રાત્રિને-તેના અન્ધકારને તેનાં ભિન્ન ભિન્ન રૂપોમાં જોઇને અનુભવ્યું છે. એટલું જ ઉમેરૂં છું કે કુદરત અને તેનાં આવા પ્રકારનાં રૂપો તરફ મને એવો તો આવેશ ભર્યો અનુરાગ છે, અને તેમને નિરખીને હું એવો તો મુગ્ધ-મોહાન્ધ બની જાઉં છું કે તેમના દર્શનથી થતા આનંદમાં ભેદ પાડવા જેટલી શક્તિ પણ નથી હોતી-વૃત્તિ પણ નથી-ઇચ્છા પણ નથી-એમ કરવાથી કૈં દ્રવ્યની આશા નથી, માત્ર જોઉં છું અને મોહું છું અને મારા કાર્યમાં પ્રવૃત્ત થવા શક્તિમાન થાઉં છું. અન્ધકારના અદ્દભુત આકર્ષણનું મેં પૃથક્કરણ નથી કર્યું, કયાં કયાં કારણોથી મને તેને માટે આવો પ્રેમ છે તે પણ હું નથી જાણતો-જાણતો હોત તો તમને જણાવત કે નહિં એ પણ નક્કી કહી શકું તેમ નથી; માત્ર હું એટલું જ કહી શકું છું કે એવા અનેક પ્રસંગો મારા ચિત્તમાં રમી રહ્યા છે કે જયારે અન્ધકારના દર્શનથી મેં અનેરો આનન્દ અનુભવ્યો હોય. બધા અનુભવો તો કયાં કહેવા બેસું ?—માત્ર આજના જ અનુભવનું નિવેદન કરવા પ્રયત્ન કરીશ-અને તે પણ એક અનિવાર્ય ઉર્મિબલની પ્રેરણાથી.

અમુક દિવસોની ન્હાનીશી સહેલગાહને માટે-તે દરમ્યાન બને તો દ્રવ્ય પ્રાપ્તિ અર્થે પણ ખરૂં-હું કેટલાક મારા મિત્રો સાથે પૂને આવ્યો છું. અમે કયાં ઉતર્યા છીએ તે હું લખી શકતો નથી-લખું તો મારે અને પોલીસ ખાતાને જુના વખતનો સંબન્ધ હોવાથી એ લોકોને મને શોધવાની-હું જડું તો મને સન્માન આપવાની-તીવ્રેચ્છા થઈ આવે. એક દિવસ રાત્રિયે પુના શહેર ઉપર ગાઢ અન્ધકાર પ્રસરી રહ્યો હતો, જયાં ત્યાં ગૂઢ શાન્તિ છવરાઈ રહી હતી, પવન અનેક વૃક્ષોને વીંધતો, અહિંથી તહિં કુદતો સુસવાટ કરતો ઉડતો હતો. હું એ અન્ધકારમાં અર્ધ છુપાતા એક મકાન આગળ જઈ પહોંચ્યો. મકાનના ત્રીજા માળ ઉપર એક દિશામાં ત્રણ બારીઓ

ખુલ્લી જણાતી હતી. ત્રીજા માળ ઉપરની અગાશીમાં થઇને જુદી જુદી ઓરડીઓમાં જવાની બહુ સરલતા છે. પૂના અને તેમાં રહેલી દ્રવ્ય પ્રાપ્તિની શક્યાશક્યતા વિશે વળી કોઈ બીજે અનુકૂલ વખતે; અત્યારે તો આજના અનુભવનું વર્ણન. ત્રીજે માળે અંધારૂં હતું, બારીઓ ખુલ્લી હતી, અંદર રહેનાર મનુષ્યો નિદ્રાવશ હોય એમ ભાન થતું હતું. હું એક હાથમાં નાની કોદાળી અને બીજા હાથમાં નાની કોથળી લઇને વંડી ઉપર ચડ્યો; ત્યાંથી ભીંતની કોર ઉપર થઇને ત્રીજા માળની ત્રણ ખુલ્લી બારીમાંથી એક બારી સમીપ જઈ પહોંચ્યો. હું અંદર જવાને છલંગ મારૂં-મારા પગ ઉપાડું તેટલામાં અન્ધકારને ભેદતો, મારા હૃદય ઉપર વજ્રાઘાત કરતો, મારી સર્વેચ્છાને કચરી નાંખતો, ચન્દ્રપ્રકાશ આકાશમાં પ્રસરી રહ્યો. સહસા ઓરડામાં સુતેલા એક ગૃહસ્થ જાગી ઊઠયા. હું બારીની બાજુમાં લપાઈ ગયો. "ઓહો! દિવ્યચન્દ્ર! ઓહો! અનેરી ચન્દ્રિકા! ક્યાં છે મારી અતુલ બલવાહિની લેખિની? ક્યાં છે તે લેખિનીને નૃત્ય કરવાનું સ્થલ? આહા! પ્રભો! આ શો અદ્દભુત દેખાવ!" આ પ્રમાણે નાદ કરતા, પલંગ ઉપરથી સિંહસમ છલંગ મારતા તે ગૃહસ્થ સફાળા ઊઠી ઊભા થયા. ઓરડામાંથી આ નાદથી અનેક મનુષ્યો જાગી ઊઠયાં. ચન્દ્ર અને ચન્દ્રિકાને જોવાને બદલે તે મનુષ્યોએ શુષ્કતા બતાવી મને જોયો. હું તેમની શુષ્કતાને, તેમની કુદરત પ્રત્યેની મન્દ પ્રીતિને અનેક બીભત્સ ગાલીપ્રદાનથી સ્નાન કરાવતો ત્વરાથી નીચે ઉતરવા લાગ્યો. "ચોર, ચોર! પકડો, પકડો!" વગેરે બુમો પડી રહી. કુદરતના અનન્ય પૂજક પેલા ગૃહસ્થ બારીએ આવ્યા. મેં ઉતરતાં ઉતરતાં કોદાળી બતાવી. ત્વરિત ગતિથી તેમણે પોતાનું માથું અંદર ખેંચી લીધું. કોદાળીના ભયથી તેમણે તેમ કર્યું હશે કે ચન્દ્ર વિશે કોઈ કાવ્ય બનાવીને તરત લખી નાંખવાના આશયથી તેમણે એમ કર્યું હશે તે મારાથી નક્કી કહી શકાય તેમ નથી. ગમે તેમ હો. પણ તેમણે પછી તે બુમાબુમમાં ભાગ લીધો નહિં. જર્મનીમાં દારુણ

યુદ્ધ ચાલતું હતું તે વખતે જેમ પ્રખ્યાત તત્ત્વવેત્તા શૅાપનહૅાર લેખ લખવામાં મશગુલ થઈ ગયો હતો તેમ આ ગૃહસ્થ વખતે લેખ લખવામાં ગુંથાઇ ગયા હોય! બુમાબુમ વધી. મેં નીચે ઉતરતાં જ અતિ વેગથી તે મકાન અને મારા વચ્ચેનું અંતર વધારવા માંડયું. લોકોનું એક મોટું ટોળું મને ઉભા રહેવા અને તેમની સાથે મારા જુના મિત્રો પોલીસોને મળવા જવા માટે આગ્રહ કરતું મારી પાછળ પડયું. જરાવાર આમ ચાલત તો શું પરિણામ આવત તે અત્યારે કહી શકાય તેમ નથી, પણ તેવામાં સુભાગ્યે ઓચિંતું, શસ્ત્ર વિનાના શુરવીર રજપુતને અચાનક તરવાર મળે અને તેને જેવો હર્ષ થાય તેવો હર્ષ ઉપજાવતું, તરસ્યા ચાતકને વર્ષાના આગમનથી જેવી શાન્તિ મળે તેવી શાન્તિ પ્રસરાવતું, સહરાના અરણ્યમાં તરફડતા મુસાફરને પાણીનો કુવો મળવાથી જે અનિર્વાચ્ય આનન્દ થાય છે તેવો આનન્દનો ઉપભોગ કરાવતું એક ભયાનક શિહા વાદળું આકાશમાં ચન્દ્રસમીપ આવી પહોંચ્યું. એક ક્ષણમાં ચન્દ્રને તેણે છુપાવી દીધો, પૃથ્વીપટે સર્વત્ર અન્ધકાર પ્રસરી રહ્યો. આહાહા! શો એ અદ્ભુત દેખાવ! શો એ દર્શનનો ઉલ્લાસ! નહિ, નહિ, લુપ્ત થાય એ અનેરો સૌન્દર્યસંસ્કાર મારા સ્મરણપટેથી કદાપિ; નહિં, નહિં ભુસાય એ ઉજ્જવલ ઘટિકા મારા હૃદયમાંથી કદાપિ; નહિ, નહિ ખશેડાય એ સ્મૃતિપડો મારા ચિત્તમાંથી કદાપિ. આહા હા! કાળું કાળું આકાશ, કાળાં ઘેરાં વૃક્ષોનાં જુથ પાછળ મને શોધવાને વૃથા પ્રયત્ન કરતાં મનુષ્યોના કાળા ઓળા, અને દૂરથી–"ઓહો! દિવ્ય ચન્દ્ર! ઓહો! દિવ્ય ચન્દ્રિકા!" વગેરે જાતનાં પેલા કુદરતના પૂજકના હૃદયમાંથી નીકળતાં, આછાં આછાં સંભળાતાં સુન્દર વાકયો!

વાદળું વિશાળ હતું. અન્ધકાર દીર્ઘકાળ સુધી લંબાયો. હું તે અન્ધકારના છાયામાં ભળી જઇ નિર્વિઘ્ને સ્વગૃહે પહોંચ્યો. ત્યાં પહોંચતાં કાં ચન્દ્ર પાછો પ્રકાશ્યો કે કાં પેલો અન્ધકાર દૂર નાસી ગયો —ગમે તેમ થયું પણ પેલો અંધકાર પાછો ન જ દેખાયો. મેં

ઘણીય વાટ જોઇ પણ વૃથા. મારા હૃદયમાં અકથ્ય શોકવૃત્તિ વ્યાપી રહી. અકસ્માત્ એક વિચાર—વીજળીનો ચમકાર—એંજિનના પાવાનો ભણકાર—બળદિયાના ઘંટાનો રણકાર—માથાના દર્દનો સણકાર—ગેબી ધનુષ્યનો ટણકાર—સ્ફુર્યો-સ્ફુયો ને મેં મારો કર્તવ્યપથ જોયો—જોયો ને હું ઉઠયો-ઉઠયો ને મેં દીવો સળગાવ્યો-સળગાવ્યો ને હું લખવા બેઠો-લખવા બેઠો ને મેં લેખ પુરો કર્યો-પુરો કર્યો ને મેં બ્લૉટિંગ વડે છાપ્યો, વગેરે વગેરે. આ રહ્યો તે વિદ્વત્તાભર્યો લેખ અને આ રહ્યું તે વિદ્વત્તાભર્યા લેખના લેખકનું નામઃ—

| | |
|---|---|
| મારા જેવાથી નિવાસસ્થાન શી રીતે લખાય ? તા. ૬-૧૨-૧૯૧૩ શનિ, રાત્રિના સાડા ચાર ઉપર સાડા પાંચ મીનીટ અને ચાર સેકંડ. | **શ્રી તસ્કરપરિષદ્ ઉર્ફે શ્રી તસ્કર હાઉસ ઑફ કૉમન્સ મંડળના માનદ સહમંત્રી.** |



# એક ઐતિહાસિક નવલકથા.

( શૃંગાર રસથી છલકાતી, ભયાનક રસથી ભરપુર, કરૂણ રસથી ઉભરાતી અને અન્ય રસોના મિશ્રણથી ઉછળતી. )

## પ્રકરણ ૧.

### છુપો ભેદ.

રાત્રિ હતી. વરિયાણના કિલ્લામાં ગાઢ શાંતિ પ્રસરી રહી હતી. કિલ્લાના એક બુરજ ઉપર એક ઝાંખો દીવો બળતો હતો અને આસપાસ દિલગીરી ભર્યો પ્રકાશ નાખતો હતો. કિલ્લાના એક વિશાળ ખંડમાં ત્રણ મનુષ્યો ગંભીર વદને બેઠાં હતાં. ખુણામાં એક સુવર્ણ દીવીમાં બળતો દિવો આ ત્રણ મનુષ્યના પડછાયા દિવાલો ઉપર આમથી તેમ નચવતો હતો.

"પુત્રી! વહાલી પુત્રી!" કિલ્લાનો માલિક રાણો અભયસિંહ સ્નેહથી બોલ્યો.

"બાપુ! આજ્ઞા!" પુરૂષના પોષાકમાં સજ્જ થએલ યુવાન બોલ્યો.

"દીકરી! બેટા! તારી આખી જીંદગીની મુંઝવણનો આજે નીવેડો લાવવો છે. મારો મોટો ભાઈ મહારાજા રણમલસિંહ આ રાજ્યનો અધિષ્ઠાતા છે, અમારા પિતા મૃત્યુ પામતી વખતે એવું

કહી ગયા છે કે રણમલને પુત્ર નહીં હોય તો તેના પછી મારો પુત્ર ગાદીએ બેસે, પરંતુ મારે પણ પુત્ર નહીં હોય, તો જો રણમલને પુત્રી હોય તો તેને ગાદી મળે, અને કદાચ જો તેને પુત્રી નહીં હોય અથવા જો હોય અને અપવિત્ર તરીકે જાહેર થાય તો મારી પુત્રીને ગાદી મળે. તેથી હું અને આ તારી મા પ્રભુ પાસે નિત્ય એક પુત્રને માટે પ્રાર્થના કરતાં પણ તે પ્રાર્થના નિષ્ફળ ગઈ અને તું અમને પ્રાપ્ત થઈ. અમે તેથી ઘણાં નિરાશ થઈ ગયાં. આટઆટલાં વર્ષનું મારૂં સ્વપ્ન નાશ પામતું જણાયું. કોમલનેરનું મહા રાજ્ય મારા હાથમાંથી સરી પડતું દેખાયું. આહ! અમે એવાં આશા ભર્યાં હતાં! પાંચ પાંચ વર્ષ થઈ ગયાં પણ રણમલને પુત્ર કે પુત્રીની પ્રાપ્તિ થઇ ન હતી.

"પરંતુ તેજ વખતે મને એક વિચાર આવ્યો. 'હજી શું ગયું છે? બાજી હજી મારા હાથમાં રહી શકે તેમ છે!' આ પ્રમાણે મને જણાયું કારણ કે તું મધરાતે જન્મી હતી અને ફક્ત છ દાસીઓ અને એક સોયાણીજ આ વાત જાણતી હતી. પુરો એક કલાક નહીં થયો એટલામાં મેં તે સાતેને સ્વધામ પહોંચાડી દીધાં. બીજે દિવસે પ્રાતઃકાળે આખું રાજ્ય આપણા અભયસિંહને ત્યાં કોમલનેરના મહારાજ્યનો ગાદી વારસ જનમ્યો છે' એવી પ્રચંડ અને આનંદભરી ઘોષણાથી ગાજી રહ્યું. ભેદ અમે બહુ સાવચેતીથી જાળવી રાખ્યો–કોઈને પણ તે વિશે શક ગયો નહીં.

"જ્યારે તું દશ વર્ષની થઈ ત્યારે રણમલને ત્યાં એક પુત્રીનો જન્મ થયો. અમારા હૃદયમાં શોક વ્યાપ્યો પરંતુ બાલ્યાવસ્થાના સામાન્ય દુસ્મનો—દાકટરો–શીતળા ઓળી વગેરે ઉપર અમને આસ્થા હતી, એટલે અમે હીમ્મત રાખી રહ્યાં. પણ તેમાં અમને નિરાશાજ મળી; પુત્રી મૃત્યુ પામી નહીં. પણ આપણને તેનો શો ભય છે? કારણ કે હા! હા! હા! અમારે તો પુત્ર છે ને! અને અમારા પુત્રનેજ આખરે ગાદી મળશેને! તને અઠ્ઠાવીશ વર્ષ થવા આવ્યાં

પણ પુત્રી! તને કુમાર ભીમસિંહના નામ શિવાય અન્ય નામથી દુનીઆએ બોલાવી નથી.

"હવે મારા ભાઈ રણમલને વૃધ્ધાવસ્થા આવી છે અને અંગમાં શક્તિ રહી નથી, એટલે તને એણે ત્યાં બોલાવી છે. તને અત્યારથીજ રાજ્યના કાર્યમાં નિપુણ બનાવવી એવો તેનો ઉદ્દેશ છે એથી તારે આજે અહીંથી નીકળીને ત્યાં જવાનું છે. પણ તારે એક વાત ઉપર પૂર્ણ લક્ષ આપવું ઘટે છે. જો સાંભળ! કોમલનેરના રાજ્યમાં આજ અનેક વર્ષ થયાં એક એવો કાયદો ચાલતો આવેલ છે કે જો કોઈ પણ સ્ત્રી રાજ્યાભિષેક થયા પહેલાં રાજયસિંહાસન ઉપર એક ક્ષણ-ભર પણ બેસે તો તેને મૃત્યુની સજા કરવી. માટે ગમે તેમ કરી સિંહાસન ઉપર બેઠા સીવાયજ તું રાજ્યકારભાર ચલાવજે, અને જ્યાં સુધી તારો રાજ્યાભિષેક થાય નહીં ત્યાં સુધી તેજ પ્રમાણે વર્તજે. તારી જાતિ પરખાશે તો નહીંજ પણ આપણે તો સાવચેતી લેવીજ જોઇએ."

"અરે! બાપુ! અરેરે! ફક્ત આને માટેજ મારી આખી જીંદગી તમે અસત્યના માર્ગે મુકી દીધી છે. મારે શા માટે મારા કાકાની પુત્રી મનાદેને આ પ્રમાણે દગો દેવો? નહીં બાપુ! આમ ન ઘટે!" પુરૂષના પોષાકમાં સજ્જ થએલ તે યુવતીએ કહ્યું.

"શું, મારા બુદ્ધિપ્રભાવથી તારા સુખને માટે રચાયલી બાજી ઉપર તું અત્યારે પાણી ફેરવવા માગે છે? ખબરદાર! દીકરી! તું તારા પિતાના જ્વાળામુખી જેવા ક્રોધની સામે ટક્કર નહીં લઈ શકે." રાણો અભયસિંહ દાંત કચકચાવીને બોલ્યો. પરિણામે બેએક દાંત તેજ ક્ષણે તુટીને જમીન ઉપર પડયા. પણ આવેશમાં આવેલા ક્ષત્રીય બચ્ચાને તેની થોડીજ પરવા હતી!

પ્રિય વાંચનાર! આ પછી વાત આગળ ઘણી લંબાય, પણ એ બધી લખવી શા માટે? તું બુદ્ધિવાન હશેજ એટલે કલ્પના કરી શકયો હશેજ. ભીમકુમારના નામથી ખ્યાતિ પામેલી રાજકુમારીએ

ઘણું રૂદન કર્યું—ઘણા કાલાવાલા કર્યા–અસત્યના માર્ગે ચાલ્યાથી કેવું દુઃખ થાય છે તે વિશેનાં અસંખ્ય દષ્ટાંતો ( કૌરવ પાંડવ, રામ રાવણ વગેરેનાં હશે ! હરિશ્ચંદ્રનું નામ પણ વખતે કામે લગાડયું હોય ! મારી બરાબર ખાત્રી નથી. ) કહ્યાં, પણ અભયસિંહનું પત્થર જેવું હૃદય કશાથી પીગળ્યું નહીં; એટલે આખરે ભીમકુમાર પોતાના રસાલા સાથે કોમલનેર ઉપડી ગઈ–ઉપડી ગયો.

પુત્રીના ગયા પછી દિલગીરીમાં ડુબતો અભયસિંહ પોતાની સ્ત્રી પ્રત્યે બોલ્યો: "દેવી ! આપણી બાજી સફળ થશે એમ લાગતું જાય છે; હજી સુધી તો પાસા સવળા પડયા જાય છે. મેં સરદાર કલ્યાણસિંહને રણમલની પુત્રી મનાદેને ગમે તે રીતે અપવિત્ર કરવા માટે ત્યાં મોકલાવી આપ્યો છે. તેની ખુબસુરતી અને વાક્ચાતુર્યથી તે જરૂર મ્હાત થશે એમ લાગે છે, એટલે આપણી દીકરી કદાચ મહારાજા તરીકે ગાદીએ નહીં બેસે તો મહારાણી તરીકે તો બેસશેજ."

"પ્રાણનાથ ! મને ભય લાગે છે !"

"અરે છટ ! એમ ભય રાખ્યે શું વળે ? હજી તને મારી અદ્દ્ભુત શક્તિનો ખ્યાલ નથી."

---

## પ્રકરણ ૨.

---

### ઉત્સવ અને આંસુ.

કોમલનેરની રાજ્યધાની ઉત્સવથી ઉછળી રહી હતી. કુમાર ભીમસિંહ યુવરાજ તરીકે રાજ્યકારભાર ચલાવવા વરિયાણુથી આવ્યો છે, રાજમાર્ગ ઉપર હજારો લોકોની ઠઠ્ઠ જામી ગઈ છે. અને વર્તમાનપત્રોના ખાસ વધારામાં કુમારની મોટી છબીઓ પ્રસિદ્ધ થઇ હોવાથી તેમની લાખ્ખો નકલો ખપે છે. (તે વખતમાં વર્તમાન

પત્રો હતાં કે નહીં એ એક પ્રશ્ન છે. પણ આમ લખવાથી આ જમાનાના વાંચકવૃંદને તે સ્થિતિનો બરાબર આભાસ થાય માટે લખ્યું છે.) રાજ્યનું આખું લશ્કર સજ્જ સમારી ઉભું રહ્યું છે. ઠેકાણે ઠેકાણે પ્રાથમિક કન્યાશાળામાં ભણતી બાલિકાઓનાં ગીતો (ત્વરાથી કન્યાશાળાના લાગતા વળગતા કવિઓ તરફથી જાણીતાં નાટકનાં ગાયનોના રાહમાં જોડાયલાં) સંભળાય છે, અને નિશાળો તે દિવસે બંધ હોવાથી બાળકો લોકોના ટોળામાં અનેક પ્રકારની ચેષ્ટા કરી રહ્યાં છે.

પછી તો અનેક માનપત્રો અપાયાં, અનેક પ્રદર્શનો કુમાર ભીમસિંહને હાથેજ ખુલ્લાં મુકાયાં અને તે વખતે જુસ્સાદાર ભાષણો થયાં. કેટલાંક ફંડો થયાં અને નવી નાટક કંપનીઓના નવા ખેલના પડદા ઉંચકાવવાની ક્રિયા પણ તેમને હાથેજ કરાવવામાં આવી. વગેરે વગેરે.

પરંતુ તેજ વખતે મહેલના એક ઓરડામાં રણમલસિંહની પુત્રી મનાદે, દુષ્ટ કલ્યાણસિંહે પ્રપંચની મોહજાળ પાથરીને તેને અપવિત્ર કરી હતી અને પાછળથી પોતે સહસા અદશ્ય થઇ ગયો હતો તે વિશે પશ્ચાતાપ કરતી આંસુ પાડતી હતી. તેનો વિલાપ અક્ષરશઃ અહીં લખત તો ગમે તેવા કઠણ હૈયાના મનુષ્યથી પણ રડી દેવાત, એટલે તે વિલાપ અહીં વર્ણવ્યો નથી; પરંતુ તેમાં અદ્દભુત કરૂણરસ ઉભરાતો હતો, છલકાતો હતો, છલકાઇને ઢોળાઈ જતો હતો, તેમાં કશો શક નહિં.



# પ્રકરણ ૩.

## વળી ગુચવાતું ગયું.

કેટલાક વખત વીતી ગયો. પત્રોના અધિપતિઓ ભીમસિંહના કૌશલ્યના ગુણાનુવાદ ગાતાં ગાંડા થઇ ગયા. મહારાજા રણમલે રાજ્યની તમામ સત્તા ભીમસિંહને સોંપી દીધી.

પરંતુ આટલું સુખ છતાં ભીમસિંહના હૃદયમાં આનંદ ન હતો તેથી. સર્વને આશ્ચર્ય ઉત્પન્ન થતું હતું, પરંતુ તેનું કારણ ઉંડું હતું. કુમારી મનાદેએ તેની સાથે પ્રીતિ કરવા માંડી હતી! આખા જગતનો પ્રેમ તેને પ્રફુલ્લ કરતો પણ મનાદેનો પ્રેમ! તેના હૃદયને તેનાથી કેમ શાંતિ મળે? મહારાજા રણમલને પણ મનાદેના આવા વર્તનથી સંતોષ ઉપજ્યો, અને તેણે ખાનગીમાં લગ્નના ખર્ચનો અડસટ્ટો પણ કરવા માંડયો તેમજ લગ્નની કંકોત્રીઓ કયા છાપખાનામાં છપાવવી તે વિશે અનુભવી મંત્રીમંડળ સાથે મસલત કરવા માંડી. મનાદેના મુખ ઉપરની ભયાનક દિલગીરી ધીમે ધીમે અદૃશ્ય થવા માંડી, અને ત્યાં પ્રફુલ્લતા પ્રસરવા લાગી.

કુમાર ભીમસિંહ ગભરાઇ ગયો. તેણે મનાદે સાથેનો સંબંધ ઓછો કરવા માંડયો, પરંતુ તેથી તો બાજી ઉલટી વધુ બગડી. જેમ જેમ કુમાર તેનાથી દૂર થવા લાગ્યો, તેમ તેમ મનાદે તેની પાછળ પાછળ જ ભમવા લાગી. આથી પ્રથમ તેને આશ્ચર્ય ઉત્પન્ન થયું, પણ પાછળથી તે ગભરાયો અને મનાદેના આવા વર્તનથી અંદર કંઇક છૂપો ભેદ છે એમ તેને જણાયું.

આ પ્રમાણે ક્યાં સુધી ચાલે? આખા રાજ્યમાં આ વિશે ચકચાર ચાલી રહી હતી. મહારાજા પોતે પણ આથી વિમાસણમાં પડયો. બીચારો ભીમસિંહ ચિંતામાં અડધો થઇ ગયો, તેવામાં એક

વખતે તો મનાદે અને તે બન્ને એક ઓરડામાં એકઠાં થઈ ગયાં. મનાદેએ તેને અટકાવીને કહ્યું: "પ્રભુ! તમે શાને મારો ત્યાગ કરો છો? મેં તમારો શો અપરાધ કર્યો છે? હું તમને ચ્હાઉં છું–વહાલા મારા ઉપર દયા લાવો!"

કુમાર આ અચાનક હુમલાથી અને આ શબ્દોથી દિગ્મૂઢ બની ગયો–તે એક પણ શબ્દ બોલી નહીં શકયો. આથી મનાદેએ તેનો જુદો અર્થ કરી લીધો, અને કુમારને કંઠે વળગીને તે બોલી: "આહા! આખરે તમારા હૈયામાં દયા આવી! મારા ઉપર રહમ નજર કરો છો!"

કુમાર પરસ્વેદથી ભીંજાઈ ગયો અને વૃક્ષનાં પાંદડાંની માફક થર થર ધ્રૂજવા લાગ્યો. આખરે દઢતાથી તેણે કુમારીના હસ્ત છોડવ્યા અને ભયાનક શાંતિથી કહ્યું: "નહીં; કુમારી! નહીં, તમે શું માગો છો તેની તમને ખબર નથી. તમારી માગણી કોઇ દિવસ પણ મારાથી કબુલ રાખી શકાય તેમ નથી." આટલું બોલીને કુમાર વિજળીક ટ્રામની ગતિથી અદશ્ય થઈ ગયો. મનાદે શોક સાગરમાં ડૂબી ગઈ. ઉભયને એમ જણાયું કે હવે મૃત્યુ સીવાય અન્ય માર્ગ તેમને માટે રહ્યા નથી.

---

## પ્રકરણ ૪.

### ભેદ ખુલ્યો!

કાળને થોડો ઝાલ્યો ઝલાય છે! દિવસો, મહિના પસાર થવા માંડયા. કુમારી મનાદેના મુખ ઉપર ગાઢ નિરાશા પ્રસરી રહી. તે અને કુમાર સાથે દીઠામાં આવતાં નહીં. આથી વૃદ્ધ મહારાજાનું હૃદય ભગ્ન થઇ ગયું અને તેના પ્રચંડ શરીરમાં ક્ષયરોગનાં ચિહ્ન જણાય છે એમ મોટા મોટા દાક્તરોએ અભિપ્રાય આપ્યો.

ધીમે ધીમે એક વાત રાજ્યમાં ઉડવા લાગી–સર્વત્ર પ્રસરવા લાગી. "કુમારી મનાદેએ એક પુત્રને જન્મ આપ્યો છે!" આવી ભયાનક કહાણી રાજ્યમાં છવાઈ ગઈ. સર્વત્ર હાહાકાર થઇ ગયો. ફક્ત અભયસિંહના વરિયાણના કિલ્લામાં આનંદ છવાયો.

"આહ! આખરે મારી મુરાદ બર આવી! કુમાર ભીમસિંહનું રાજ્ય અચળ થયું! મારી ભીષણ પિપાસા તૃપ્ત થઈ! બસ. હવે મારી બાજી બગાડનાર આ પૃથ્વીપટે કોણ રહ્યું છે?" આ પ્રમાણે ગર્વનાં વાક્યો બોલતો અભયસિંહ આનંદમાં ઉછળવા લાગ્યો.

## પ્રકરણ ૫.

### ભયાનક આફત.

ગુનાહની તપાસ શરૂ થઈ હતી. કોમલમેરના સર્વ સત્તાધિકારીઓ અને સંભવિત ગૃહસ્થોથી દરબાર ભરાઇ ગયો હતો, અને માથા ઉપર થાળી ફરે એવી ભીડ થઇ રહી હતી. કુમાર ભીમસિંહ સિંહાસનથી સહેજ નીચે એક આસન ઉપર ગંભીર મુખાકૃતિ કરીને બેઠો હતો, અને આસપાસ મોટા મોટા ન્યાયાધિકારીઓ બેઠા હતા. મહારાજા રણમલસિંહે આજ્ઞા કરી હતી કે તેની પોતાની પુત્રી છે એમ જાણીને મનાદે પ્રત્યે કશી પણ દયા પ્રદર્શિત કરવી નહીં. ભીમસિંહે આ તપાસના કાર્યમાંથી પોતાને મુક્ત કરવાને મહારાજાને ઘણા વિનવ્યા પણ રણમલ એકનો બે થયો નહીં.

આખા દરબારખંડમાં કુમાર ભીમસિહના હૃદયમાં જેટલી દિલગીરી થતી હતી, તેટલી કોઇ અન્યના હૃદયમાં નહીં થતી હોય; પણ તેના પાપી પિતાનું હૈયું આજ આનંદથી ઉભરાતું હતું, અને સર્વ કોઇથી છાનોમાનો તે દરબારમાં આવીને તાલ જોતો હતો.

મુખ્ય ન્યાયાધિકારી બોલવા ઉઠયો. લોકોમાં ગાઢ શાંતિ પ્રસરી

રહી. "કુમારી ! આ રાજ્યમાં એવો કાયદો છે કે લગ્નની પવિત્ર ગાંઠથી જોડાયા સીવાય જો કોઈ સ્ત્રી બાલકનો જન્મ આપે તો તેને દેહાંત દંડની સજા કરવી. તેમાંથી છુટવાનો ફક્ત એકજ માર્ગ છે, તે યુવરાજ ભીમસિંહ, તમને કહી સંભળાવશે, માટે ધ્યાન પુર્વક સાંભળો !"

દુઃખીહૃદયી કુમાર ભીમસિંહે ઉઠીને બોલવાનો યત્ન કર્યો, પણ તેટલામાં અમાત્યે તેને અટકાવ્યો. "નહીં ! યુવરાજ અહીંથી નહીં ! આવી સજા ફક્ત રાજ્ય સિંહાસન ઉપરથીજ આપી શકાય છે. આપ હવે રાજા તુલ્યજછો, માટે સિંહાસન ઉપરથીજ સજા ફરમાવો."

ભીમસિંહના હૃદયને આઘાત થયો. તેને હજી રાજ્યાભિષેક થયો ન હતો. જો સિંહાસન ઉપર બેસે અને પાછળથી જણાય કે તે સ્ત્રી છે તો પોતાને પણ દેહાંત દંડની શિક્ષા થાય, પણ હવે કરવું શું ? બીજો માર્ગ રહ્યો ન હતો. હજારો આંખો ભીમસિંહના સામી દૃષ્ટિપાત કરી રહી હતી; હજારો હૈયાંમાં શક ઉત્પન્ન થતો હતો. જરાક ઢીલ કરે તો પરિણામ શું આવે તે કહી શકાય તેમ ન હતું, તેથી એક દીર્ઘ નિઃશ્વાસ મુકીને યુવરાજ સિંહાસન ઉપર જઇને બેઠો, અને ત્યાંથી ગંભીર અવાજે બોલ્યોઃ "ગુનેહગાર કુમારી ! મહારાજા રણમલ-સિંહની આજ્ઞાથી હું તને ફરમાવું છું કે આ ગુનાહમાંથી છુટવાનો ફક્ત એકજ માર્ગ છે. બાળકને જન્મ આપનાર પુરૂષનો પત્તો મેળવી આપશે અને તેને દેહાન્ત દંડ કરાવશે, તોજ તું આ શિક્ષા-માંથી મુક્ત થઈ શકીશ. હજી પણ તારે છુટવાનો સમય છે, માટે તે પુરૂષનું નામ ત્વરાથી કહી દે !"

સભામાં મૃત્યુના જેવી શાંતિ પ્રસરી રહી. એક ટાંકણી પડે તો પણ અવાજ થાય એવી નિઃશબ્દતા ફેલાઈ રહી. રાજકુમારીએ ધીમે ધીમે પોતાનું મસ્તક ઉંચું કર્યું; તિરસ્કારથી—ક્રોધથી—ધિક્કારથી છલ-કાતી આંખોએ યુવરાજ ભીમસિંહના સામી મીટ માંડી કુમારી મનાહ બોલીઃ "તે પુરૂષનું નામ કુમાર ભીમસિંહ છે !"

કુમાર ભીમસિંહનું હૈયું આ વજ્રઘાતથી છિન્ન ભિન્ન થઇ ગયું –નિરાશાના સમુદ્રમાં ડુબી ગયું–કાળા ઘોર અંધકારમાં લિપ્ત થઇ ગયું. હવે શો માર્ગ! આ તહોમતમાંથી બચવાનો ફક્ત એકજ માર્ગ હતો, પણ તે માર્ગ ગ્રહણ કરતાં પોતે સ્ત્રી છે એમ જગતને જાહેર કરવું પડે અને પરિણામે રાજ્યાભિષેક થયો ન હતો એટલે મૃત્યુની સજા ખમવી પડે! તે સીવાય બીજો શો ઉપાય?

આ વિચારથી, નિરાશાથી, ભયથી, દુઃખથી સિંહાસન ઉપરથી કુમાર ભીમસિંહ અને લોકોના ટોળાંમાં ઉભેલો તેનો પિતા અભયસિંહ બેભાન થઇને જમીન ઉપર તુટી પડયા!

* * * *

પ્રિય વાંચનાર! અને અનેક કલાકો પછી આપણો સમાગમ હવે સમાપ્ત થાય છે. તું પુરૂષ હો કે સ્ત્રી હો, સાક્ષર હો કે પ્રાકૃત જન હો, રાજા હો કે રાણી હો–જે હો તે હો–સર્વથા તું જે હો તેને માટે મારી અલ્પશક્તિ અલ્પમતિ પ્રમાણે થોડી થોડી સામગ્રી આ નવલકથાના કોઇક કોઇક પાનામાં તને મળી આવે, કે કંઇ પણ ભાવતું ભોજન નહીં મળવાથી કેવળ ભુખ્યે કોઠે પાછા જવાનો અને ઘેર ખીચડી કરીને ખાવાનો વખત તારો નહીં આવે, એ વિચારથી આ નવલકથા લખવાનું તારા અદના લેખકે શરૂ કર્યું હતું, અને જો એ કાર્ય પરિપૂર્ણ થાત તો ગુજરાતી સાહિત્યમાં શ્રેષ્ઠ પુસ્તકની પદ્ધિ પ્રાપ્ત કરત એ નિઃસંશય છે, પરંતુ તેમ થવાનું ભાવિમાં નથી એટલે લાચાર! તું આ નવલકથાનો ઉતરાર્ધ કયાંય પણ વાંચીશ નહીં!

(ખરી વાત એમ છે કે મેં મારા નાયકને (નાયિકાને) એવી સ્થિતિમાં મુકી દીધો છે (મુકી દીધી છે) કે હવે તેને તેમાંથી શી રીતે છુટો કરવો (છુટી કરવી) તે મને સુઝતું નથી. માટે મેં તો તેનું સ્નાનસુતક કરી નાખ્યું છે. ભલે તે નાયકને (નાયિકાને)

પોતાની ઇચ્છાનુસાર જેમ કરવું હોય તેમ કરે, અને આ ભયંકર સ્થિતિમાંથી છુટવું હોય તો છુટે, અને પડી રહેવું હોય તો ત્યાંજ પડી રહે—મારે તેની સાથે કશી નિસ્બત નથી. પ્રથમ મને એમ લાગતું હતું કે આટલી નાની ગુંચવણ હું સહેલાઈથી ઉકેલી શકીશ, પણ અનુભવ મળ્યા પછી મને તેમ જણાતું નથી. નસીબ!)



# કરૂણરસ કથા.

લેખકોને આવી પડતી વિટમ્બણાઓમાં એક વિટમ્બણા એવી છે કે જે વખતે જે વિષય લખવાનો વિચાર કર્યો હોય તે વિષયને લગતા વિચારો મગજમાંથી નીકળે જ નહિ. જ્યારે આપણે હાસ્યરસથી ભરપૂર લેખ લખતા હઈએ ત્યારે અચાનક આ જગતની કૃત્રિમતા, આપણે મનુષ્યોની દીનતા, જીવનમાં આવી પડતાં અસહ્ય દુઃખો વગેરે આપણી દ્રષ્ટિ આગળ તરી આવે છે; આપણે આપણા જીવનમાં કશુંજ કરી શક્યા નથી તેનું ભાન આપણને તે વખતે થાય છે; અનેક કુમળાં હૈયાંને આપણે દુઃખ દીધું છે, અનેકને વગર કારણે સતાવ્યાં છે અને અનેક સુખભર્યાં જીવનમાં આપણે દુઃખનો અંશ દાખલ કર્યો છે તેનું સ્મરણ થતાં આપણું વદન ફીકકું થઈ જાય છે. શૂન્ય હૃદયે આપણે આપણા લેખ સામું જોઈ રહીએ છીએ અને હાસ્યરસના સાહિત્ય તરફ બહુ સખ્ત અણગમો પેદા થઈ આવે છે. એથી ઉલટું અતીશય કરૂણરસ કથા લખવાનો પ્રયત્ન કરતા હઈએ અને રોમીઓ અને જુલીયેટ, ઓથેલો અને મેકબેથના નાટકોના કરૂણ રસ, શૃંગાર રસ અને ભયાનક રસ વિશે વિચાર કરવામાં મન પરોવવા માંડીએ; નેપોલિયનની પડતી, પ્રતાપનો અદ્‌ભૂત ટેક અને પ્રેમ શૌર્યાંકિત મહારાજા પૃથુરાજ વગેરેની કથા સ્મરણમાં લાવીને તે ઉપરથી કરૂણ રસ કથામાં આપણે ગંભીર તત્વ ઉમેરવા માગતા હઈએ તે વખતે આપણને કોણ જાણે ક્યાંથી હાસ્યરસની વૃત્તિ થઇ

આવે છે. ઓથેલો અને મેકબેથના નાટકોમાંથી આપણુને હસવાનું મળી આવે છે. ચન્દ્રિકાના સુમધુર પ્રકાશમાં ગાન કરતી રાત્રિએ જુલીયેટના મુખકમળને ચુમ્બન અર્પતો નીસરણી ઉપર ચડેલો રોમીઓ આપણા હાસ્યને પાત્રજ થાય છે; તે વખતે નીસરણી ખસી પડી હત તો રોમીઓની શી સ્થિતિ થાત તેવા અયોગ્ય વિચાર આપણા હૃદયમાં સ્ફુરી આવે છે; આખી દુનિયાને ડોલાવનાર નેપોલિયનની ચડતી પડતીના વિચારને બદલે તેના બેઠા બાંધાનાં શરીરનો ખ્યાલ આપણા મનમાં ખુંચ્યા કરે છે; પ્રતાપ, પૃથુરાજ અને રણઘેલા સદાશિવ ભાઉની ભવ્ય અને પ્રચણ્ડ આકૃતિઓ આપણને હાસ્ય યુક્તજ લાગે છે. એનું કારણ શું હશે? શું સર્વ લેખકોને એજ પ્રકારની લાગણી થઇ આવતી હશે? જો તેમ હોય તો તે અટકાવી શકાતી હશે?

મને એક વખત આ જાતનો બહુ કડવો અનુભવ થયો હતો. દિવાળીને ટાંકણે પ્રસિદ્ધ થતા હિન્દુ સમાચારના સ્પેશ્યલ અંકને માટે ખાસ મને તેના અધીપતીએ બોલાવ્યો અને તે પ્રસંગને માટે એક કરૂણરસ કથા લખી આપવાનું મારી પાસે કબુલાવ્યું.

"મને હાસ્યરસને બદલે કરૂણરસનું કામ ક્યાંથી સોંપ્યું?" મેં પુછ્યું.

"બીજી બધી વાર્ત્તાઓ લખવાનું કામ મેં સોંપી દીધું છે; ફક્ત આજ બાકી રહી ગયું છે." અધીપતીએ જવાબ આપ્યો.

"તમારે ક્યારે જોઇશે?" મેં પુછ્યું.

"જેમ બને તેમ જલ્દીથી," અધીપતીએ કહ્યું. "ઓગસ્ટના છેલ્લાં અઠવાડીયાં સુધીમાં મને તમારી વાર્ત્તા મળવીજ જોઇએ."

હું "બહુ સારૂં" કહીને ઘેર ગયો અને વાર્ત્તાને માટે વિચાર કરવા લાગ્યો પણ ફક્ત રમુજી બનાવોથીજ મારૂં મગજ ઉભરાઇ જવા લાગ્યું. તે વખતે જો મેં અંગ્રેજી કરૂણરસ કથાઓનાં બે ત્રણ વૉલ્યુમ વાંચીને મારા મગજને શાન્ત નહિં પાડયું હોત તો મને જરૂર ગભરામણ

થઈ આવત. "અત્યારે હું જોઇએ તેવા 'મુડ' માં નથી એટલે હમણાં લખવાનો પ્રયત્ન કરવો એ મુર્ખાઈ છે. પણ હજી ક્યાં વખત ભરાઈ ગયો છે! હજી તો બહુ વાર છે." આ પ્રમાણે વિચાર કરીને મેં તે વાર્ત્તા લખવાનું મુલતવી રાખ્યું.

પણ એમ કરતાં ઓગસ્ટનું એકાદ અડવાડીયું વીતી ગયું પણ મારાથી તે વાર્ત્તા શરૂ થઇ નહિં. જેમ જેમ દિવસો વીતતા ગયા તેમ તેમ હું વધારે રમુજી બનતો ગયો; એથી મને એક બીજો રસ્તો સુઝયો. ઘણીવાર જ્યારે મારાથી ભુલથી બહુ ખવાતું ત્યારે મને હૃદયદ્રાવક વાર્ત્તાઓ લખવાની ઇચ્છા થઇ આવતી. આથી મેં ત્રણ દિવસ લાગલાગટ ભારે ખોરાક ઉપર મારો ચલાવ્યો ત્યારે પરિણામે મને ત્રીજે દિવસે રાતના અજીર્ણ વિકારને લઇને બહુ સ્વપ્ન આવ્યાં પણ તે બધાં સ્વપ્ન બહુજ હાસ્ય ઉપજાવે તેવાં હતાં. એક સ્વપ્નમાં મેં હાથીઓને ઝાડ ઉપર ચડવાનો મિથ્યા પ્રયત્ન કરતા જોયા. બીજા સ્વપ્નમાં અમારા ગામના ત્રણચાર વૃદ્ધ મોભાદાર ગૃહસ્થોને અંગ્રેજી હેટ પહેરીને ડૅન્સ કરતા જોયા અને ત્રીજા સ્વપ્નમાં કેટલાક નામીચા લેખકોને માથાં ઉપર ચાલવાની શરતમાં ગુંથાઈ ગયેલા જોયા. આથી ઘણાં મોટાં અટ્ટહાસ્યથી આખો ઓરડો ગજાવતો હું જાગી ઉઠયો અને અજીર્ણ વિકારની મદદથી કરૂણરસ કથા લખવાનો પ્રયત્ન નિરાશ થઇને છોડી દીધો. પછી ગુજરાતી અને અંગ્રેજી સાહિત્યમાંથી કરૂણ, શૃંગાર, વીર અને ભયાનક રસોથી ભરપૂર નવલ કથાઓ વાંચવાનો પ્રયત્ન કર્યો પણ તેનુંએ એજ પરિણામ. કવિતાઓ પણ વાંચી, તોપણ એનું એજ. સરસ્વતીચન્દ્રની નવલકથા વાંચીને મને બહુજ હસવું આવ્યું. દરેક પાત્ર જરાજરામાં ગીત ગાવા મંડી જતાં હતાં તે વિશે વિચાર આવ્યા અને તે લોકો બધાં સૂર અને તાલમાં રહીનેજ ગાતાં હશે કે ગમે તેમ બેસુરાંજ ઝુકાવ્યાં જતાં હશે તે વિશે મનમાં ભાંજગડ થવા લાગી. શ્રીયુત્ નરસિંહરાવની

કવિતાઓ વાંચીને તેમનાં ઘણાંખરાં પાત્રોને આટઆટલાં સ્વપ્ન શી રીતે આવતાં હશે, અજીર્ણ વિકારને લઇને તો નહિં આવતાં હોય, સુતી વખતે તે પાત્રોએ સુંઠની ગોળી લીધી હોત તો સ્વપ્ન આવત કે નહિં એવા અણઘટતા વિચારો આવવા લાગ્યા. નાનાલાલનું ઈન્દુકુમાર વાંચીને મને બ્લેંક વર્સમાં કવિતા બનાવવાનો શોખ થઈ આવ્યો અને આખો દિવસ જે બોલતો તે બધું બ્લેંક વર્સમાંજ બોલવા લાગ્યો; "જોડા શીવવાના શીવવાના જોડા" એ જાતની બેતો બનાવવામાં હું ગુંથાઈ ગયો. રાજકવિ વર્ડઝવર્થની "વી આર સેવન"ની કવિતા વાંચીને મને પેલી છોકરીની મુર્ખતાને માટે ચીડ ચડી. હૃદયદ્રાવક નવલકથામાં જ્યારે જ્યારે નાયિકા મૃત્યુ પામતી ત્યારે હું સીસોટી વગાડીને ગાયન ગાતો અને જ્યારે અંદર એમ લખ્યું હોય કે નાયિકાના મૃત્યુ પછી નાયકે કોઇ દિવસ સ્મિત કર્યુંજ નહિં ત્યારે મને એમ થતું કે એના મ્હોંમાં અવાળુ આવ્યાં હશે તેથી એનાથી હસાતું નહિં હોય !

આથી કંટાળીને મેં સંગીતનો પ્રયોગ અજમાવ્યો પણ તે પણ નિષ્ફળ ગયો. આખરે નિરાશ થઇને મેં મારો અનુભવ અધીપતીને કહ્યો.

"અરે, તમે શું બોલો છો ?" અધીપતી અજબ થઇને બોલ્યો. "તમે આટલી એક નાની વાર્ત્તા નહિં લખી શકો ?"

"આ વખતે નથી લખાતી તેનું કેમ ?" મેં જવાબ આપ્યો.

"પણ એમ ધારો કે એક સ્ત્રીને વચન આપીને એક પુરૂષ ચાલ્યો જાય અને પાછળથી ઝુરીઝુરીને પેલી સ્ત્રી મૃત્યુ પામે," અધીપતીએ મને ઉત્સાહિત કરતાં કહ્યું.

"એમાં શું લખું ? લગ્નથી ક્યાં દુઃખ ઓછું છે કે પેલી સ્ત્રીને એટલી લાગણી બતાવવાની જરૂર પડે ?" મેં કંઇક કંટાળીને ઉત્તર આપ્યો.

"ત્યારે એકાદ બાળકની કથા લ્યો તો કેમ ? એક બાલક પથારીમાં સુતું સુતું અન્ય સર્વને ઉપદેશ આપે અને પાછળથી મૃત્યુ પામે એવું લખો તો ?" અધીપતી બોલ્યો.

"અરે, એમાં લખવું 'તું શું ? દુનિયામાં છોકરાં ક્યાં ઓછા છે ? એકાદ મૃત્યુ પામે તો એટલો ઘોંઘાટ ઓછો." મેં ચીડવાઈને ઉત્તર વાળ્યા.

અધીપતીએ પણ નિરાશ થઇને કબુલ્યું કે આ વખતે મારાથી કરૂણરસ કથા લખી શકાય તેમ નથી.

× × × ×

બે ત્રણ દિવસ પછી હું ભટ્ટનું ભોપાળું અને ભદ્રંભદ્ર વાંચતો બેઠો હતો અને તે ઉપરથી કંઈક રમુજી લેખ લખવાનો યત્ન કરતો હતો એટલામાં મને કરૂણરસ વાર્તા લખવાની વૃત્તિ થઈ આવી અને બે કલાકમાં મેં તે લખીને પેલા અધીપતીને મોકલાવી દીધી. એટલે આખરે તે દિવાળીના અંકમાં મારી કરૂણરસ કથા પ્રસિદ્ધ તો થઇજ.



# સ્વપ્ન.

સ્વપ્નમાં આપણે જે કૈં જોઇએ છીએ અથવા તો જે આપણને કૈં થાય છે તેથી આપણને કશું પણ આશ્ચર્ય થતું નથી. આપણા જીવનમાં જ્ઞાન અને અનુભવજ આપણને આશ્ચર્યનો અર્થ સમજાવે છે.

સ્વપ્નની દુનિઆમાં જ્ઞાન અને અનુભવ દાખલ નથી થઇ શકતાં. ત્યાં તો આપણો આત્મા દુનિયાની અનેક શૃંખલાથી સ્વતંત્ર થઇને અનેરા માર્ગે દિવ્ય પ્રદેશમાં વિહરે છે.

જે જાતના જીવનનો આપણને અનુભવ હોય તે સીવાય બીજી રીતનું જીવન હોઇ શકેજ નહિં એ જાતની આપણા શુષ્ક હૃદયની માન્યતા ત્યાં દૂર થઈ જાય છે એટલે તે દિવ્ય પ્રદેશમાં જે અવનવી વસ્તુઓ નિરખીએ છીએ તેથી આપણને કુતૂહલ ઉત્પન્ન થતું નથી, સ્વપ્નમાં આપણે સ્વચ્છન્દે વિહાર કરીએ છીએ અને આકાશમાં પક્ષીની પેઠે ઉડ્ડયન કરીએ છીએ તોપણ આપણને આશ્ચર્ય પેદા થતું નથી; આપણે નગ્નાવસ્થામાં ગમે ત્યાં વિચરીએ છીએ તો પણ આપણને કોઇ અટકાવતું નથી. આપણા મૃત્યુ પામેલા સ્નેહીઓ સાથે આપણે અનેક પ્રકારની ત્યાં ગોષ્ટિ પણ કરીએ છીએ. તે સ્થિતિમાં આપણે જે કૈં નિહાળીએ છીએ તે આપણી દીન ભાષા શી રીતે વર્ણવી શકે ? સ્વપ્નમાં આપણે પૃથ્વીપટે કોઇ પણ દિવસ નહિં જોવાયલો દિવ્ય પ્રકાશ જોઇએ છીએ અને મનુષ્યોના કર્ણે નહિ પડેલા એવા દિવ્ય ધ્વનિ સાંભળીએ છીએ.

જો આપણી ખરી કલ્પનાશક્તિ કોઈ પણ વખતે સ્વતંત્ર રીતે અને સ્વચ્છન્દે વિહાર કરી શકતી હોય તો તે નિદ્રામાંજ છે. જ્યારે આપણે જાગૃત અવસ્થામાં હોઇએ છીએ ત્યારે આપણે કશું જ અનેરૂં કલ્પી શકતા નથી. ફક્ત જે છે અને જે હતું તેના રૂપાન્તરજ આપણે કરીએ છીએ અને તેમાં આપણે કંઇક નવું સત્ય શોધી કહાડયું હોય તેમ આનંદ માનીએ છીએ.

ડીન સ્વીફ્ટે પોતાની કલ્પનાશક્તિના ઘોડા ઘણા દોડાવ્યા પણ આખરે તે શું કરી શકયો ! આપણા કરતાં એક જાત ઘણી નાની ઉપજાવી કહાડી અને બીજી જાત આપણા કરતાં મોટી બનાવી; માણસને ઘોડાની જગ્યા આપી અને ઘોડાને માણસની આપી. બુલ્વર લીટને પૃથ્વીને બદલે પૃથ્વીના ઉંડા ભાગને પૃથ્વી બનાવી. રાઇડર હૅગાર્ડે એક સ્ત્રીને આપણી સ્ત્રીઓ કરતાં વધુ વયવાળી બનાવી. અન્ય લેખકો પણ આપણા જીવનમાં જુદા જુદા રૂપાન્તર કર્યાં જાય છે; એથી વધારે શું કરે છે? એથી વધારે કરી પણ શું શકે ?

મનુષ્યો કલ્પનાશક્તિની મર્યાદા આટલી છે છતાં દરેક ટીકાકાર લેખકો પાસેથી, ચિત્રકારો પાસેથી શિલ્પિ પાસેથી અને મનુષ્ય પાસેથી કંઇક 'ઓરીજીનલ'ની આશા રાખે છે એ કયાંથી બને ?!

ટીકાકારની વાત નીકળતાં મને તેમને વિશે કંઇક કહેવાની ઇચ્છા થઇ આવે છે. દરેક ભાષામાં એક એક એવો લેખક થઇ જાય છે કે જેમાં તેમાં ટીકાકાર તેનુંજ નામ આપણી આગળ ધરે; અંગ્રેજીમાં કોઇ જુદા સ્વરૂપનું નાટક લખવાનો યત્ન કરે તો ટીકાકાર તરત લખશે કે શેકસપીઅરે પોતાના નાટકોમાં આ જાતનું તત્વ દાખલ કર્યું નથી માટે આ નાટક નકામું છે. શેકસપીઅરની શૈલિ ઉપરજ કોઇ નાટક લખવા માંડે તો ટીકાકર કહેશે કે શેકસપીઅરનું અનુકરણ કરવાની ધૃષ્ટતા કરવાની હિમ્મત દેખાડનાર લેખકને શી સજા કરવી તે મને સમજાતું નથી. ગુજરાતીમાં કોઇક નવલકથા

લખવાની હિમ્મત કરે કે અમુક ટીકાકાર લખશે કે લેખક પુસ્તક લખ્યા અગાઉ ગોવર્ધનભાઈની સરસ્વતિચન્દ્રની નવલકથા વાંચી જાત તો સારૂં. ગુજરાતી સાહિત્યની જ્યાં વાત નીકળી કે નવલકથા સંબંધી હોય તો ગોવર્ધનભાઇ, નવી જાતની શૈલિ હોયતો નાનાલાલ અને હાસ્યરસ સંબંધે હોયતો રમણભાઈનું નામ તો ટીકાકારો આગળ મુકવાનાજ.

હું જ્યારે નાનો હતો ત્યારે અમારી કલાસમાં પણ એમજ થતું. જ્યાં અમે કૈંક ભુલ્ય કરીએ કે તરત માસ્તર અમને કહેશે કે આ રમણીકના જેવા ક્યારે થશો ? (ને કોણ જાણે રમણીક શાથી કલાસમાં હંમેશાં પહેલો નંબરજ રાખતો. અલબત્ત, અમે બધા એમજ ધારતા કે તેને કૈંક જાદુ આવડતું હશે નહિ તો એમ રોજ પહેલો નંબર ક્યાંથી રહે ! અમારો તો કોઈ દિવસ નહોતો રહેતો !) અમે ડીકટેશનમાં ભુલ્ય કરીએ તો તરત સાંભળવાનું થાય કે રમણીક તો આ પ્રમાણે ભુલ્ય નથી કરતો ! રમણીકના જેવા દાખલા ગણતાં તમે ક્યારે શીખશો ? રમણીકના જેવું નિયમીતપણું સાચવતાં તમને ક્યારે આવડશે ? આ પ્રમાણેના માસ્તરના રમણીક પુરાણથી અમે બધા બહુ કંટાળી ગયા. પછી એક દિવસ ઉધુંચતું સમજાવીને અમે રમણીકને બાગમાં લઈ ગયા અને ત્યાં ચૌદમું રત્ન એવું તો આપ્યું કે–!

તેજ પ્રમાણે મને શેકસપીઅર, ગોવર્ધનભાઇ, રમણભાઈ વગેરેનાં નામ સાંભળતાં તેવીજ જાતની વૃત્તિ થઇ આવે છે. પરંતુ હું સ્વપ્ન વિશેજ બોલવા માગું છું એટલે આડા–અવળા વિષયો ઉપર બોલવું યોગ્ય નહિ તેમ છતાં મને 'ટીકાકાર' સંબંધી એક સ્વપ્ન આવ્યું હતું તે કહેવા જેવું છે.

મને એવું સ્વપ્ન આવ્યું કે હું એક અજાણ્યા પ્રદેશમાં જઇ પહોંચ્યો. ત્યાં સર્વ કાર્યો ટીકાકાર દ્વારાજ થતાં. હું એ મુલકમાં થોડાં વર્ષ રહ્યો પણ મને એ પ્રદેશ કોઈપણ રીતે રમણિય લાગ્યો નહિ.

આ મુલકમાં પ્રથમ લેખકો હતા અને તે પુસ્તકો લખતા પણ ટીકાકારોએ તેમને વિશે લખ્યું કે "તેમના કોઇ પણ પુસ્તકમાં 'ઓરીજીનલ' જેવું જણાતું નથી. આવા નિર્માલ્ય લેખકો આવી વાતનાં તદ્દન સામાન્ય અને શુષ્ક પુસ્તકો લખી પ્રજાનો અમૂલ્ય વખત ગુમાવે છે તેના કરતાં જઇને ઘાસ કાપતા હોય તો પણ સારૂં."

લેખકોએ ટીકાકારનું કહેવું સ્વીકાર્યું અને ખેતરમાં મજુરી કરવા ગયા પણ ત્યાં તો તેમને કશો અનુભવ નહતો એટલે ઉલટા વિઘ્નરૂપ થઇ પડયા. ખેતરના માલિકે તેમને કહ્યું કે એના કરતાં પુસ્તકો લખે અને ખેતરમાં આવીને બીજાનો વખત નહિ ગુમાવે તો સારૂં! ગરીબ બિચારા લેખકો! એમણે તે કોનું કોનું માનવું?

એ દેશમાં ચિત્રકારો પણ હતા તેમના ચિત્રો ઉપર પણ ટીકાકારોએ સખ્ત પ્રહાર કર્યા. તેમણે લખ્યું. "આવી જાતનાં ચિત્ર ચીતરવાથી તેઓ શું કરવા માગે છે? રાફેલ, રોમની, ટરનર અને રેનોલ્ડઝની ઉમદા ચિત્રકળાની આવી અધમ સ્થિતિ શાથી આવી ગઇ હશે કે આવા નિર્માલ્ય ચિત્રકારોનાં ચિત્રો પણ આપણી પ્રજા સહન કરે છે? આવી રીતે ચિત્રકળામાં પોતાનો વખત ગાળવાને બદલે તેઓ ઘર રંગવાનો ધંધો શામાટે કરતા નથી?

પરંતુ તે વખતે ટીકાકારોને એમ તો થતુંજ નથી કે ચિત્ર ચિતરવાનું છોડી દઇને ચિત્રકારો બીજું કશું કરવા બેસે તો વખતે પોતાનો અને પ્રજાનો ઉભયનો વખત બગાડે.

મારી બાલ્યાવસ્થામાં એક દિવસે હું 'ગપસપ' માં પુરેપુરો ગુંથાઇ ગયો હતો એટલામાં અમારા એક વડીલ અમારે ત્યાં આવી પહોંચ્યા. તેમણે મારા હાથમાં 'ગપસપ' જોઇને ઉંચી જાતનું સાહિત્ય વાંચવાથી મગજ શક્તિ કેવી ખીલે છે તે વીશે લંબાણથી મને ભાષણ આપ્યું અને મારા હાથમાંનું 'ગપસપ' છીનવી લીધું. ભગ્ન હૃદયે હું ઓરડામાંથી બહાર નીકળ્યો અને વાડીમાં ગયો. સાંઝે જ્યારે પાછો

ઘરમાં આવ્યો ત્યારે મારા શરીર ઉપર ચાર ઝખમ પડયા હતા. ડાબી આંખ સુઝી આવી હતી, કપડાં મેલાં થઇને બેએક જગ્યાએથી ચીરાયાં હતાં, પડોશીના કુતરાનો પગ ભાંગ્યો હતો, બારીનાં ત્રણ કાચ ફુટયા હતા અને માળીના ઝુંપડામાં ત્રણ બિલાડાં પુરાયાં હતાં! એના કરતાં મને મારા વડીલે 'ગપસપ' વાંચવા દીધું હોત તો? વચમાં પોતાનું ડહાપણ વાપરીને મને સુધારવાનો યત્ન નહિ કર્યો હોત તો?

બિચારા ચિત્રકારોએ ટીકાકારોની ટીકા સાંભળી ચીતરવાનું છોડી દીધું. રફતે, રફતે, શિલ્પિઓ, સંગીત શાસ્ત્રીઓ, નાટયકારો, ભાષણ કર્તાઓ અને બીજા અનેક મનુષ્યોએ ટીકાકારના વજ્ર પ્રહારથી નિરાશ થઇને પોત પોતાના ધંધા છોડી દીધા અને જે ધંધામાં પોતાને બિલકુલ આવડત નહતી તે ધંધામાં તેઓ પડયા.

એ પ્રમાણે આ લોકોનું નિકન્દન કરીને ટીકાકારોએ બીજો માર્ગ લીધો. ગૃહસંસારની વાતમાં પણ તેમણે માથું મારવા માંડયું. કોઇએ નવું ઘર બંધાવ્યું કે તેના ઉપર ટીકાકારોનો મત તો ખરોજ. કોઇને ત્યાં લગ્ન થવાના હોય તો તેમાં પણ ટીકાકારોનો મત તો ખરોજ. કોઈને ત્યાં છોકરૂં જનમ્યું કે ટીકાકારો ત્યાં જઇને તેના વિશે મત પ્રદર્શિત કરવાનાજ. આખરે લોકો કંટાળ્યા અને તેમણે એક મોટી સભા ભરીને ઠરાવ કર્યો કે બધા ટીકાકારોને સમુદ્રમાં ડુબાવી દેવા અને હવે પછી કોઈ પણ મનુષ્ય બીજા મનુષ્યના કાર્ય ઉપર ટીકા કરવા નીકળે તો તેને પણ તેજ સજા કરવી. ટીકાકારો આ સાંભળીને ઘણા ગુસ્સે થઇ ગયા અને કહેવા લાગ્યા કે ટીકાકારોની સામા આ જાતનાં પગલાં હજી સુધી કોઈ પણ પ્રજાએ લીધાં નથી તો આ પ્રજા શી રીતે લઈ શકે? પણ એમનો દિવસ ફર્યો હતો. લોકોએ કહ્યું કે અમારાં બીજા કોઈ પણ કામમાં તમે 'ઓરીજીનૅલીટી' દીઠી નથી તો આ કાર્યમાં તો છે એમ તમેજ

સ્વીકારો છો માટે એ શિક્ષા અમલમાં મુકવામાંજ આવશે અને પરિણામે એ પ્રમાણે ટીકાકારોની સત્તા નાબુદ થઈ એટલે તે પ્રદેશમાં પાછી શાન્તિ ફેલાઇ.

ટીકાકારોએ આ વાંચીને ગભરાવાનું નથી અને માઠું લગાડવાનું નથી કારણ કે ગમે તે વખતે આવેલાં સ્વપ્નમાં આવેલી બાબત કંઈ સાચી પડતી નથી. લોકો કહે છે કે ફક્ત સવારના મળસ્કાંમાં આવેલાં સ્વપ્નાજ સાચાં પડે છે પણ મને આ સ્વપ્ન ક્યારે આવેલું તે બરાબર યાદ નથી એટલે તે વિશે કશા સત્ય નિર્ણય ઉપર આવી શકાય નહિ, વળી મળસ્કામાં આવેલાં બધાંજ સ્વપ્નો સાચાં પડે છે એમ માનવું પણ યોગ્ય નથી કારણ કે મને ઘણાં વર્ષ ઉપર એક સ્વપ્ન આવ્યું હતું તે હજી સાચું પડયું નથી.

જાણે હું એક વખતે સીનેમેટોગ્રાફ જોવા જવાનો વિચાર કરીને ઘેરથી નીકળ્યો. ગેટ આગળ આવીને જ્યાં હું અંદર દાખલ થવા જાઉં છું ત્યાં સીનેમેટોગ્રાફ કંપનીનો એક માણસ ત્યાં આવી પહોંચ્યો અને મને કહેવા લાગ્યો કે જો અન્દર દાખલ થવાની મરજી હોય તો તમારા પગ અહિં મુકતા જાઓ; પાછા ઘેર જતી વખતે લેતા જજો. આ સાંભળીને મારો મિજાસ ગયો અને આવો વિચિત્ર કઢંગો નિયમ કોની સત્તાથી એણે રાખ્યો છે તે વિશે મેં તેને પુછયું, મેં એમ પણ કહ્યું કે એ વિશેનું "ટાઇમ્સ" અને "બોમ્બે ક્રોનિકલ"માં લખીશ.

પરન્તુ પેલા માણસે મને વિનયથી ઉત્તર આપ્યો કે બધા આવનાર મનુષ્યોને આવજા કરતી વખતે પગને લઇને બહુ અડચણ પડે છે તેથી હવેથી એજ નિયમ રાખવો પડયો છે કે બધાંજ મનુષ્યોના પગ બહાર રાખી મુકવા. ઇંગ્લંડ અને પારીસમાં પણ એજ નિયમ અમલમાં મુકવામાં આવ્યો છે.

મને એમ લાગ્યું કે આ નિયમ બહુજ ગેરકાયદેસર છે પણ તે વખતે હું ટીકીટ ખર્ચીને અન્દર દાખલ થવાનો નહતો પણ મારા એક મિત્રનો મિત્ર ક્યાંકથી ત્રણ પાસ લઈ આવ્યો હતો તે વડે હું અન્દર

જવાનો હતો એટલે મેં ઝાઝી રકઝક કરી નહીં પણ પગ ત્યાંજ આગળ મુકવા તૈયાર થયો.

મને તેજ વખતે ખબર પડી કે પગ આવી સહેલાઈથી કહાડી શકાતા હશે. પેલા માણસે તરત મારા પગ કહાડી નાંખ્યા અને તેને એક નંબર ચહોડયો અને મને પણ તેજ નંબર સાથે રાખવાને આપ્યો. હું અન્દર જઇને બેઠો પણ આખો વખત મને ચેન પડયું નહિં. વખતે મારા પગ મને પાછા નહિં મળશે તો! પગનો નંબર બદલાઈ જશે તો ? કોઈના કઢંગા પગ મારે આવી જશે તો ? અથવા કોઈ સ્ત્રીનાજ પગ મને મળશે તો ? આટલું થયા પછી આંખ ઉઘડી ગઈ.

વળી બીજું એક સ્વપ્ન પણ મને મળસ્કે જ આવ્યું હતું.

એક દિવસ હું રસ્તેથી ચાલ્યો જતો હતો ત્યાં એક ઠેકાણે ફુટપાથ ઉપર કેળાંની છાલ પડી હતી. તે જોઇને મને કંઇક કુતૂહલની લાગણી થઈ આવી. મારે ઉતાવળનું કામ નહિં હોવાથી હું કેળાંની છાલથી થોડેક દૂર ઉભો રહ્યો. અરધા કલાકમાં તે કેળાંની છાલે કરીને બે ગૃહસ્થ, એક પટાવાળો, એક સાઇકલીસ્ટ અને એક મજુર જુદી જુદી સ્થિતિમાં ભુમિ માતાને નમન કરતાં જમીન ઉપર ગબડી પડયા. આ દેખાવ જોઇને મને ખુબ હસવું આવ્યું. તે ઉપરથી પોલીસના સિપાઇઓએ મને પકડીને ફાંસીની સજા કરી.

આ સ્વપ્ન પણ હજી સુધી ખરૂં પડયું નથી.

ગમે તેમ હો અને નિદ્રાવશ સ્થિતિમાં આવતાં સ્વપ્નનું સ્થાન આપણા જીવનમાં ગમે તેવું હો પણ એટલું તો નક્કિજ કે આપણા કે આપણાં જીવનમાંના સ્વપ્ન—જાગૃત અવસ્થામાં ઉત્પન્ન થયેલાં સ્વપ્ન—આશાના મમતા ભર્યા હસ્તવડે બંધાયલા આપણા હવાઈ કિલ્લાઓ વગર આપણું આ જીવન કેવું શુષ્ક અને નિરસ લાગત ! રણમાં ભટકતા મુસાફરને જો મૃગજળ સદા આગળ ને આગળ ખેંચી

નહિ જતું હોત તો મુસાફર કદી આગળ વધી શકતજ નહિ; એ ત્યાંને ત્યાં પડીને મૃત્યુ પામત! ભવિષ્યમાં મળનાર સુખરૂપી મૃગ-જળથી લલચાઇને આપણે આતુરતાથી, ઉત્કંઠાથી જીવનપથે ત્વરાથી ચાલીએ છીએ!

જ્યાં સુધી જીવનપથ દેખાય છે ત્યાં સુધી આપણે અમર આશાને ઓથે ચાલ્યા જઇએ છીએ અને પથ પુરો થતાં આગળ શું હશે એ વિચારથી ગભરાઇને-ખંચાઇએ ક્ષણભર અટકીએ છીએ વળી પાછો આશા પોતાનો કર લંબાવે છે અને અર્ધ આશાભર્યા, અર્ધ નિરાશાભર્યા, હિમ્મતથી, નાહિમતથી આપણા પાપ-પુન્યરૂપી સંપત્તિ લઇને તે ઉંડા, ઉંડા અંધકારમાં આપણે ભુસકો મારીએ છીએ!



# વિલાયત જઈ આવેલાઓ.

આપણા દેશમાં દુઃખ ઓછાં નથી, રાજ્યદ્વારી દુઃખો, સાંસારિક દુઃખો, ધાર્મિક દુઃખો, આર્થિક દુઃખો એવાં ઘણાં ઘણાં દુઃખ આપણા કુમળાં જીવનને કચરી નાખવા આપણી આસપાસ સદા વીંટળાઈ વળેલાંજ હોય છે. જ્યાં નજર ફેરવીએ ત્યાં એ તો નજરે પડે છેજ. આટલી મોટી સંખ્યામાં વળી પાછો કોઈ માણસ ઉમેરો કરે—કરવા માગે તો સ્વાભાવિક રીતે સામા માણસોને તેના ઉપર ગુસ્સો આવેજ. એ માણસો એમજ માની લે કે આ માણસ તો સાવ નિરાશાવાદી જ છે—એ તો હંમેશનો રડતોને રડતો જ રહેવાનો ! છતાં પણ મારે મારૂં એક દુઃખ આજે છતું કરવું છે. મેં ઘણો લાંબો સમય એ દુઃખ મુંગે મોંએ સહન કર્યું પણ હવે સહન થઈ શકતું નથી. કારણ કે દિવસે દિવસે એ દુઃખ વધુ વિસ્તારમાં અને વધુ પ્રમાણમાં ફેલાતું જાય છે અને ફેલાવવાનું જ. આ દુઃખ તે "વિલાયત જઇ આવેલા"નું !

કોઈ કહેશે કે વિલાયત જનાર માણસ પોતાને ખર્ચે (અલબત, ઘણા બીજાને ખર્ચે અને બીજાને જોખમેજ જાય છે.) અને પોતાને જોખમે વિલાયત જાય છે અને ત્યાંથી પાછા આવીને પોતાની આર્થિક સ્થિતિ સુધારે છે અને પોતે સંપાદન કરેલ જ્ઞાન વડે દેશનો તેમજ પોતાના જાતિ ભાઇઓનો ઉદ્ધાર કરે છે. તેમની સામા થવાના મને શા કારણો મળ્યાં હશે ? ઉત્તરમાં મારે એટલુંજ કહે-

વાનું કે વિલાયત જનાર માણુસો જે વખતે જાય છે તે વખતે એક ઉદ્દેશથી જતાં નથી. કોઈ અહિંથી અભ્યાસમાં બહુજ સારી રીતે પ્રવીણતા મેળવી ત્યાં સીવીલીયન કે એમ. ડી. અને એફ. આર. સી. એસ. થવા જાય છે. કોઇ એથી ઉલટું, અહિં બધીજ પરિક્ષામાં ધપ્પા ખાઇને પરવારે ત્યારે ઉંચા અભ્યાસને માટેજ (એટલે કે ત્યાંની ઉપાધીઓ બહુજ સહેલાઇથી મેળવવા) યુરોપ જવાના હોય. કેટલાકો હવા ફેરને માટે ગજવામાં ધનજીભાઈ ઉછળતા હોય તેટલા માટેજ જતા હોય. ત્યારે કેટલાકો વેપારને માટે જતા હોય. કેટલાકો મફતકે ચંદન ઘસએ લાલીયાનું ધોરણ રાખી કોઈ શેઠીયાની ખુશામત કરી યુરોપ ભીડી જતા હોય. આમ ગમે તે કારણને લઇને કે ગમે તેવા સંજોગોમાં તેઓ જાય છે એમાં મારે વાંધો નથી. પાછા આવીને પોત પોતાની આર્થિક સ્થિતિ બીજાની આર્થિક સ્થિતિ બગાડયા વીના, સુધારે તેમાંય મારે વિરૂદ્ધતા નથી. દેશનો ઉદ્ધાર કરે તેમાંય મારે બોલવાપણું નથી. પણ પોતાના જાતિભાઇઓનો ઉદ્ધાર કરવાના અભખરા જો એ લોકો પોતાના મગજમાંથી કાઢી નાખતા હોય તો બહુ સારૂં. જેટલા વિલાયત નહિં ગયેલા હોય તેટલા બધા છેક જંગલીજ હોય છે અને તેમને સુધારવાનું મહાન કાર્ય તે પાક પરવરદિગારે વિલાયત જઈ આવેલાઓનેજ સોંપ્યું હોય એવો ભ્રમ એમના મનમાં પેશી જાય છે અને એથીજ એ વર્ગ મને-મારા જેવાં બીજાં અસંખ્ય મનુષ્યોને અત્યારે દુઃખ આપી રહ્યો છે. હું માત્ર અતિશયોક્તિ કરીને આમ કહું છું એમ પણ ઘણાને લાગશે પણ એવા માણસોએ આવા વર્ગના મનુષ્યોને ઓળખ્યાજ નથી, તેમણે એમનો નિકટનો પરિચય માણ્યોજ નથી એમ હું માનું છું.

આ વર્ગનું ખાસ લક્ષણ એ છે કે માત્ર છ દિવસથી માંડી છ વરસ સુધીમાંનો કોઇ પણ સમય તેઓ વિલાયત ગાળી આવ્યા એટલે તેઓ આ જગત ઉપરના એકે એક વિષયમાં પારંગત! અહિંનો

કોઈ વિદ્વાન પોતાના જીવનના પચીસ વર્ષ નાણાશાસ્ત્ર અને આર્થિક શાસ્ત્રના અભ્યાસમાં ગુમાવી બેઠો હોય. પણ જો એણે યુરોપની પવિત્ર ભૂમિ ઉપર પગ નહિં મુક્યો હોય તો તે અડબંગ! કેવળ મૂર્ખ! અને જે માણસ કૈંક અકસ્માતથી ત્યાં બે ત્રણ માસ ગાળી આવ્યો હોય તેનું જ્ઞાન આજ શાસ્ત્રોમાં કશા પણ અભ્યાસ વીના પેલા વિદ્વાન કરતાં ચઢીઆતું હોવુંજ જોઇએ! આજ પ્રમાણે બધી બાબતમાં ઈંગ્લાંડથી ફ્રાંસ, ફ્રાંસથી ઈટાલી, ઈટાલીથી જરમની, ત્યાંથી ઝેકો–સ્લોવેકીઆ વગેરે દેશોમાં માત્ર મજાને માટે એકેક દિવસ જઇ આવનાર માણસની વાતો જો તમે સાંભળો તો બસ, આફ્રીન! તમને એમજ લાગે કે હિંદુસ્થાનમાં જો કોઈ પણ એક્સચેંજના વિષયનો વિદ્વાન હોય તો તે આજ માણસ છે.

પાંચ દસ મિત્રો બેઠા હોય, સાધારણ ગપ્પાં ચાલતાં હોય તેમાં ધારો કે તમે ચિત્રકલાનો વિષય કાઢયો. તમારામાંના એક મિત્રે પાંચ દસ વર્ષનો સખ્ત અભ્યાસ એ વિષય ઉપર કર્યો હોય અને ભારે શ્રમ ઉઠાવ્યો હોય, તે મિત્ર એ વિષય સંબંધી કૈંક વિચારો કહેતો હોય એટલામાં, જો ત્યાં કોઈક વિલાયત જઇ આવનાર હાજર હોય અને તેણે આખા યુરોપની સેંકડો ગેલેરીમાંથી માત્ર એકજ અને તે પણ ઉપર ઉપરથીજ જોઇ હોય તો પેલા બિચારા ચિત્રકલાના સાચા અભ્યાસીનું આવીજ બન્યું. જરાક સ્મિત કરી સાબુથી દિવસમાં દસવાર ધોયેલા હાથના અભિનય કરી તે વિ. જ. આ. બોલવા માંડશે, "હા હા હા! તમે તમારા આ વિચારો શા ઉપરથી બાંધ્યા છે? લુવ્રમાં કે રોમમાં, કે લંડનમાં કે બરલીનમાંની ચિત્રની ગેલેરીઓ તો તમે નહીંજ જોઈ હોય! પણ હા, તમે ક્યાં યુરોપ ગયા હતા! હા હા હા! એટલે ચિત્રકલા વિશેના તમારા વિચારો પંદરમી સદીના હોય તેમાં નવાઈ શી! તમે જેટલું બધું કહો છો તે બધુંય કલાથી વિરૂદ્ધ છે સમજ્યા? હું જ્યારે રોમ ગયો હતો ત્યારે

(આટલેથીજ તમારે સમજી લેવું કે ચિત્રકલાનો વિષય પુરો થયો) મેં ત્યાંની કલાના ચિત્રો જોયાં હતાં. અરે કેવાં ગ્રાંડ! પુર્વની કલા પશ્ચિમની આગળ પાણી ભરે પાણી! પણ હા, હું એક વાત કહેવાની ભુલીજ ગયો. એક વખત અમે ત્યાં હોટેલમાં ગયા હતા ત્યાં અમે સાદુંજ જમ્યા પણ તમે માનશો? અમને કેટલું બીલ આવ્યું તે! સાઠ હજાર ફ્રાંક, હવે તે વખતમાં ફ્રાંકનું એકસચેંજ કેવું!"

તમારામાંથી એકાદ બ્હીતો બ્હીતો બોલેઃ 'પણ–પણ ફ્રાંક ક્યાં રોમમાં ચાલે છે?"

"હા હા હા!" વિ. જ. આ. બોલી ઉઠે છે. ઠીક, ભાઇ, ઠીક, અમે યુરોપ જઈ આવેલા હજામત કરી આવ્યા કે તું અમને જ્ઞાન આપવા માગે છે! હં, પણ તે ખાણાના અમને પચીસ હજાર ક્રોનન બેઠા હતા. તે વખતનું એકસચેંજ પણ કેવું! એક પૌંડના પંદરથી સત્તર હજાર ક્રોનન મળે!"

વળી કોઇ હિંમત કરે. "ક્રોનન તો આસ્ટ્રીઆમાં કેની?"

આનો ઉત્તરજ નહિં મળે. વિ. જ. આ. બીજીજ દિશામાં પ્રયાણ કરે. "પણ આ બધો એકસચેંજનો ઘોંટાળો મુસોલીની ચોખ્ખો કરી નાખવાનો. શો માણસ! શી એની પ્રતિભા! બાકી બ્રીઅંદ કે પેઇનલેવ કે પોંકારે તો બધા વાતો કરી જાણે. તમે બધા એમ સમજો કે એ લોકો તો કોણ જાણે કેવા મોટા નેતાઓ હશે. પણ અમે જાણીએ ને. અને આ તમારો લોયડ જ્યોર્જ! નાણા શાસ્ત્રનો એને કક્કો આવડતો નથી, બાકી તમે સ્વરાજની બુમો મારો છો એ તો બધાં ફાંફાં છે. તમે ક્યાં અને એ લોકો ક્યાં! એમની ડીસીપ્લીન કેવી, એમની પ્રમાણિકતા કેવી, કામ કરવાની એમની દક્ષતા કેવી! તમે તો પંદરમા સૈકામાં વસો છો પંદરમા!"

આજ પ્રમાણે એમનું ભાષણ ચાલ્યાજ કરવાનું. પછી તમે બધા કાંતો ઉઠી જાઓ અથવા તો એ ભાઇની જીભ કૈંક આંચકો

આવે અને બંધ થઇ જાય તોજ એ ભાષણ અટકે. તે સીવાય તમે બધા ખાઓ તે જંગલી જેવાં અને એ બધા વિ. જ. આ. ખાય તે સુધરેલા. આપણે ગમે તેવાં કપડાં પહેરીએ તો પણ તે ઠેંક. થર્ડ કલાસ. અને એ ભાઇ ગમે તેવાં ફાટાં તુટાં પહેરતા હોય છતાં એ ફેશનેબલ! એમની ચાલવાની રીત બોલવાની રીત, બેસવાની રીત, ઉભા રહેવાની રીત, સ્ત્રીઓ સાથે બોલવાની રીત, બાલકો સાથે બોલવાની રીત, પુરૂષ જોડે બોલવાની રીત, નોકરો સાથે બોલવાની રીત, શેઠીઆઓ જોડે બોલવાની રીત આ બધી રીતો ખુદ રાજા જ્યોર્જે જોયેલી અને પસંદ કરેલી. અને તેની સાથે આપણી કોઇપણ રીત હરીફાઈમાં ટકી શકેજ નહિં !

આ જાતનું વર્તન આ વિ. જ. આ. એટલે કે વિલાયત જઈ આવનારનું હોય છે. અને પરિણામે જ્યાં સુધી આ વર્ગનો એક પણ પ્રતિનિધિ હાજર હોય છે ત્યાં સુધી આપણને એક ક્ષણ પણ વિશ્રાંતિ મળતીજ નથી.

આ દુઃખ વિદારવા આપણે શો માર્ગ લેવો? કોને શરણે જવું?



# નિરાશાવાદી.

સમાજ તો જ્યાં જુઓ ત્યાં એકનો એકજ. પછી તમે આ દેશમાં જુઓ કે ઇગ્લાંડમાં જુઓ કે રશિયામાં જુઓ કે આફ્રિકાના અરણ્યમાં જુઓ, પણ સમાજ અને તેની પ્રકૃત્તિઓ એકની એકજ. આ સમાજમાં અનેક વ્યક્તિઓ હોય છે તેમાંય 'નિરાશાવાદી' એક અજબજ વ્યક્તિ છે. શું તમારા મિત્રમંડળ અને સગાંવહાલાંના જથ્થામાંથી કે શું અમારા મિત્રમંડળ અને સગાંવહાલાંના જથ્થામાંથી પણ એકાદ નિરાશાવાદી તો નીકળવાનોજ. એના હૃદયની રચનાજ કૈં એવી હશે કે એનાથી આશાવાદ સહનજ નહિ થઈ શકતો હોય. એના મુખના અવયવોજ એવાં હશે કે એનાથી છુટથી હસવું લવાયજ નહિ. એની આંખજ એવી હશે કે જેનાથી એને દરેક વિષયની કાળી બાજુજ જણાય. એનું મોં જોતાંજ, એની ચાલ ઉપરથી જ, એના કપડાં પહેરવાની ઢપછપ ઉપરથી જ, એની બેસવાની લઢણ ઉપરથીજ તમે જાણી શકો કે આ પક્કો નિરાશાવાદી છે.

અમારા મંડળમાં પણ આવા એક નિરાશાવાદી છે જેમને મન દરેક પ્રસંગ કોઈ ભયંકર દુઃખ ઉપજાવનાર કે તેની આગાહિ કરનારજ હોય છે. એક સામાન્યજ પ્રસંગ લ્યોઃ અમારા પડોશીને ત્યાં પુત્રપ્રસવ થયો. બધે આનંદની ઘોષણા થઈ રહી. કમનસીબે નિરાશાવાદી ત્યાંજ તે વખતે બેઠા હતા. તે તરતજ બોલી ઉઠયા. "ભાઈ!

આનંદ આનંદ તો તમારો ક્યાં અવળો નીકળી જાય. આવડાં નાનાં છોકરાંઓનો કૈં ભરોસો હોય! મોટા ત્રીસ ત્રીસ વર્ષના, પહાડ જેવા છોકરાઓ ઘડીના છઠ્ઠા ભાગમાં ફાટી પડે છે તો આવડાં કુમળાં ફુલનું શું કહેવાય? સહેજ શરદી લાગી તો બે કલાકમાં સાફ!" અમે બધાં તો એમનો સ્વભાવ જાણીજ રહેલાં હતાં એટલે અમારામાંથી કોઈએ સામો જવાબ વાળ્યો નહિ અને વાત એટલેથીજ પતી.

એક વખત અમારા એક સગાને ત્યાં લગ્નનો આરંભ થયો હતો. લગ્નમાં સાધારણ ચાલે તેવાં ગપ્પાંઓ એક મોટા ખંડમાં ચાલી રહ્યાં હતાં અને આનંદની તો છોળો ઉછળી રહી હતી. પેલા નિરાશાવાદી મશાલાવાળી ચ્હાનો એક કપ અને કોપરાપાક તેમજ બરફીના થોડાક કકડા પેટમાં ગોઠવીને, તકીયાને અઢેલીને જરા સ્વસ્થ થયા એટલે તેમણે વાત ઉપાડી. "તમે બધા આનંદ તો કરો છો પણ આવાં લગ્ન માંડીને તમે શી જવાબદારી માથે ખેંચી રહ્યા છો એનું તમને કોઇને ભાન છે? એટલું યાદ રાખજો કે લગ્ન એમ સમા ઉતરવાં બહુજ મુશ્કીલ છે. સોમાંથી નવાણું ટકામાં તમે જોશો કે કૈં ને કૈં વિઘ્ન નડવાનાંજ. સગામાંથી કોઈ મરી જાય, પરણનાર જોડાંમાંથીજ કોઇ માંદુ પડે કે વળી માંડવામાં આગજ લાગે. આવું ઘણું ઘણું આવી પડે છે એ અમે નજરે જોયેલું છે. પેલા મારા મામાના સાળાનો દાદો પરણ્યો તે વખતે બધાએ બહુ ધામધુમ કરી હતી પણ લગનને દિવસેજ બરાબર તેનો બાપ મરી ગયો! બોલો! એટલે આમ ઉછાંછળા તો થવું જ નહિ. હા, લગ્ન ઉકલી જાય પછી તમે તમારે જોઇએ તેટલો આનંદ કરજોની; તમને કોઇ ના નહિ પાડે.! જોકે તેમાં પણ સાર કશો નથી. કારણ કે એ તો ભાઈ; કુંવારો કોડે મરે અને પરણેલો પીડાએ મરે! હા!"

એમને બધી ઋતુઓ અને બધા માસ સરખાજ દુઃખથી ભરેલા લાગે. વરસાદ જ્યાં સુધી પડવા નહિ માંડયો હોય ત્યાં સુધી એમને મોંયેથી ભયંકર દુકાળની આગાહિજ તમે સાંભળ્યા કરો. છાપનીયા

દુકાળના વર્ણનો તેમના મુખમાંથી ઝર્યાજ કરતાં હોય પણ જે ક્ષણથી વરસાદ પડવા માંડે તેજ ક્ષણથી તેમનો મીજાસ કુદરતની સામા ઉકળી આવે છે. "બસ, મંદવાડ હવે ઘર ઘાલવાનો. માંડ ટગુમગુ આપણે ઘર ચલાવતા હોઈએ ત્યાં વરસાદથી શરદી થવાની અને ડાકટરોના બીલ ભરતાં ભરતાં માથામાં તાલ પડી જવાની." આ પ્રમાણે એમનું ભાષણ શરૂ થાય એટલામાં થોડા દિવસ લાગલાગટ તડકો નહિં પડ્યો એટલે એમને લીલા દુકાળના ભણકારા વાગવા માંડે. શિયાળામાં પણ જો ટાઢ નહિ પડી તો પછીનું ચોમાસું બગડવાનું એ ધાસ્તી એમના હૃદયમાં પેશી જાય અને જો કકડતી ઠંડી પડે તો ત્રિદોશથી છોકરાંઓનો કચ્ચરઘાણ નીકળી જશે એમ એમને થયા કરે. ઉનાળો તો એમનો કટ્ટો વેરી છેજ.

રાજ્યદ્વારી વિષયમાં અંગ્રેજો એમને નહિ ગમે. મહાત્માજી દેશને પાયમાલ કરાવાના છે એવી એમની માન્યતા. મોડરેટ લીડરો ઇલ્કાબના લાલચુ અને બાયલા હોવાથી દેશની દશા બુરી કરવાના એવું એમણે આજ કેટલાં વર્ષોથી નક્કી કરી રાખેલું છે. સુધારાની બાબતમાં પણ સુધારાવાળાઓ પારકાં છોકરાંને જતી કરાવનારાઓ છે એવું એમના હૃદયમાં ઠસીજ ગયલું છે અને જ્યાંસુધી એક પણ જુના વિચારવાળો જીવતો હશે ત્યાં સુધી દેશની પ્રજા સશક્ત થવાની નથી એવું તેમણે હજારો વખત ભાર મુકીને જણાવેલું છે.

ઘરમાં એમને કશાથી આનંદ મળતોજ નથી. ઓફીસમાં એમને કદી હર્ષ થતો નથી. ઘેર કોઈ દિવસ સારૂં જમવાનું હોય તો બીજે દિવસે આખું કુટુંબ માંદુ પડશે એ વિચારથી તે ખાવામાં મજા લઇ શકતો નથી. ઓફીસમાં પ્રોમોશન મળે તો એનાથી વધુ પ્રમાણમાં ઘરનો ખર્ચ વધવાનોજ એ તરંગથી એમનાથી ખુશ થવાતું નથી.

આવા નિરાશાના અનન્ય ભક્તને આપણે શું કહેવું ? તેમને આ ભક્તિમાંથી કેમ ઉગારવા ?

# "આપણાં માસિક પત્રો અને તેમના અધિપતિઓ"



પાશ્ચાત્ય પ્રજાના સંસર્ગથી આપણામાં અનુકરણ કરવાની વૃત્તિ અને શક્તિ એટલી બધી વધી પડી છે, કે જેમાં ને તેમાં પાશ્ચાત્ય પ્રજાનું જ અનુકરણ. પુસ્તકો લખવામાં, ચિત્રો ચિતરવામાં, વિદ્યાભ્યાસ કરવામાં, અન્ન લેવામાં, ચાલવામાં અને ઉંઘવામાં પાશ્ચાત્ય પ્રજા કેવી રીતે વર્તે છે, તેજ આપણે જોઇએ છીએ અને પરિણામે તેજ પ્રમાણે વર્તવાનો પ્રયત્ન પણ કરીએ છીએ. પરંતુ આ વૃત્તિની સામા જો કોઇ સંસ્થા અને તે સંસ્થાના વાહકો પોતાની પીઠ ધરીને ઉભાં રહ્યાં હોય અને પાશ્ચાત્ય પ્રજાના રીતરિવાજોનાં ગમે તેવાં આકર્ષણ સામા પણ અડગ ધૈર્યથી–જાણે યવનોના હુમલા સામા રાણો પ્રતાપ અને તેના રણઘેલા રજપૂતો લડતા હોય–ટકી રહ્યાં હોય તો તે સંસ્થા અને તેના વાહકો આપણાં માસિક વર્તમાનપત્રો અને તેમનાં અધિપતિઓ જ છે ! પરંતુ જગતમાં પયગમ્બરો પોતાના દેશમાં ક્વચિત જ પૂજાય છે, એટલે જ્યારે આ સંસ્થા અને તેના વાહકોમાં પણ કલિયુગની અસર વ્યાપી રહેશે અને જ્યારે તેઓ પણ પાશ્ચાત્ય પ્રજાનું અનુકરણ કરવા માંડશે, ત્યારે આપણે દીન બની જઇને ગુમાવેલાં રત્ન માટે શોક કરીશું, અને પત્રોદ્વારા, લેખોદ્વારા અને ત્વરાથી તૈયાર થયેલી લલિત છંદ

અને હરિગીત છંદની કવિતાઓદ્વારા તે શોક પ્રદર્શિત કરવા પ્રયત્ન કરીશું.

આપણાં માસિકો અને અધિપતિઓ પાશ્ચાત્ય અનુકરણ કરવાની સામાં લડત ચલાવે છે એટલું જ નથી; તેમનામાં એક જાતનો એવો અદ્ભુત હાસ્યરસ રહેલો છે કે જેને પુરેપુરો સમજીને તેમાં ભાગ લેવામાં અજ્ઞાન ગ્રાહકો અને લેખકોને બહુ બહુ મુશ્કેલી પડે છે.

પાશ્ચાત્ય વર્ત્તમાનપત્રો અને અધિપતિઓ કોઇક રીતે એવું માની બેઠાં છે કે એકલા દૈનિક અને સાપ્તાહિક પત્રોજ નહિ પણ માસિક વર્ત્તમાનપત્રોએ પણ મહિનાની અમુક તારીખે જ પ્રસિદ્ધ થવું જોઈએ. અલબત્ત પશ્ચિમના રિવાજનું નામ પડયું એટલે એ રિવાજ ખરો છે કે ખોટો છે, તેનો તલમાત્ર વિચાર કર્યા વગર આપણા દેશીઓ માની બેઠા છે કે ત્યાંનાં વર્ત્તમાનપત્રો જેમ નિયમિત રીતે પ્રસિદ્ધ થાય છે તેજ પ્રમાણે અહિંના પણ થવાં જોઈએ. પરિણામે આપણાં દૈનિક અને સાપ્તાહિક વર્ત્તમાનપત્રોનો મોટો ભાગ નિયમિત રીતે પ્રકટ થાય છે. પરંતુ સુભાગ્યે આ વિચિત્ર રિવાજને હજી સુધી આપણાં માસિકોએ મચક આપી નથી. શા માટે આપે? શું પ્રત્યેક માસની પહેલી તારીખે આપણાં માસિકો પ્રકટ થાય તો દેશની સ્થિતિ સુધરી જવાની હતી? નિયમિત રીતે પ્રકટ થવાથી ગ્રાહકોની સંખ્યા વધવાની હતી? અને ગ્રાહકો તેમને વધારે લવાજમ મોકલાવી આપવાના હતા? શું આપણા અધિપતિઓને ફક્ત એજ ધંધો છે? અને શું આપણે પણ પહેલી તારિખે ફક્ત એની જ રાહ જોતા બેઠા છીએ? અને એક રિવાજ ખોટો છે એમ બતાવવું હોય તો ઉત્તમ માર્ગ એ છે કે તેનાથી જેમ બને તેમ ઉંધું વર્ત્તન કરવું એમ ધારીને આપણાં માસિકો આ બાબતમાં નિયમિતપણું સ્વીકારતાં જ નથી. ગમે તે મહિને, ગમે તે વખતે અને ગમે તે તારિખે આપણાં માસિકો એકાએક પ્રકાશમાં આવે છે અને

કાચી ઉંઘમાંથી આપણે જેમ જાગી ઉઠીએ છીએ તો તરત જ પાછા નિદ્રાવશ થઈ જઈએ છીએ, તેમ આપણાં માસિકા પાછાં અંધકારમાં લિપ્ત થઇ જાય છે! મારા મત એવો છે કે દરેક મહિનાની પહેલી તારિખે અમુક વર્તમાનપત્ર આપણને મળતું જ હોય તો એમાં નવીનતા શી? એમાં આનંદ શો? "ધી ટાઇમ્સ ઓફ ઇન્ડીઆ" દરરોજ પ્રાતઃકાળમાં આપણે આંગણે આવીને આપણી નિદ્રામાં ખલલ પાડે છે તેથી આપણે કેવા ખિન્ન થઇ જઇએ છીએ? બીજાં સર્વ કાર્યો પડતાં મુકીને તે આપણે વાંચી જવું પડે છે. આ તો કોઇક દિવસ આપણે જમીને બેઠા હોઇએ, વાંચવાનું સાધન કશુંજ આપણી પાસે હોય નહિં અને શું કરવું, શું કરવું એવા વિચારો આપણા હૃદયમાં ઉદ્‌ભવ્યાં કરતા હોય તે વખતે અચાનક પોસ્ટમેન આપણાં બારણાં ઠોકીને એક જ માસિકની એક જ મહિનાની એકજ નકલ અથવા તો ત્રણ ચાર મહિનાની સામટી નકલો આપણને આપીને ચાલ્યો જાય છે. આપણું હૃદય પ્રફુલ્લ થઈ જાય છે. આટલાં સુખની આશા આપણે જીવનમાં રાખી નહતી તેમ છતાં આવી મળ્યું, એવું જાણીને આપણે પ્રભુના ગુણ ગાઇએ છીએ અને આતુરતાથી તે માસિક કયા મહિનાનું હશે અને કેટલા મહિનાનું સામટું હશે તે જોવાને ઉત્સુક બની જઈએ છીએ. 'માસિક છેલ્લું ક્યારે આવ્યું હતું?' એ પ્રશ્ન પ્રથમ આપણે આપણા હૃદયને પુછીએ છીએ. પણ આવા અચાનક મળેલા આનંદથી ઉભરાતું હૈયું તે પ્રશ્નનો ઉત્તર દઈ શકતું નથી, એટલે આપણે ઘરમાં પત્નીને અને બાળકોને પુછીએ છીએ. ત્યાં પત્નીના કહેવાથી જણાય છે કે છેલ્લું માસિક છ મહિના પહેલાં આવ્યું હતું પણ પુત્રીનો મત તેથી જુદો પડે છે. પુત્રીના કહેવાથી જણાય છે કે તેણે કોઇ પડોશીને ત્યાં ત્રણ મહિના પહેલાંનું તે જ માસિક જોયું હતું. આ ઉપરથી ગૃહમાં નાનોશો સ્નેહકલહ થાય છે અને આખરે

બધાં મળીને પેલા માસિકનો મહિનો વાંચવાનો યત્ન કરે છે. એ ઉપરથી જણાય છે કે તે માસિક છેલ્લા પાંચ મહિનાનું સામટું નિકળ્યું હતું !

ઈંગ્લંડનું "ધી ગ્રાન્ડ મેગેઝીન" પોતાની જાહેરખબરોમાં લખે છે કે અમારાં એકેએક પાનામાં કૈંનું કૈં વાંચવાનું મળી આવે છે અને તે જો તમે બરાબર વાંચશો તો અમારૂં માસિક વાંચતાં તમને બરાબર એક મહિનો થશે. આ પ્રમાણે કોઇ આપણા ગુજરાતી માસિકે લખવાનો યત્ન કર્યો હોત તો તેના અધિપતિને અહિંના મોટા મોટા પુરુષોએ ધુળથી ભુંડો કરી નાંખ્યો નહિં હોત શું ! આ જીવનમાં "ધી ગ્રાન્ડ મેગેઝીન" એકલું જ વાંચવાનું છે ? અને આખો મહિનો તે જ વાંચ્યા કરે તો બીજાં કાર્યો ક્યારે થાય ? પણ આ તો અંગ્રેજી માસિકે લખ્યું એટલે આપણે ખુશ થઈએ છીએ અને દરેક મહિને કેટલું વાંચવાનું મળે તેનો વિચાર કરતાં તેને ધન્યવાદ આપીએ છીએ. આપણાં માસિકો આવી રીતે કાલ ગુમાવવાનું શિક્ષણ આપવા માગતાં નથી ! આપણાં માસિકોને આપણાં ધર્મ, ફરજ, કર્ત્તવ્ય વિષે બહુ ઉચ્ચ અભિપ્રાય છે, તેથી તેઓ પોતાનું વાંચવાનું એવી રીતે ગોઠવે છે કે ગ્રાહકોનો બહુમાં બહુ અરધો જ કલાક ગુમાવવાનું થાય !

અમેરિકાનું "ધી હારપ મેગેઝીન" નવા વર્ષની શરૂઆતમાં આખા વર્ષમાં પોતે શું શું પ્રસિદ્ધ કરનાર છે તે જણાવી દે છે. ઓછામાં ઓછી ૭ વાર્તાઓ, બે ત્રણ મુસાફરીના લેખ, એક વિજ્ઞાન સંબંધી લેખ વગેરે અમારા દરેક અંકમાં છાપશું એવા વિચાર તેનો અધિપતિ કૈંક મગરૂબીથી જણાવે છે. પણ તેથી વાંચનારને કેટલી ચિંતા થાય છે તેનો તેને બિલકુલ ખ્યાલ આવતો નથી. ૭ વાર્તા આપણે ક્યારે વાંચશું, મુસાફરીના લેખ શી રીતે વંચાશે, વિજ્ઞાનના લેખમાં સમજણ શી પડશે, વગેરે અનેક વિચારો ગ્રાહકના હૃદયને

વ્યગ્ર કરીને તેને દુઃખના સમદ્રમાં હોમી દે છે. આપણા માસિકો અને અધિપતિઓ આથી ઉલટો જ માર્ગ ગ્રહણ કરે છે. કોઇ પણ વખત "આટલું બધું શી રીતે વંચાશે?" એ વિચાર પોતાના ગ્રાહકને આવવાજ દેતા નથી. ત્રણ ચાર મહિને એકાદ વાર્તા વાંચનારના થાકેલાં હૈયાંને શાંતિ આપવા છાપેલું છે; ગરીબ મનુષ્યોને મુસાફરીનાં વર્ણનો વંચાવીને તેમના હૃદયને વ્યથા કરાવવાનું તેમને પસંદ જ નથી!

"ધી અમેરિકન મેગેઝીન" પોતાની પ્રશંસા કરતાં બોલી ઉઠે છે કે અમારા દરેક અંકમાં તમે કંઇક નવીન જ જોશો. હું એમ પુછું છું કે આપણાં માસિકોમાં નવીનતા નથી એમ કોણ કહી શકે છે? આપણાં માસિકો છેલ્લાં ક્યારે નીકળ્યાં છે, હવે ક્યારે બહાર પડશે અને અંદર કઈ જાતના લેખ આવશે એ વિશે જે પુરુષ ખરો વર્તારો બહાર પાડવાને બીડું ઝડપે તેને હું રૂા. ૧૦૦ (પ્રતિ વર્ષે એક આનાના હફતા લેખે) આપવા તૈયાર છું!

આ સીવાય અંગ્રેજી માસિકોએ એક બહુ હલકો રિવાજ પકડ્યો છે. દરેક લેખકને તેના લેખ બદલ કૈં ને કૈં પૈસા આપવા જ અને તે ઉપરાંત તે લેખવાળો અંક પણ તેમને મફત મોકલાવવો! આપણાં માસિકો અને અધિપતિઓ આ રિવાજની સામાં હડહડતાં છે. આવી રીતે વિદ્યાદેવીનું વેચાણ કરીને લેખકના હૃદયમાં ક્ષુદ્ર ભાવ ઉત્પન્ન કરાવવાનું તેમને યોગ્ય લાગતું નથી! તેથી ઉલટું તેમણે એવો ધારો રાખ્યો છે કે લેખકોને પૈસા તો નહિ, લેખવાળો અંક પણ નહિ તેમજ સાથે સાથે તે લેખકનો લેખ પોતે છાપી શકશે કે નહિં તેનો જવાબ પણ નહિં! ખરે જ, આટલી વિપત્તિઓ છતાં પણ લેખકો પોતાની કલમ ચલાવે અને નિસ્પૃહતાને ચાહતાં શીખે, એ જ ઉદ્દેશ આપણાં માસિકોના અધિપતિઓના હૃદયમાં છુપાઈ રહેલો છે.

તેમની હાસ્યરસવૃત્તિ કેવા ઉંચા પ્રકારની છે તે બતાવવાને હું એકાદ બે દૃષ્ટાંત આપું તો અયોગ્ય નહિં ગણાય.

આપણા ડ્રોઈંગ રૂમના ટેબલ ઉપર એક ગુજરાતી માસિક પડયું હોય છે, અચાનક કોઈ મિત્ર ત્યાં આવી ચડે છે અને તેની દૃષ્ટિએ પેલું માસિક પડે છે. પેલા માસિકના પુંઠા ઉપર મોટા અક્ષરે "ગુજરાતીમાં પ્રસિદ્ધ થતું એકલું સચિત્ર માસિક" એમ હોય છે. એટલે પેલો મિત્ર ઝડપથી તેને ઉંચકીને અંદર ચિત્ર જોવાનો યત્ન કરે છે. ગરીબ બિચારો! તેને એમ ખબર રહેતી નથી કે એ તો આપણાં માસિકોની પરિહાસ વૃત્તિનું એક અનુપમ દૃષ્ટાંત છે. તેમાં ચિત્ર બિલકુલ હોતાં જ નથી અને હોય છે તો તે પણ બે ત્રણ મહિને એકાદ બે. કોઇ મનુષ્ય એમ પ્રશ્ન ઉઠાવશે કે આમાં મશ્કરી નથી પણ દગો છે, પણ તેમને એટલોજ જવાબ બસ થશે કે પ્રથમ તેમણે અર્વાચીન હાસ્યરસના લેખકોના લેખોનું મનન કરવું જોઇએ. જગપ્રસિદ્ધ "માર્કટવેઈને" એક વખત the island of snakes (સર્પોનો ટાપુ) નામક લેખ લખ્યો હતો, તેમાં સર્પો અને ટાપુ વિશે કશું જ નહતું.

વળી કેટલીક વાર આપણાં માસિકો આશ્ચર્યજનક વરતારા કાઢી શકે છે. તેમના અધિપતિઓ શી રીતે ભવિષ્યકાળના અદ્દ્ભુત પડદા ચીરી શકતા હશે તે તો કોણ જાણે, પણ જુન માસમાં બનેલા બનાવો વિશે તેના આગલા મે અને એપ્રિલ મહિનાના તે માસિકોના અંકમાં મેં ઘણીવાર વાંચ્યું છે અને એક વખત તો મેં છ મહિના પછી બનેલી વિગત છ મહિના અગાઉના ગણાવા માગતા માસિકમાં વાંચી હતી!

પણ આટઆટલું છતાં આપણા માસિકોની જોઇએ તેવી કદર આપણો વાંચનાર વર્ગ કરતો નથી એ બહુ શોચનીય છે. ફક્ત ચાર પાંચ અંક ઉપરથી તેને વિશે અભિપ્રાય બાંધવો એ કેવળ મુર્ખાઇ

છે. તમારે ઓછામાં ઓછાં બે ત્રણ વર્ષ સુધીના અંક જોવા જોઈએ જ; પછી જ તમારાથી તે માસિકની યોગ્ય તુલના થઇ શકે. આમ નહિં કરવાથી ઘણી વાર આપણાં સુપ્રસિદ્ધ માસિકોને બહુ અન્યાય થાય છે. મારા એક બહુ લાગણીભર્યા હૃદયવાળા મિત્રે એક વખત મારી પાસે એક સારા માસિકના ગ્રાહક થવાની ઈચ્છા દર્શાવી. આ ઉપરથી મેં એક સુપ્રસિદ્ધ માસિકનું નામ આપ્યું અને તેના ચારેક અંક તેમને જોવા આપ્યા. જોઈને પ્રસન્ન થવાને બદલે તે બહુ ઉશ્કેરાઈ ગયા અને તે મેલંકોલીઆથી પીડાતા હતા એટલે આથી તેમને આઠેક દિવસ સુધી બહુ સહન કરવું પડયું. પ્રથમ મને કશી સમજણ પડી નહિં પણ પાછળથી તપાસ કરતાં જણાયું કે તે ચાર પાંચ અંકમાં ફક્ત એક જ વિષય ચર્ચવામાં આવ્યો હતો અને તેમાં એક પક્ષના ત્રણ ચાર વિદ્વાનોના અને બીજા પક્ષના ત્રણ ચાર વિદ્વાનોના બહુ કડક ભાષામાં લખાયલાં લખાણો જ છાપવામાં આવ્યાં હતાં ! છેક ચોથા અંકમાં આ અંકની પૂર્ણાહુતિ થવાને બદલે ચર્ચાપત્રીઓનાં લખાણો ઉપરથી એમ જણાતું હતું કે હજી તે વિષયમાં કેટલાક એવા પ્રશ્નો રહેલા હતા કે જે ઉપર બહુ જ બારિકાઈથી અને લંબાણથી વિવેચન કરવું આવશ્યકનું હતું. મારા મિત્ર બધી જ બાબતોમાં ગંભીર રૂપ લઇ લે છે એટલે તેમની તો ખાત્રી થઈ ગઇ કે આ ચર્ચાનું પરિણામ બધા વિદ્વાનો વચ્ચે હાથોહાથની ઝપાઝપી અને ખુનામરકીમાં આવવાનું છે અને છેવટે તે માસિકના અધિપતિ તેમજ આગેવાન વિદ્વાનોને કાળાંપાણીની સજા થવાની છે ! મેં બહુ બહુએ સમજાવ્યા કે એ તો આપણાં ગુજરાતી માસિકોની એવી ખુબી જ છે અને બીજાં લખાણોને બદલે દૈનિક અને સાપ્તાહિક પત્રોમાં આવવાં જોઇતાં ચર્ચાપત્રો પોતાના માસિકમાં છાપીને એક જાતની નવીનતા જ આપણને શીખવે છે, પણ તેમના મનનું સમાધાન થયું નહિ. હજી પણ કોઇ કોઈ વખત તે મિત્ર મને પુછે છે કે પેલાં ચર્ચાપત્રો બંધ થયાં કે નહિં ? જો હું ના કહું છું તો

પોતે બહુ ખિન્ન થઈ જાય છે અને પોલીસોએ કૈંક પગલાં ભરીને એ અટકાવેલાં હોવાં જોઇએ એમ કહે છે.

પાશ્ચાત્ય પ્રજાનાં માસિકોમાં એક બીજી ખોડ એ છે કે તેમનામાં એક એવો સિદ્ધાંત રાખી મુકેલો છે કે એક માસિકમાં છપાયલો લેખ બીજાં માસિકમાં નહિં છાપવો ! અલબત્ત, વિચારશીલ, મનુષ્યોને આ સિદ્ધાતની નિર્માલ્યતા તરત જ જણાઇ આવશે! આપણાં માસિકોનો મત એવો છે કે અમુક વિદ્વાને એક ભાષણ કર્યું અને તે અધિપતિની નજરમાં યોગ્ય લાગ્યું એટલે બસ; પછી દરેકે દરેક માસિક તો શું પણ દરેકે દરેક દૈનિક અને સાપ્તાહિક પત્ર પણ તે જ ભાષણ અક્ષરશઃ છાપવાનાં. મેં એવી રીતે કેટલાક વિદ્વાનોનાં ભાષણો આઠ કે નવ પત્રોમાં વાંચ્યાં છે ! આમાં અધિપતિઓનો આશય ખોટો હોતો નથી. તેમને એમ કે ગમે તે પ્રકારે પણ આ ભાષણ દરેક મનુષ્યને જીંહાગ્રે થવું જ જોઈએ. પણ એથી વાંચનારને બહુ ખરાબ અસર થઈ જાય છે. મેં જ્યારે ઉપર કહેલાં ભાષણો પ્રથમ વાંચ્યાં ત્યારે ઠીક લાગ્યાં, બીજી વાર વાંચ્યાં ત્યારે કંટાળો આવ્યો અને પછી જેમ જેમ હું તે વાંચતો ગયો તેમ તેમ હું ઉશ્કેરાતો ગયો. જ્યારે મેં તે જ ભાષણો પાછાં સાતમી કે આઠમી વખત વાંચ્યાં, ત્યારે તો મનને એવું થઇ આવ્યું કે જો તે વખતે તે ભાષણ છાપનાર અધિપતિ અને તે ભાષણ કરનાર વિદ્વાન મારી સન્મુખ હોત તો બહુ વિપરીત પરિણામ આવત! પણ આખરે આપણે બધાં મનુષ્યો જ છીએ—અપૂર્ણ છીએ. બીજા સારી શીખામણ આપે પણ તે આખરે આપણને રૂચે જ નહિ, એમાં શીખામણ આપનારનો શો વાંક ?

આ સીવાય બીજી એક નવીનતા આપણાં માસિકોમાં અને તેમના અધિપતિઓમાં છુપાઈ રહેલી છેઃ લવાજમ અગાઉથી ભેગું કરી લઇને, બે ત્રણ અંક પ્રકટ કર્યાં પછી માસિકને અકાળ મૃત્યુ

પમાડી દેવું ! લેખકો પાસેથી લેખ મંગાવીને તેમને છ સાત મહિના આશામાં રઝળાવીને છેવટે જણાવવું કે અમુક અનિવાર્ય કારણોને લઈને તમારો લેખ ગુમ થઈ ગયો છે, માટે જો છપાવવાની ઇચ્છા હોય તો પુનઃ લખી મોકલવો ! બે ત્રણ વર્ષ પછી અચાનક પાછલાં વર્ષોનો સામટો એક અંક બહાર પાડીને ગ્રાહકો પાસે તેનાં નાણાં વસુલ કરી લેવાની ઇચ્છા રાખીને ગ્રાહકની હાસ્યરસવૃત્તિને ખરી કસોટીએ ચડાવવી! વગેરે વગેરે.

પણ પછી બધીજ નવીનતા અને બધાજ ગુણો આપણી વાંચનારી પ્રજામાં ઉઘાડાં પાડી દઈએ અને તેથી કરીને અચાનક ગ્રાહકોની સંખ્યા પચાસ ગણી વધીને યુરોપ, અમેરિકા, ચીન, જાપાન વગેરે દૂર દૂરના દેશોમાંથી પણ અસંખ્ય માગણી આવે તો આપણા કાર્યવ્યવસાયી અધિપતિઓ બહુ ગભરાઇ જાય અને આવી અસંખ્ય માગણીને પહોંચી વળવાને કેવળ અશક્ત થઇ જાય એમ ધારીને અહિંથીજ વિરમું છું.

# લૉટરી.

---

એક દિવસ ઑફીસથી હું ઘેર ગયો ત્યાં મારી સ્ત્રી ચંચળ અતિશય ઉશ્કેરાયલી સ્થિતિમાં આમથી તેમ ફરતી હતી. હું અંદર દાખલ થયો એટલામાંજ તેણે પુછ્યું: "પેલી ટીકીટ ક્યાં? એ ટીકીટ ક્યાં છે?"

"કે ટીકીટ? શેની ટીકીટ? એ તું શું બોલે છે? મેં પુછ્યું.

"બસ, એ તો હું ધારતીજ હતી. એવું તે આપણા નસીબમાં કોઈ દિવસ હોય પણ ખરૂં? જ્યારે નસીબ ઉઘડ્યું ત્યારે તમે ટીકીટ ગુમાવી" આવું બોલીને તેણે રડી દીધું.

બારણાં આગળ પડોશીઓના દેખતાંજ રકાસ થવા માંડયો હતો તે અટકાવવા મેં ચંચળને હાથ પકડીને અંદર ખેંચી અને બારણું દઇ દીધું. પછી પુછ્યું: "પણ તું પહેલાં કહે તો ખરી કે એ ટીકીટ તું શેની માગે છે? નાટકમાં જવાની કે સીનેમેટોગ્રાફની કે ટ્રેનની કે શેની? એકદમ રડવાજ માંડે એમાં શી સમજણ પડે!"

"અરેરે! હજી તો તમે સમજતા પણ નથી! આપણને લૉટરીમાં બીજું ઇનામ મળ્યું છે–દિવાનખાનાનું ફરનીચર–પણ તમે ટીકીટજ ખોઈ નાખી એટલે કહેવાથી પણ શો ફાયદો અને રડવાથી પણ શો ફાયદો!"

આ ઉપરથી મને યાદ આવી ગયું. હજી સુધીમાં મેં લગભગ ૫૦૦ લૉટરીમાં પૈસા ભર્યાં હશે. કોઇકમાં પહેલું ઇનામ સાત લાખ

રૂપિયાનું હતું તો કોઈકમાં પાંચ હજારનું હતું. કોઇકમાં મોટી મોટરકારનું હતું તો કોઇકમાં જીવતા સિંહની જોડીનું હતું. રૂપિયા અને મોટરકારનું તો જાણે સમજ્યા પણ સિંહની જોડી મને મળી હત તો હું શું કરત તેનો વિચાર તો મેં કોઇ વખતે કર્યોજ નહતો. અને મને લૉટરીમાંથી એક પાઇનું ઇનામ પણ મળવાનુંજ નથી એવી મારી ખાત્રી હતી તેથી ઇનામની જાત અને કિંમત જાણવાની હું કોઈ દિવસ દરકાર કરતોજ નહતો.

મારૂં નસીબ લૉટરીની બાબતમાં એટલું બધું હઠીલું છે કે કંઈ કહેવાની વાતજ નહિ. એક વખત હું મારા ચાર મિત્રોની અને મારી એક એમ કરીને પાંચ ટીકીટ લઇને ઇનામો ખેંચવાને ગયો હતો. મેં પહેલાં મારા બે મિત્રો તરફથી પડીકાં ખેંચ્યાં તો બન્નેમાંથી સારાં ઈનામો નીકળ્યાં; એટલે લોભાઇને ત્રીજી વાર મેં મારે માટે ખેંચ્યું તો પડીકું તદન ખાલી! પછી બાકીનાં બે મિત્રોનાં ખેંચ્યાં તો પાછાં બન્નેમાંથી ઈનામ નીકળ્યાં હતાં!

હું તરતજ બોલી ઉઠ્યો. "એમાં રડવાની કંઈ જરૂર નથી. મારી પાસેથી ઝીણામાં ઝીણી વસ્તુ પણ કદી ખોવાતી નથી માત્ર કયે ઠેકાણે મુકી દેવાઇ છે એજ કદાચ મને યાદ નથી રહેતું." આટલું બોલીને મેં ઝડપથી કબાટો, ટ્રંકો, ઈસ્કોતરાં વગેરે ખોલવા માંડયાં. કોટ પાટલુનના ગજવાં પણ શોધવાં બાકી નહિં રાખ્યાં. ધીમે ધીમે શોધનું ક્ષેત્ર મોટું થતું ગયું. ચંચળ પણ શોધમાં શામીલ થઇ. આખરે કલાક દેઢેક પછી ટીકીટ રસોડામાં અથાણાના દાબડાઓનાં રકાબીમાંથી મળી આવી.

અન્ય મનુષ્યોના ભોગે, હરામની મળનાર વસ્તુના વિચારમાં જે તરતનો આનંદ થયો તે શાંત પડતાં મેં આસપાસ નજર કરી જોઈ. અમારી નાની નાની ઓરડીઓમાં નવો સામાન મુકવાની તલમાત્ર પણ જગ્યા ન હતી. આથી મેં પુછ્યું: "એ ફરનીચર વેચીને બારોબાર પૈસા ઉપજાવી લઈએ તો?"

"તમારે ફાવે તેમ કરોને. ઘરમાં હમણાં જે ચીથરાં અને લાકડાંનાં ખોખાં પડયાં છે એ શાં ખોટાં છે!" ચંચળના આ જવાબથી, મારા નાટક જોવાના શોખ, સારાં સારાં લુગડાં, સેંટો, સાબુઓ વગેરે વાપરવાના ભોગે મેં ફરનીચરની જે સારી સારી વસ્તુઓ, સારી જાજમ, અને એક આરસીવાળું કબાટ આણ્યાં હતાં તેની આવી કદર થતી જોઇને હું ખિન્ન બની ગયો; પણ સ્ત્રીઓના અતિશયોક્તિ અને કટાક્ષયુક્ત ભાષણોથી હું છેક અજ્ઞાત નહતો એટલે એ વિશે હું વાદવિવાદમાં ઉતર્યોજ નહિ. વાતાવરણ શાંત થઇ ગયું અને અમે બન્ને સાંઝના અમારાં ઇનામ પેટે આવનાર ફરનીચર જોવા ગયાં. તે જોતાંજ મારા હાંજા ગગડી ગયા. એ ફરનીચર કોઇ રાજ્યમહેલને માટે હતું. મારા જેવા ત્રણ ચાર ઓરડીના બ્લોકમાં રહેનાર માટે હતુંજ નહિ. વાડરોબ (એક પ્રકારનું કબાટ)માં ઘોડા પણ બાંધી શકાય તેમ હતું. મોં ધોવા કરવાનું વોશસ્ટેન્ડ પણ એટલા મોટા પાયા ઉપર રચવામાં આવ્યું હતું અને સાધારણ રીતે પચાસ માણસની રસોઈ કરવાને માટે વાપરવામાં આવે તેટલું તો તેનું કુંડું હતું. આ સીવાય એક ડ્રેસીંગ ટેબલ મીજલસ હોય અને અસલના વખતમાં આરસા ટીંગાડવામાં આવતા હતા તેવડા આરસાઓવાળું પણ અમારે નસીબે હાજર હતું. આ ઉપરાંત ચાર સાદી ગાદીવાળી ખુરશીઓ અને બે મોટી, લગભગ નાના કદના પલંગ જેવડી, આરામ ખુરશીઓ હતી.

ચંચળ આનંદથી દિવાની બની ગઇ. બધા આરસામાં પોતાનું મોં જોઇ વળી, અને દરેક ખાનામા, દરેક વખારામાં પોતે શી શી ચીજો મુકશે તે પણ તેણે નક્કી કરી દીધું. માત્ર એક નાનું ખાનું તેણે સ્નેહભાવે મારે માટે રહેવા દીધું. ચંચળે તો આ ફરનીચર તેજ રાતે અમારે ત્યાં મોકલવામાં આવે તે પ્રમાણે ગોઠવણ કરવા માંડી પણ હું દઢતાથી સામો થયો અને આખરે બીજે દિવસે બપોરે આવે

તે પ્રમાણે ઠેરવવામાં આવ્યું, અને સાથે સાથે મારે પણ ઑફીસમાંથી અડધો દિવસ રજા લઇને ઘેર જઇ પહોંચવું એવું નક્કી કર્યું.

અમે ઘેર ગયાં કે તરતજ ચંચળે આવનાર ફરનીચર ક્યાં અને કેમ ગોઠવવું એ વિશેની તૈયારીઓ કરવા માંડી. જે ઓરડીને અમે ડ્રોઇંગ રૂમ કહેવાની ધૃષ્ટતા કરતાં હતાં તે ૧૪ ફીટ પહોળી અને ૧૪ ફીટ લાંબી હતી પણ તેની ચંચળને મુશ્કેલી હતીજ નહિ. તેણે તો તરતજ કહ્યું "જુઓ વાર્ડરોબ અહિં મઝાનું રહી જશે અને ડ્રેસીંગ ટેબલ આ જગ્યાએ બરાબર ગોઠવાઇ જશે."

જે થોડુંઘણું ફરનીચર તે ઓરડીમાં હતું એટલાથી તેમાં હાલવા ચાલવાની જગ્યા હતીજ નહિં પણ આવી ક્ષુદ્ર હકીકત સ્ત્રીઓના ધ્યાનમાં આવેજ નહિં એ દેખીતું છે.

બીજે દિવસે સવારે જમવામાં ખીચડી અને છાશ અને તેમાં પણ ખીચડી લગભગ કાચી એટલુંજ હતું કારણ કે ચંચળ અને અમારી ચાકરડી અમારા ડ્રોઇંગ રૂમના ફરનીચરને બીજી કોઇ પણ જગ્યાએ ખસેડવાના પ્રયાસમાં ગુંથાઇ ગયાં હતાં. તે ફરનીચર વેચી દેવાની સુચના મેં કરી જોઈ પણ ચંચળે તે ઉડાવીજ દીધી. "આપણે કોઇ મોટી જગ્યા લઇએ તો પાછું આવું ફરનીચર આપણને મળે કે?" આ જવાબથી મેં એ વાત છોડી દીધી.

હું જ્યારે ત્રણ વાગ્યે ઑફિસથી ઘેર પહોંચ્યો ત્યારે ફરનીચરનું ગાડું આવી પણ પહોંચ્યું હતું. જીજ્ઞાસુ લોકોનું નાનું સરખું ટોળું ગાડાંની આસપાસ ઉભું હતું. ચંચળ ઉશ્કેરાયલી સ્થિતિમાં બારણામાં ઉભી હતી.

"અરે અહિં તો પંચાતી થઈ છે! આપણે શું કરશું?" તે બોલી. "વાર્ડરોબ તો અંદર આવતુંજ નથી."

વસ્તુસ્થિતિ એવી હતી કે અમારા નાના સાંકડા દાદર ઉપર ચાર મજુરો વોશ સ્ટેન્ડ લઇને ફસાઈ ગયા હતા. દાદરના રમણા

સુધી પણ આ ચાર મજુરો અને આ વોશ-સ્ટેન્ડ શી રીતે જઇ શક્યાં એ મારાથી સમજાતું નહતું. અલબત્ત, દાદરની આસપાસની ભીંતની સ્થિતિ તો નજરે જોઇ શકાય એવીજ રહી નહતી. દાદરની પાસેના અમારા લૅંપમાંથી માત્ર લેંપનું મોઢીયુંજ સહીસલામત રહ્યું હતું અને તેપણ પોતાના અસલ સ્વરૂપમાં તો નહિંજ.

જ્યારે વૉશ-સ્ટેન્ડની આ સ્થિતિ થઇ ત્યારે વાર્ડરોબને તો આ દાદર ઉપરથી લઇ જવાનો યત્ન કરવો એ પણ નકામું જ હતું. મેં અને પેલા ચાર મજુરોએ આ પ્રશ્નનો નિકાલ લાવવાને માટે વાડામાં સભા ભરી અને આખરે એને બારીમાંથી ઉપર લઇ જવાનો યત્ન કરવો એવા ઠરાવ ઉપર અમે બહુમતીથી આવી શક્યા. પણ બારી વાટે એને ઉપર ચઢાવવાને સાધન હાજર નહિં હોવાથી વાર્ડરોબ વાડામાંજ તાડપત્રીથી ઢાંકીને રાખવામાં આવ્યું અને મજુરો વિદાય થયા.

ચંચળ તો આનંદથી લગભગ ઉન્માદિની થઈ ગઈ હતી. અમારા સુવાના ઓરડામાં નજર નાખવાથી, યુદ્ધ સમયમાંના કોઇ સિપાઈ બચ્ચાના તંબુનું સ્મરણ થતું હતું. કોઈ તદ્દન નકામી વસ્તુની પેઠે મારો પલંગ એક ખુણામાં જઇ પડયો હતો. નવાં ફરનીચર-માંનું ડ્રેસીંગટેબલ અમારા નાના કઠેરાનાં એક પુરાં બારણાંને અને તે ઓરડાની એક પુરી બારીને ઢાંકી દઇને આખા ઓરડામાં અંધ-કારનું સામ્રાજ્ય પ્રસરાવતું ઉભું હતું, એટલે કઠેરામાં જવું એ કેવળ અશક્ય થઈ પડયું હતું. પલંગની આસપાસ ખુરશીઓ એવી રીતે ગોઠવવામાં આવી હતી કે પલંગ ઉપર ચડવું હોય તો પ્રથમ સિંગ-લબાર કે ડબલબારની કસરતમાં પ્રવીણ થવુંજ પડે !

હું તે દિવસે કેવી રીતે પલંગ ઉપર જઇ પહોંચ્યો એ હવે મારાથી કહી શકાય તેમ નથી, પણ હું ત્યાં પહોંચ્યો ત્યારે મારા શરીર ઉપર કમમાં કમ તેર ઝખમો પડયા હતા. ધોતીયું અને પહે-

રણ ચીરાઇને લગભગ નકામાં થઈ ગયાં હતાં તેતો નકામાંજ! રાતે પણ ત્રણેક વખત ચંચળે મને કહ્યું: "જરા ઉઠીને જોઈ આવશો? મને લાગે છે કે જો કોઈની નજર પડી તો આપણું વાર્ડરોબ જરુર ઉપડી જવાનું." મને કહેવાનું તો ઘણું મન થયું કે એવા કોના ભોગ લાગ્યા હોય કે આ વાર્ડરોબનો ભાર વેંઢારે" પણ એથી વાત વધી પડત એટલે મેં એટલેથીજ પતાવ્યું કે "તું એ બાબત નચિંતજ રહેજે. મારો જાન જશે તો પણ હું વાર્ડરોબ ચોરાવા દેવાનો નથી." બીજે દિવસે સવારે મળસ્કામાંજ મજુરો દોરડાં, ઘરેડીઓ વગેરે સામાન લઇને આવી પહોંચ્યા અને અલ્પ સમયમાં વાર્ડરોબ ત્રિશંકુની પેઠે બારી અને જમીન વચ્ચે અદ્ધર લટકતું રહી ગયું. આસપાસના પડોશીઓ બારીએ ઉભા રહીને આ દ્રષ્ય જોઈ રહ્યાં. તેમની નિદ્રાનો ત્યાગ થવાથી તેમની લાગણી અમારા પ્રત્યે કૈં જુદાજ પ્રકારની થઇ ગઈ હતી. વાર્ડરોબમાં જાણે જીવ હોય અને તેમ છતાં અમે તેને આ પ્રમાણે દોરડાંથી ટાંગીને દુઃખ દેતાં હઇએ તેમ વાર્ડરોબની દયા ખાવાના અને અમને અને મજુરોને ગાલિપ્રદાનથી વધાવી લેવામાં પ્રયાસો પણ થયા. બે માણસોએ તો આ વાર્ડરોબ બારી વાટે અંદર જશે કે નહિં એ બાબત શરત પણ મારી. કેટલાકોએ મજુરોને યંત્રશાસ્ત્ર વિશે સમજણ પાડવાનો અને ઘરેડીના દાખલાઓ કહી બતાવવાનો પણ યત્ન કર્યો.

ધીમે ધીમે વાર્ડરોબ બારી સુધી આવ્યું, મજુરો તો કમઅક્કલ હોયજ પણ મારા જેવા દીર્ઘદ્રષ્ટિવાળા પુરૂષે પણ આ બાબતનો પ્રથમથી કેમ નિર્ણય નહિ કર્યો હોય એ મને સમજાતું નથી. બન્યું એમ કે બારીમાંથી એ વાર્ડરોબ જઈ શકે એમ હતુંજ નહિં. અલબત, બધાં માણસોએ આવી નજીવી બાબતમાં ધમાલ એટલી કરી હતી કે કદાચ હું મારી અપૂર્વ શક્તિનો ઉપયોગ કરતાં વિસરી ગયો હઈશ, કારણ કે શાંતિમય વાતાવરણમાંજ મહાપુરૂષોની શક્તિઓ

વિકાસ પામે છે. પણ આ જગતમાં એવી શાંત રીતે અને ગંભીર રીતે વિચાર કરવા દેવાની તકજ કોણ આપે છે ?

વાર્ડરોબ પાછું નીચે ઉતર્યું. ચંચળે લગભગ રડવાની અણી ઉપર આવી જઇને કહ્યું: "ત્યારે આપણે એને નીચેના ઓરડામાંજ રાખીએ; એમાં શું !" મજુરો ભારે શ્રમથી એવી સ્થિતિમાં આવી ગયા હતા કે તેમણે કશો પણ ઉત્તર આપ્યા વિના અને મારી પણ સલાહ લીધા વિના નીચેના ઓરડામાં તેને ઘુસાડી દીધું. સુભાગ્યે તે અંદર પેઠું તો ખરૂં, પણ દાદરના કઠેરાના ડાંગા અને બારણાના ખુણામાં એવી રીતે ફસાઇ પડયું કે તેને તે જગ્યાએથી જો ભીંત તોડવામાં આવે તોજ ખસે એમ થઇ પડયું. આખરે તેને તેજ જગ્યાએ વાર્ડરોબને રાખીને, મારી પાસેથી ઠેરવેલા કરતાં લગભગ બમણા પૈસા લઇને મજુરોએ રૂખ્સત લીધી. આગલું બારણું તો દેવાઈ શકતું હતું એટલે અમને ઝાઝી ચિંતા તો રહી નહતી. માત્ર દાદર ઉપર ચડવું હોય તો કઠેરા ઉપર થઈનેજ જવાય તેમ હતું ! કઠેરા આગળ અમે ટ્રંકો ગોઠવીને કામચલાઉ પગથીઆં કરી દીધાં એટલે તે મુશ્કેલી પણ અમે ટાળી શકયાં.

જમવાની સ્થિતિ તો એવીજ રહી હતી એટલે જે કૈં કાચું કોરૂં હતું તે ખાઇને હું ઑફિસ જવા નીકળી પડયો. સાંજે હું પાછો આવ્યો ત્યારે મને આવકાર આપવા ચંચળ હમેશની માફક બારણા આગળ ઉભી ન હતી એટલે હું પેલી ટ્રંકોના પગથીઆં ઉપર ચઢીને દાદર ઉપર થઇને ઉપર ગયો; ત્યાં ચંચળ અને ચાકરડી મારા પલંગ-વાળા ઓરડામાં આખા ઓરડાને ઘેરીને ઉભેલાં ડ્રેસીંગ ટેબલને પૉલીશ કરવામાં મશગૂલ થઇ ગયાં હતાં. હું જેવો અંદર પેઠો કે તરતજ ચંચળે બુમ મારી: "જો જો, જો જો ! જરા સંભાળ તો રાખો ! અમારી આખા દિવસની મહેનત ઉપર ધુળ વળી જશે. હજી પૉલિશ લીધું છે."

"એ બધું તો ખરૂં પણ જમવાનું લીલું છે કે સુકું?" મેં જરા કટાક્ષથી પુછયું.

"તમે એમ દરેક બાબતમાં મશ્કરી કરો છો તે ઠીક નથી લાગતું. આખો દિવસ મજુરી કરી તેને માટે શાબાશીને બદલે જમવાનીવાત લાવો છો! હું અને ચાકરડી તો કાચું કોરૂં ખાઇ લેવાના છીએ, અને તમારે તમારાં બહેનને ત્યાં આજનો દિવસ જમી આવવાનું છે. આમાં રસોઇનો ટાઇમજ કયાંથી મળે?"

"હા, એ યોજના ખોટી નથી. મારાથી આ લીલાં પૉલિશની વાસજ ખમાતી નથી." હું બોલ્યો.

"તમને તો બધી વાતમાંજ ચેનચાળા છે! આ પૉલિશની તો મેં આજે બાર બાટલી વેચાતી લીધી છે. એનો ચળકાટ તો જુઓ!"

બાર બાટલીની શી કિંમત હશે તે જાણવાની દરકાર કર્યા વિના હું સડસડાટ દાદર ઉતરી પડયો. પણ ઉતાવળમાં નવા માર્ગની દિશા ભુલ્યો અને વાર્ડરોબની સાથેજ જોરમાં અફળાયો. આથી ઉશ્કેરાઇને મેં ચીડમાંને ચીડમાં વાર્ડરોબને ત્રણેક લાત ચોડી કહાડી અને પછી નવા માર્ગે ઉતરીને બહેનને ત્યાં જમવા ગયો.

* * * *

વધારે લખવાની જરૂર છે? મોટાં ઘરને માટે અમે શોધ કરવા માંડી. પણ ભાડાંના પ્રમાણને લીધે અમે તેમાં વિજયી નીવડયાં નહિં. ત્રણચાર દિવસમાં દાદરથી નવા માર્ગે, ઉતરવાની વૉશ-સ્ટૅન્ડને કોળીના પાંજરા તરીકે વાપરવાની, ડ્રેસીંગ ટેબલને સોફા તરીકે ઉપયોગમાં લેવાની અને વાર્ડરોબને એક નાની ઓરડી તરીકે વાપરવાની અમને ટેવ પડી ગઈ અને તે પ્રમાણે કયાં સુધી ચાલત તે હું કહી શકતો નથી; પણ એટલામાંજ એક દિવસ સાંજે હું ઓફીસથી પાછો ઘેર આવ્યો અને બારણું ઉઘાડયું ત્યાં મને સર્વ ખાલી

ખાલી લાગ્યું. દાદરના નવા માર્ગનો ઉપયોગ કરવાની આવશ્યકતા રહી ન હતી. હું આશ્ચર્ય પામતો ઉપર ચડ્યો ત્યાં ધોબીના પાંજરા તરીકે ઉપયોગમાં લેવાતું વૉશ-સ્ટેન્ડ પણ નહિં અને સુવાના ઓરડામાં એક ચક્રવે રાજ્ય ચલાવતું ડ્રેસીંગ ટેબલ પણ નહિં; માત્ર ચંચળ ડુસકાં ખાતી પલંગ ઉપર હતાશ વદને બેઠી હતી. પુછતાં પુછતાં ખબર પડી કે લૉટરીવાળાઓ બધા પૈસા લઇને અને ઇનામો જ્યાંથી લીધાં હતાં તેમને પણ પાઈ પરખાવ્યા વિના પલાયન થઈ ગયા હતા; એટલે ફરનીચરવાળાઓ આવીને અમારૂં ફરનીચર પાછું ઉઠાવી ગયા હતા !

તે દિવસ પછી ચંચળ લૉટરીમાં પૈસા ભરવાની સખત સામે છે અને સરકારે તેમજ ગાંધીજીએ એવી રીતે હરામખોરીને, આળસને અને લુચ્ચાઇને ઉત્તેજન નજ આપવું જોઇએ એમ દ્રઢતાથી પ્રતિપાદન કરવા યત્ન કરે છે.



# સુખ.

જગતમાં આદમબાવા જનમ્યા ત્યારથી મનુષ્યજાતે સુખ પ્રાપ્ત કરવાના ઉપાય યોજવા માડયા છે અને તેને અમલમાં મુકવાના યત્ન પણ કરી જોયા છે. અમુક મનુષ્યોને સુખ મળે અને બાકીનાઓને દુઃખ મળે એવી વ્યવસ્થા તો થઇ શકે તેમ છે અને અમુક પ્રમાણમાં આ દુનિયામાં એમ બનતું પણ આવ્યું છે. પણ જ્યારે ધણા પયગંબરો, અનેક મહાત્માઓ અને અસંખ્ય દોઢડાહ્યાઓ આખી મનુષ્યજાતને સુખી કરવાના અખતરા કરે છે ત્યારે તેઓ તેમના યત્નમાં અફળ જ નીવડે છે અને અફળ જ નીવડવાના. નેપોલીઅન જેવો માણસ ભલે એમ કહે કે એની પોતાની ડીક્ષનરીમાં 'અશક્ય' જેવો શબ્દ નથી. પણ છતાં અમુક બાબતો અશક્ય હોય છે જ. નેપોલીઅન જેવા મોટા માણસની સામે કૈં કહેવું કે લખવું એ ડહાપણભર્યું નહિં કહેવાય બાકી એમની ડીક્ષનરીમાં એવો શબ્દ નહોતો છતાં વિધિએ વાટરલુના રણસંગ્રામમાં તેમને વિજય પ્રાપ્ત કરવો અશક્યજ થઇ પડયો એ વાત હવે આપણાથી અજાણી રહી નથી.

આખી મનુષ્યજાતને સુખી કરી શકાય એવી માન્યતામાં માનવાવાળા એક મોટામાં મોટી બાબત ભુલી જાય છે અને એને લઇને જ એઓ પોતાનો તેમજ બીજાનો વખત આ મૃગજલ જેવી વાત પાછળ ગુમાવે છે. એ બાબત એ છે કે દરેક માણસને એક જાતનું સુખ જોઇતું નથી. દરેક માણસની ખોપરી જુદી અને એજ પ્રમાણે તેની સુખની ભાવના પણ જુદી. તે ઉપરાંત માણસોમાં વર્ગ પણ

કેટલા બધા! મુળ ત્રણ વર્ગ તો જાણીતા જ છેઃ પુરૂષ, સ્ત્રી અને બાલક. આ ત્રણ વર્ગના પેટા વર્ગ હજારોની સંખ્યામાં છે. ગરીબ, ધનવાન, રોગી, નિરોગી, યુવાન, વૃદ્ધ વગેરે વર્ગ ઉપરાંત દરેકના મગજમાં સુખની ભાવના જુદી એટલે સરવાળે એમાં કૈંજ બને તેવું નથી. વળી આ દુનિયા પ્રમાણમાં એટલી નાની મને જણાય છે કે દરેક માણસને પોતાની ભાવના પ્રમાણે વર્ત્તવાને બની શકે તેમ છે જ નહિં તેમજ એક માણસની ભાવના બીજા માણસની ભાવનાની બરાબર વિરોધી છે એટલે અશકયતા ઓર વધુ ઉગ્ર સ્વરૂપ ધારણ કરે છે.

કેટલાકો સ્વાભાવિક રીતે પ્રશ્ન ઉઠાવશે કે તું તારૂં જ સંભાળવાને બદલે આવું ચીબાવલું ડહાપણ ચલાવવા શા માટે તૈયાર થયો છે? જવાબમાં કહેવાનું એટલું કે શિખામણ આપવી તેમજ અન્યના વર્તનની ટીકા કરવી એ મનુષ્ય જાતિનો જીવનસિદ્ધ હક છે. આ બે વસ્તુ આપણા જીવનમાં નહિં હોત તો જીવન શૂન્ય બની જાત. શિખામણ આપવાની ચર્ચા કરતાં મને એક મારા મિત્ર યાદ આવે છે. બંગભંગના ઉશ્કેરણીભર્યા દિવસોમાં તેઓ પોતે એનારકીઝમની બહુ તરફેણમાં હતા. જ્યારે પાંચ દસ મિત્રો મળ્યા હોય ત્યારે આ ભાઈ બહુ ભયંકર ભાષણો (અલબત્ત ખાનગીમાંજ) આપતા હતા અને એજ શસ્ત્રવડે આપણા દેશનો તો શું પણ દુનિયાનો ઉદ્ધાર થશે એમ તે કહેતા. જ્યારે જ્યારે એ ચળવળ શાંત પડવા માંડતી જણાય ત્યારે એમનું હૃદય તિરસ્કારથી ઉભરાઇ જતું. દુનિયામાં બધા નામર્દોજ ભેગા થયા છે એમ તે વખતે તેમના ભાષણનો ટુંક સાર હતો. તેવામાં તેમના મોટા દિકરાએ અચાનક એક દિવસે જણાવ્યું કે તેનો વિચાર યુરોપ જઇને આવા સોશ્યલીસ્ટોની સાથે જોડાવાનો થાય છે. આટલું સાંભળતાં જ આ ભયંકર એનારકીસ્ટના ભવાં ફરી ગયાં. ક્રોધથી તેમનું આખું શરીર કાંપવા લાગ્યું. તેઓ બરાડી ઉઠયા; 'દિકરા!

વાહરે વાહ ! સાત પેઢીનું નામ બોળવા તૈયાર થયા છો ? તમને ભણાવવા આટઆટલા પૈસા ખરચ્યા તે કયી આશાએ ? કે રળીને અમને તું ઘડપણમાં ખવડાવે; અને આવાં તુતમાં જોડાઇ અમને ફનાફાતીઆ કરવા નહિં. સમજ્યો કે ભાઇ ! જો મોટો નેતા થઇને દેશનો ઉદ્ધાર કરવા નીકળ્યો છે તે ! ઘરના છોકરાં ઘંટી ચાટે અને ઉપાધ્યાયને આટો !" આ પ્રમાણેની વાકયોની પરંપરા અને તેમાં ઘટતી તેમજ અણઘટતી કહેવતોની ક્યુંબર એમના મુખમાંથી સતત વહેવા માંડી. છોકરાએ એક બે વખત એમને યાદ દેવડાવવાનું કર્યું કે એમના સિદ્ધાંત ઉપરથીજ તેણે પોતાની ઇચ્છા દેખાડી હતી. પણ જવાબમાં લંબકર્ણ, મુરખો, બેવકુફ વગેરે વિશેષણો મળ્યાં અને છેવટે "એટલુંય સમજતો નથી કે એ તો હું બીજાઓને માટે કહેતો હતો. આપણે દુનિયાની હજાર જંજાળ પડી. ન્યાતજાતનું અનેક રીતે સાચવવાનું રહ્યું ! આપણથી તે એવા રાજદ્વારી વિષયોમાં પડાય પણ ખરૂં ? તું એમ. એ. થઇ જા એટલે સીધો પેલા સાહેબની સીફારસથી તને એજ્યુકેશનલ ખાતામા રખાવી આપું કે મારે માથેથી ચિંતા ટળે."

બીજી કૈંક આનેજ મળતી કથા મહાત્માજીના અસહકાર વખતની મને સાંભરે છે. એક ગૃહસ્થ નામદાર સરકારનો મોટો પગાર ખાતા હતા અને અપ–ટુ–ડેટ અંગ્રેજી પોશાકમાં ફરતા હતા તે જે બીજા લોકો ખાદી નહિં પહેરતા તેમને માત્ર શિખામણો જ નહિં પણ 'બીકણ, બાયલા, દેશદ્રોહીઓ' વગેરે ઉપનામો આપી આપીને વગોવતા હતા.

આ ઉપરાંત શિખામણ આપવાનું નહિં હોય તો હમણા ત્રણ અને ચાર ચાર વાર પરણેલા પુરૂષો ગાંભીર્યથી જુવાન વિધવાઓને ત્યાગમાં રહેલ રહસ્ય સમજાવતા જોવામાં આવે છે અને વિધવાઓને તો પ્રભુભક્તિમાં અને સમાજની સેવામાં જ જીવન ગાળવું ઘટે એમ

કહેનારાઓએ શો ધંધો કરવો ? નાનામાં નાના પ્રશ્નથી માંડી રાષ્ટ્રિય પ્રશ્નો સંબંધી પણ શિખામણ આપનારાઓના ટોટા પડયા નથી એટલે શિખામણ આપવી એ તો માણસનો મોટામાં મોટો ધર્મ છે અને—

પણ આ તો હું કહેવા કૈં માગું છું અને કહું છું કૈં! જગત આખાને સુખી બનાવી શકાય કે નહિ એ અતિ મહત્વનો વિષય હું ચર્ચી રહ્યો છું અને દરેક મનુષ્યની સુખની ભાવના જુદી છે એને લઈને એમ બનવું અશક્ય છે—કેવળ અશક્ય છે એ સત્યનું પ્રતિપાદન કરી રહ્યો છું. પરંતુ સમય, શક્તિ તેમજ લખવાના અને છપાવવાના સાધનોનો પ્રમાણમાં અભાવ છે એટલે આ વિષયમાં ઉંડાં નહિ ઉતરતાં હું ટુંકમાં જ મારૂં દ્રષ્ટિબિંદુ સમજાવવાનો યત્ન કરીશ. સમાજના મોટા મોટા વર્ગની સુખની ભાવના કેવી છે એ સમજાવી દઉં એટલે વધુ કહેવાનું રહેજ નહિં.

બાલકોઃ બાલકો પ્રભુના પયગંબર છે વગેરે વગેરે વાતો કવિઓ કરતા આવ્યા છે અને કહે છે પણ આપણે સ્વપ્નસૃષ્ટિની વાતો કરતા નથી પણ સચોટ, સાદા વ્યવહારની જ વાતો કરીએ છીએ એટલે એ બધું આપણને નકામું છે. બાલકોના સુખની ભાવના એવી હોય છે કે તેમનાથી મોટાં દરેક દરેક માણસે—શું સ્ત્રી કે શું પુરૂષ–બાલકની એકે એક આજ્ઞાનું પાલન કરવું. આખો દિવસ ઉંઘી રહે અને આખી રાત એમને રમવાની ઇચ્છા હોય તો વડીલોએ રાતના ઉજાગરા કરીને એમની સામા બેસીને એમને રમાડવાં, કુતરાં બીલાડાંની ભાષાનું અનુકરણ કરીને એમને હસાવવાં, વચમાં વચમાં દુધ વગેરેનો ખોરાક એમને આપવો અને છતાં મોં ઉપર કોઇ પણ જાતના ગુસ્સાના કે કંટાળાનાં ચિહ્ન બતાવવાં નહિં. પોતે માંદાં પડે તો દવા આપવી નહિં, જો આપવી હોય તો દવા દાડમના શરબત જેવી મીઠી હોવી જોઇએ અને તેના દરેક ડોઝ પછી બબ્બે પેંડા કે નવટાંક નવટાંક

ગાંઠીયા આપવાની યોજના કરવી જ જોઇએ, વડીલોએ પોતાની આમદાની તરફ નહિ જોતાં, બાલકોને મોંઘાંમાં મોંઘાં રમકડાં તેમજ બાબાગાડીથી માંડીને જેમ જેમ બાલકની ઉમર મોટી થતી જાય તેમ તેમ ટ્રાઇસીકલ, બાઇસીકલ, મોટર સાયકલ વગેરે અપાવતા જવું અને વળી વિદ્યાભાસનું તો એમની આગળ નામ જ નહિં દેવું. ગાંધીજીનો સ્કુલો સાથેનો અસહકાર તો હમણા નીકળ્યો, પણ બાલકોનો એ અસહકાર તો આજે પરાપૂર્વથી ચાલતો આવ્યો છે.

સ્ત્રીઃ 'યત્ર નાર્યસ્તુ પુજ્યંતે' વગેરે બાબતો 'બાલક એ પ્રભુના પયગંબર છે, એના જેવી જ વ્યવહારીક જીવનમાં સ્થ ન પ.મી શકે એવી નથી એટલે એ વિશે તો મૌનજ ધારણ કરવું યોગ્ય છે. સ્ત્રી ખરૂં સુખ કયારે અનુભવી શકે ? ઉત્તરમાં એટલું જ કે એના પતિએ પોતાને માટેના સ્વરાજ્યની ભાવનાઓને તિલાંજલી આપી દેવી જોઇએ. સવારે સાડા પાંચથી ઉઠીને ઘરમાં બધુ કામકાજ પતિએજ કરી લેવું જોઇએ અને તે પતાવ્યા પછી ઓફીસ જવું. ત્યાંથી પાછા આવીને તેણે તરત ગૃહકાર્યમાં પરોવાઇ જવું, બાલકોને રમાડવાં, પત્ની સીવાય બીજી કોઇ પણ સ્ત્રીની સાથે સંભાષણ નહિ કરવું અને આવક પુરતી છે કે નહિં એની ગણત્રી કર્યાં વિના પત્નીને માટે આભુષણોની અનેક વસ્તુઓ અવારનવાર બજારમાંથી લાવ્યા કરવી. પડોશીઓએ તે સ્ત્રીનો ઉગ્ર સ્વભાવ સહન કરવો. તે સ્ત્રી કોઇપણ સારે પ્રસંગે સારૂં ખાવાનું ચખાડે પણ નહિ, તે છતાં પડોશીઓને ત્યાં કોઇપણ વાની થઇ હોય તો તે યોગ્ય પ્રમાણમાં એને ત્યાં આપી જવી. છોકરાંઓએ જન્મ્યા પછી તરતજ પોતાની બરદાસ્ત લેતાં શીખી લેવું જોઇએ અને કોઇપણ દિવસ માંદાં પડવાની ધૃષ્ટતા કરવી જ નહિ. ઘાટી ઘાટણે બહુજ ઓછા પગારમાં ચોવીસે કલાક બાઇના હુકમને આનંદથી માથે ઉઠાવવો જોઈએ, અને બોલી કરી હોય તેના કરતાં દસગણુ વધારે કામ કરી લેવું જોઇએ.

પુરૂષઃ બહાર જાહેરમાં ગમે તેવી સ્ત્રી સ્વાતંત્ર્યની વાતો કરતો હોય છતાં ઘરમાં તો પત્નીએ તેને દેવ તરીકે પૂજવો જોઇએ. પોતે આઠ વાગ્યે ઉઠે છતાં તે પહેલાં ઘરનું બધું કામ આટોપાઇ જવું જોઇએ. છોકરાંઓનું કકલાણ તેના દેખતાં જરા પણ થવા દેવું નહિં જોઇએ. પતિ પાસે એક પણ પાઇ માંગ્યા વિના આખું ઘર પત્નીએ સારી રીતે ચલાવવું જોઇએ, એટલુંજ નહિં પણ અઠવાડીયામાં બે ત્રણ વખત ભજીયાં, મુઠીયાં અને મીઠી વાની તૈયાર થવી જોઇએ. પોતે વિદ્વાન છે, સમાજમાં નેતારૂપ છે, ખુબસુરત છે, ધારે તો આખું જગત સર કરી શકે એવો છે એમ પોતાની પત્નીથી માંડીને એકેએક મનુષ્યે તેમજ બીજાં પ્રાણીએ ધારવું જોઇએ. ટુંકામાં પુરૂષની સુખની ભાવના આટલી સાદી અને સહેલાઇથી પ્રાપ્ત થઈ શકે તેવી છે!

જુના વિચારવાળો પુરૂષ: પોતાની જ્ઞાતિ દુનિયામાં સૌથી શ્રેષ્ઠ છે એમ જગતે માનવું. રાજ્યદ્વારી, સાંસારિક, સામાજિક, તેમજ નૈતિક વગેરે વિષયોમાં ઉપસ્થિત થતા મહાપ્રશ્નોમાં પોતે ચંચુપાત પણ નહિં કર્યો હોય અને પાપડીની જુદી જુદી વાની કેટલી થઈ શકે અને જ્ઞાતિની ઉજાણીઓમાં અમુક રૂતુમાં દુધપાકપુરીનું જમણ થઇ શકે કે શીખંડ પુરીનું એમાંજ એનું આખું જીવન વ્યતિત થતું હોય છતાં અન્ય મનુષ્યોએ તેમને જગતના પુરૂષોત્તમોમાં ગણવાજ જોઇએ. પોતે ચાર વખત, પાંચ વખત પરણી શકે પણ દસ વર્ષની બાળવિધવાએ તો આખો જન્મારો સમાજ સેવામાંજ ગાળવો (પછી ભલે એ સમાજમાં આમના જેવાં પુરૂષ રત્નોજ હોય ) જોઇએ.

શેઠીઆ તેમજ અમલદારોઃ કલાર્ક નામના પ્રાણીએ ઓછામાં ઓછો પગાર લઇનેજ સંતોષ માનવો જોઇએ. પ્રોમોશનને માટે કોઇ પણ દિવસ તેણે અરજી નહિં કરવી તેમજ ન્યાય અને અન્યાયની વાતોનો વિચાર સરખો પણ તેણે ન કરવો. સવારે આશરે નવેક વાગ્યે ઓ-

ફીસમાં દાખલ થઈ જઈ રાતના નવ દસ સુધી આનંદથી કામ કરવું. ઓફી-સની બહાર કામ ઉપર મોકલે તો ગાડી તો શું પણ ટ્રામનો પણ બનતાં સુધી ઉપયોગ નહિં કરતાં. પ્રભુએ આપેલા પગનોજ ઉપયોગ કરી લેવો. તે પ્રાણીએ ઉપરી અમલદારને દિવસમાં અનેક વેળા નીચા નમીને જી હજૂર કરીને સલામ ભરવી. રાતના નવ વાગ્યે ઓફીસ છોડતા પહેલાં પણ દરેક અમલદારને મળીને "હું તમારો દાસાનુદાસ છું, તમારા ચરણની રજ છું. મેં આજ અનેક અપરાધો કર્યા હશે એ બધાની ક્ષમા આપશો; અને હે દયાળુ દેવ! હવે હું મારે ઘર જાઉં?" આ પ્રમાણેની યાચના બહુ નમ્રતાથી, બહુ વિવેકથી ઘણી અદાથી અને દારૂણ દીનતાથી કરવી.

કલાર્ક: પોતાની યોગ્યતા કરતાં ઓછામાં ઓછો દશ ગણો પગાર તેમને મળવો જોઇએ. અઠવાડીયામાં એક રવીવાર ઉપરાંત, શનીના અડધા દિવસ ઉપરાંત, બીજા પાંચેક દિવસ જો છુટી મળી શકતી હોય તો ઠીક. ઓફીસમાં કામ કરે છે કે નથી કરતા એ વિશેની કોઇપણ પ્રકારની દેખરેખ ઉપરી અમલદાર રાખે એ એક પ્રકારની એ લોકોની ધૃષ્ટતાજ છે અને એમ કદી પણ નહિં થવું જોઇએ. જો ત્રણ ત્રણ મહીને પ્રોમોશન આપવાનું નહિં બની શકે તો છ છ મહીને તો પ્રોમોશન આપવુંજ જોઇએ. ઓફીસનો ટાઇમ એકાદ વાગ્યાથી ચાર સાડાચાર હોવો જોઈએ, અલબત જો રજાનું પ્રમાણ ઉપર લખાયું છે તે પ્રમાણે ગોઠવવામાં આવે તો ઓફીસનો વખત બહુ મહત્વનો નથી.

ઘાટી અને નોકરઃ—આખા દિવસમાં દોઢેક કલાકનું કામ કરી રહ્યા પછી એની ઇચ્છા હોય ત્યાં—ડ્રોઇંગરૂમમાં કે ગમે તેના બેડરૂમમાં કે કોઇપણ સ્થળે—એને નિરાંતે નિદ્રાવશ થવા દેવો. મહીનામાં પાંચ પંદર દિવસ નહિં આવે તો તેમાં તેને ઠપકો નહિં દેતાં તેને ખુશબ-ખ્તી આપવી. પોતાને ભુખ લાગે તે વખતે કોઇને પણ પુછયા વિના

પોતે ભંડારિયું ઉઘાડી મગજના લાડુ પેટમાં ભરે તો બધાએ આખા-ડાજ કરી જવા. પૈસાની તાણ જણાતાં, ઘરમાંથી કોઇપણ માણસના ગજવાનો વાટવો કાઢી તેમાંથી પાંચ દસ રૂપીઆ ઉપાડે તો જેના ગજવામાંથી ભાર હલકો થયો હોય તેણે એ બાબત ચુપકીદીજ પકડવી અને બને તો બીજા પાંચ દસ રૂપીઆ વાટવામાં મુકી રાખવા.

આ સીવાય ઘણા વર્ગો ઉભા કરી શકાય તેમ છે. દરેક વર્ગને માટે પણ ઘણું વધારે લખી શકાય તેમ છે. એક પ્રજા બીજી પ્રજા પોતાના હાથ નીચે સદા ગુલામ થઇ રહે એમજ ઇચ્છા ધરાવે છે, એક વેપારી પેઢી બીજી બધી પેઢીઓ દેવાળાં કાઢે એવું જોવાને ઇચ્છે છે. પગે ચાલનારાઓ, મોટરમાં બેસનારાઓને અકસ્માતો થાય એ જોવામાંજ સુખ અનુભવે છે. મોટરમાં બેસનારાઓ પગે ચાલનારાઓ અડફટમાં આવી જાય એમાંજ મોજ માને છે.

કોઇકિ કહેશે કે અમે અમુક વર્ગમાં છીએ છતાં એ વર્ગની તમે કલ્પેલી ભાવના અમે નથી માનતા. હું કહું છું કે "હશે, કદાચ તેમ પણ હોય, છતાં એ વર્ગના સોમાંથી નવાણું માણસો તો એમજ માને છે ને!" તો બસ, પછી આ બધાય જુદા જુદા વર્ગના તમામ મનુષ્યોને એમની ભાવનાઓ ફળીભૂત થઇને સુખ ક્યારે મળે? મળી શકે કે નહિ? મળવું શક્ય છે?

મારો ઉત્તર છે: કેવળ અશક્ય?



## -: હાસ્યરસનું હળવું સાહિત્ય :-

| | |
|---|---|
| મસ્ત ફકીરની મસ્તી | ૨-૦-૦ |
| મસ્ત ફકીરનો હાસ્ય ભંડાર | ૧-૮-૦ |
| રાજ્યરત્ન બીરબલનો હાસ્ય ભંડાર | ૨-૮-૦ |
| ઉંધિયું ભા. ૧ લો | ૧-૮-૦ |
| ,, ભા. ૨ જો | ૧-૮-૦ |
| ફઇબા કાકી | ૧-૮-૦ |
| દેવોને ખુલ્લા પત્રો | ૧-૪-૦ |
| દોઢ ડહાપણ સાગર | ૧-૮-૦ |
| વિનોદ વાટીકા | ૨-૦-૦ |
| હાસ્યકુંજ | ૧-૪-૦ |
| રસના ચટકાં | ૧-૪-૦ |
| હાસ્યમંદિર | ૨-૦-૦ |
| બાવાના બખેડા | ૧-૦-૦ |
| આનંદ-લહરી | ૨-૮-૦ |

મળવાનું ઠેકાણું:—

**આર. આર. શેઠની કું. બુકસેલર્સ.**

કેશવબાગ, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઇ.